# નિવેદન

૧૯૫૮માં રશિયાનો પ્રવાસ કર્યો ત્યારે આંતરરાષ્ટ્રીય રાજકારણની દષ્ટિએ જેને 'પશ્ચિમના દેશો' કહેવામાં આવે છે તેનો પ્રવાસ કરવાની ઇચ્છા થયેલી એ ઇચ્છા એક વર્ષમાં જ પૂરી થઈ ફેરોથી હોંગકોંગ સુધી ફરતા પૃથ્વીની જે પરકમ્મા થઈ ગઈ તેનું વર્ણન 'જન્મભૂમિ—પ્રવાસી'ના વાચકો માટે મે લખ્યું હતું રશિયાના પ્રવાસને અંગે લખેલું વર્ણન પુસ્તકાકારે કર્યું ત્યારે તેને આવકાર મળ્યો હતો આ પરકમ્માના લેખોએ તો વાચકોમાં અસાધારણ રસ જગાડયો હતો એટલે તેને પુસ્તકરૂપે પ્રગટ કર્યા વિના છૂટકો જ નહોતો 'પ્રવાસી'ના પાના પર અનેક પ્રકારની, લોકપ્રિય થાય એવી, સામગ્રી આટલાં વર્ષોમાં આપી છે, એમાં મારી અને બીજા લેખકોની નવલકથાઓનો પણ સમાવેશ થાય છે, પરંતુ હકીકતરૂપે એટલું નમ્રભાવે કહેવું જોઈએ કે 'પૃથ્વીની પરકમ્મા'ના લેખો લોકપ્રિયતામાં બધી સામગ્રીમાં મોખરે રહ્યા છે

આ પ્રવાસવર્ણન 'પ્રવાસી'માં છપાયું તેવું જ પુસ્તકાકારે કર્યું નથી કેટલાક અંગત ઉલ્લેખો કાઢી નાખ્યા છે અને અમેરિકાના પ્રવાસ અંગે હકીકતો રજૂ કરતું એક ખાસ પ્રકરણ ઉમેર્યું છે આ લેખોને 'અવલોકન, અભ્યાસ અને ચિંતન' એવું નામ મે વર્ણનમાં જ આપ્યું છે તે વાચકોને યથાર્થ લાગશે એમ ધારું છું અંતમાં, પ્રવાસના યોજકોનો, સહાયકોનો અને આ લેખોના વાચકોનો અંતઃકરણ-પૂર્વક આભાર માનું છું.

મોહનલાલ મહેતા-સોપાન

## અનુક્રમ

ખાતાએ મારા નામની ભલામણ દિલ્હી ને વૉશિંગ્ટન મોકલી આ હતી. કહેવાની જરૂર નથી કે આ સૂચનને મેં સહર્ષ વધાવી લીધું. વખતે ખાતરી નહોતી કે ચોક્કસ ક્યારે જવાનું થશે, પરંતુ મેં મા પસંદગી ઍપ્રિલ–મે–જૂનના ગાળાના બે માસની એમને જણાવી હતી

માર્ચ મહિનામાં વિધિપુરઃસર મને આમંત્રણ મળ્યું. અમેરિકાન સરકાર વિવિધ યોજનાઓ નીચે વિદેશના વિવિધક્ષેત્રના લોકોને મોટ સંખ્યામાં પોતાને ત્યાં નોતરે છે. આની પાછળ કોઈ રાજકીય હેતુન એટલે કે સ્વાર્થી અથવા તો બૂરા હેતુની કલ્પના જેમને કરવી હોય તેમને કોઈ રોકી શકે નહિ. હા, આવાં આમંત્રણો કટ્ટર સામ્યવાદીઓને અથવા તો અમેરિકાની નીતિના પાકા વિરોધીઓને નહિ અપાતાં હોય જો કે અમેરિકા ને રશિયા વચ્ચે થયેલા સાંસ્કૃતિક કરારો અનુસાર બંને દેશોમાંથી પ્રવાસીઓ એકબીજા દેશમાં જાય–આવે છે. મને અનુભવે એમ જણાયું છે કે અમેરિકાના પ્રવાસ માટે અપાતાં આમંત્રણમાં વ્યક્તિઓની પસંદગીમાં ભૂલો થતી હશે–થાય પણ છે, પરંતુ તેની પાછળ અમેરિકાની સિદ્ધિઓથી આંજી નાખવાની કે તેની વાહવાહ બોલાવવાની કોઈ યોજના હોતી નથી.

મને જ્યારે આમંત્રણ મળ્યું ત્યારે મારા કાર્યક્રમ અંગે મેં ઝીણવટથી બધું પૂછ્યું હતું. પ્રવાસને અંતે માહિતી ખાતું અથવા વિદેશ ખાતું મારી પાસેથી શી અપેક્ષા રાખે છે તે જાણવા પણ મેં પ્રયત્ન કર્યો હતો. મને વારંવાર એમ થતું હતું કે આ પ્રવાસના બદલામાં તેઓ મારી પાસેથી કંઈક મેળવવાની તો અપેક્ષા રાખતા હશે, પરંતુ મેં આનંદ અને આશ્ચર્ય વચ્ચે જોયું કે એવી કોઈ અપેક્ષા કોઈએ વ્યક્ત કરી નહોતી, તેમ રાખી પણ ન હતી. મારા પ્રશ્નોના જવાબમાં મને જે કહેવામાં આવ્યું તેનો સાર આવો હતો: 'અમેરિકામાં તમારે શું જોવું, શું જાણવું, ક્યાં રહેવું, કોને મળવું, ક્યા પ્રદેશો ફરવું તે બધું તમારે જ નક્કી કરવાનું છે. તમે એ દેશમાં નવા ? થોડા સમયમાં તમે ઘણું બધું જોવા–જાણવા ઇચ્છો એટલે તમા

અમારી મદદની જેટલી જરૂર હોય તેટલી આપવા અમે તૈયાર છીએ.' આ જવાબથી મને ખાતરી થઈ કે અમેરિકામાં જે કંઈ જોવું-જાણવું હશે તે સ્વતંત્ર રીતે જો-જાણી શકાશે. હું કયાં કયા રાજ્યો, પ્રદેશોમાં ફરવા માગું છું, કઈ કઈ સંસ્થાઓ જોવાની અને કઇ વ્યક્તિઓને ખાસ મળવાની મને ઇચ્છા છે, મારો મુખ્ય રસ કયા કયા વિષયોમાં છે એ બધું મને પૂછ્યું અને મેં અમેરિકાના અનુભવી મિત્રોની મદદ લઇને તે બધું એમને જણાવ્યું. અમેરિકામા મારે એકલા ફરવું કે કો-ની સાથે, તે વિષે પણ એમનો કશો આગ્રહ નહોતો.

અમેરિકાનું આમંત્રણ મળ્યું કે તરત જ યુરોપના જુદા જુદા દેશો અને જાપાનના પ્રવાસની પણ સગવડો થવા લાગી. મારાં પત્ની પણ પ્રવાસમાં સામેલ થઈ શકયાં. આ બધું ગોઠવવામાં અમેરિકાના માહિતી ખાતાએ સારી મદદ કરી. અમે મુંબઈથી વિદાય લેવાની તારીખ એપ્રિલની ૨૫ નક્કી કરી રાખી હતી, પરંતુ કાર્યક્રમ છેલ્લા અઠવાડિયા સુધી બદલાયા જ કરતો હતો. અમે એપ્રિલની આખરે અમેરિકા પહોંચી જઇએ એવી અપેક્ષા રાખવામા આવી હતી, એટલે એમ ઠરાવેલું કે વળતી વેળાએ યુરોપનો પ્રવાસ કરવો, પરંતુ કેટલાક મિત્રોનુ એવું સૂચન થયુ કે યુરોપના દેશો ફરીને પછી અમેરિકા જવુ અને પેસિફિકના માર્ગેથી જાપાન વગેરે દેશો જોઇને પાછા આવવુ આનો અર્થ એ થાય કે અમે અમેરિકા એપ્રિલની આખરે પહોચી શકીએ નહિ માહિતી ખાતાએ આ માટે વોશિંગ્ટન પુછાવી ખાસ મંજૂરી મેળવીને અમારા માટે પૃથ્વીની, આખી પણ પૂરી, પરકમ્મા કરવાનુ સરળ કરી આપ્યુ.

પ્રવાસની યોજના જ્યારે વિચારાતી હતી ત્યારે સગાઓ અને સ્નેહીઓએ જે ઉત્સાહ બતાવ્યો તેની નોંધ ન લઇએ તો અમે નગુણા જ ઠરીએ. અમારા મનમા પ્રવાસનો આનંદ હતો, એ દ્વારા કંઈક જ્ઞાન મળશે, પ્રેરણા મળશે, અમારા આનંદમા ને જ્ઞાનમાં બીજાઓને ભાગીદાર બનાવી શકાશે એવી લાગણી યે મનમા હતી; છતા આ પ્રવાસમા કંઈ અસાધારણ કે અતિ મહત્ત્વનુ છે એમ અમે માન્યું

નહોતુ સ્વજનોએ જે શુભેચ્છાઓ વરસાવી તે જ ખરેખર તો અસાધારણ હતી લગભગ સર્વત્ર અમને સહાયરૂપ થવાની મનોવૃત્તિ જોવા મળી હતી ખાનગી કે જાહેર ભોજનસમારંભો, હારતોરા, શુભેચ્છાના પત્રો ને તારો એ બધાથી હૃદય આભારવશ બની જતુ હતુ કાર્યક્રમ ગોઠવવામા અને ભલામણપત્રોનો ઢગલો કરી દેવામાં પણ મીઠી સ્પર્ધા હતી અનેક મિત્રોએ એમના કુટુબીજનો, સબધીઓ ને વેપારીઓ ઉપર પત્રો લખ્યા હતા આ બધાનો એકસાથે વિચાર કરતા મનમા એવી લાગણી થતી હતી કે વિદેશમા અમે એકલા નહિ હોઈએ, પરતુ સેકડો સ્વજનોને મળવા માટે અમે ત્યા જઈ રહ્યા છીએ।

શનિવાર તા ૨૫ એપ્રિલની મધરાતે અમારે વિમાનમાર્ગે ઊપડવાનુ હતુ વિમાન રાતના ૧૨–૫ વાગે ઊપડવાનુ હતુ એટલે તા ૨૬મી થતી હતી સ્વજનોની સ્નેહભરી વિદાય લઈ અમે વિમાનમાં ચડ્યાં ત્યારે સાચે જ રોમાચ અનુભવ્યો પ્રથમથી જ ૮૦ દિવસના પ્રવાસની ગણતરી રાખી હતી આમા ૪ દિવસ જવા–આવવાના અને ૫૬ દિવસ અમેરિકામા રહેવાના નક્કી થઈ ગયેલા હતા બાકીના દિવસોમા યુરોપ અને બીજુ જે કઈ જોવાય તે જોવુ હતુ કાર્યક્રમ ઘડતી વખતે એમ થયા જ કરતુ હતુ કે ૮૦ દિવસનો સમય ઘણો ઓછો છે, પરતુ બધા સયોગોનો વિચાર કરી એ બધન સ્વીકારી લીધુ હતુ સમયની મર્યાદાને કારણે અમેરિકાનો પ્રવાસ અભ્યાસદૃષ્ટિએ ગોઠવ્યો હતો, જ્યારે બીજા દેશોનો પ્રવાસ તેની માત્ર ઝાખી મેળવવાની દૃષ્ટિએ અમેરિકામા પ્રજાજીવનને સ્પર્શતા ઘણા ક્ષેત્રોનુ અવલોકન કર્યું, જ્યારે યુરોપ અને જાપાનમા મહત્ત્વના સ્થળો અને લોકજીવન જોઈને સતોષ માન્યો આ પ્રવાસકથાને 'પૃથ્વીની પરકમ્મા' એવુ નામ આપ્યુ છે તે ભૌગોલિક દૃષ્ટિએ જ છે, કારણ કે મુબઈથી એક જ દિશામા પ્રયાણ કરી ફરી મુબઈ આવતા પૃથ્વીની પ્રદક્ષિણા થઈ ગઈ છે જગતના બધા તો નહિ જ, પરતુ થોડા દેશોનુ યે એમા પૂર્ણ દર્શન થયુ હોવ...

આ પ્રવાસકથા રશિયા કરતાં કંઇક ભિન્ન રીતે લખવાનું વિચાર્યું છે. પ્રવાસનો ક્રમ જાળવવા હું પ્રયાસ કરીશ, પરંતુ અનુભવ, અવલોકન અને ચિંતન ત્રણેય એક સાથે રજૂ કરવાનો ઇરાદો છે. આ માટે આગળ પાછળના પ્રસંગોને જોડયા વિના ચાલશે નહિ મને એવી આશા છે કે રશિયાના પ્રવાસમા વાચકોએ ભાગીદાર બનીને રસ માણ્યો હતો તેમ આમા યે માણશે. પ્રવાસના કુલ ૯૦ દિવસમા ખાસ ખાસ શું જોયું તેની આછી રૂપરેખા અહી આપી દેવાનું યોગ્ય ગણાશે. મુંબઈથી અમે કેરો ગયા. એથેન્સની ભૂમિનો માત્ર સ્પર્શ જ કર્યો. ત્યાથી રોમ ગયા. નેપલ્સ અને કાપરી જવું હતુ, પરતુ રોમનાં પ્રાચીન સ્થળો ને સ્થાપત્યોએ અમને વશ કરી લીધા એટલે ત્યા વધુ રોકાઇ ગયા. ત્યાથી વેનિસ ગયા. જવાનુ વિમાનમા જ હતું, પરતુ વરસાદ ને વાવાઝોડાને કારણે વિમાની વ્યવહાર અટકી ગયો ને પૂરા દસ કલાક ટ્રેનની મુસાફરીમાં ઇટાલીની અત્યંત સુંદર ભૂમિનાં દર્શન કર્યા. વેનિસથી મિલાન ગયા. એ ઉદ્યોગ તથા વ્યાપારનુ ધામ અને પ્રાચીન-અર્વાચીન કલા યે ખરી. ત્યાંથી સ્વીટ્ઝર્લેન્ડની સરહદ બાજુનો એકમો માઇલનો સરોવર-પ્રદેશ નીરખ્યો.

ઇટાલીથી અમે સ્વીટ્ઝર્લેન્ડ ગયા. જીનિવાથી તેની શરૂઆત કરી. ત્યાથી ઝુરિક. બને એકબીજાથી તદ્દન નિરાળા ઝુરિકથી લોઝોર્ન થઇને ઇન્ટરલાકન ગયા અને હિમાચ્છાદિત યુન્ફ્રાઉનો પ્રવાસ ખેડયો ત્યાંથી પાછા ફરી જર્મનીમાં ડુસલડોર્ફ ઊતર્યા. રહાઇન નદી અને રૂહરનો ઓદ્યોગિક વિસ્તાર, એકાદ બે કારખાના, બોન, કોલોન વગેરે શહેરો જોયા. ત્યાથી પેરિસ ગયા મનભરીને એ નગરીનુ અવલોકન કર્યું. ત્યાથી લડન અને આસપાસના બમો માઇલનો વિસ્તાર હેમ્પટનકોર્ટ, વિન્ડસર કેસલ, ઓકસફર્ડ, શેકસપિયરની જન્મભૂમિ સ્ટાટફોર્ડ વગેરે જોયા અને યુરોપને સલામ કરી અમેરિકા પહોચ્યા અમેરિકામાં સ્થળોનો ખ્યાલ આપુ તો વોશિગ્ટન અને આસપાસનો પ્રદેશ, દક્ષિણમાં ટેનીસી રાજ્યમા નોકસવેલ અને આસપાસ, ન્યુયોર્કની મહાનગરી,

બફેલો ને નાયગરા, ડેટ્રોઇટ, શિકાગો, મિનિયાપોલિસ, વૉશિંગ્ટન, સૉલ્ટલેક, રેનો, ફિનિક્સ, પ્રેસકોટ, ફ્લેગસ્ટાફ, લૉસ એન્જલ્સ સાન ફ્રાન્સિસ્કો ને હવાઇ ટાપુનો પ્રવાસ ખેડ્યો ત્યાંથી વેક ટાપુ થઇને ટોકિયો પહોંચ્યા ટોકિયોની આસપાસ યોકોહામા, કામાકુરા, નીકો વગેરે જોયાં ત્યાંથી હોંગકોંગ, કાઉલૂન અને ચીનની તળભૂમિની રાજકીય સરહદ જોઇને બેંગકોક ને કલકત્તાનાં સહેજ દર્શન કરી તા ૨૪ જુલાઈની રાતે મુંબઈ પાછા પહોંચ્યા

અમેરિકામાં નદીબંધો જોયા, વિદ્યાપીઠો જોઇ, વર્તમાનપત્રોની કચેરીઓ જોઇ, ત્યાંની કોંગ્રેસની બેઠકો જોઇ નીગ્રોની સંસ્થાઓ જોઈ ને તેમના આગેવાનોને મળ્યાં રેડ ઇન્ડિયનોને એમની મૂળ સ્થિતિમાં જોયા નાયગરાનો ધોધ ને ગ્રાન્ડ કૅનિયન જેવાં સ્થળો જોયાં હજારો માઈલનો પ્રવાસ અમેરિકાની અંદર જ થયો સેંકડો માઇલ મોટરમાં ફર્યાં શહેરોની સાથે નદીઓ, સરોવરો, પહાડો જંગલો ને રણપ્રદેશોનો પણ અનુભવ લીધો સંયુક્ત રાષ્ટ્રસંસ્થા, આંતરરાષ્ટ્રીય બેંક, એક્સ્ચેંજ બેંક અને એવી વિશ્વસંસ્થાઓ જોઈ અપંગો ને અંધોની શાળાઓ, ઇસ્પિતાલો, માધ્યમિક શાળાઓ, સામાજિક સંસ્થાઓ, વિશાળ કારખાનાઓ, અસાધારણ ગણાતી હોય એવી ઇમારતો, રોડિયો જેવી રમતો હૉલીવુડ, ડિઝનીલૅન્ડ, રાજકીય અને બિનરાજકીય સંસ્થાઓ, ધર્મસ્થાનો, બાળ સુધારણાગૃહો વગેરેનું નિરીક્ષણ કર્યું વિદ્યાર્થીઓ— હિંદના, અમેરિકાના ને બીજા દેશોના, વેપારીઓ ને ઉદ્યોગપતિઓ, શિક્ષકો ને પ્રાધ્યાપકો, ડૉક્ટરો ને ધારાશાસ્ત્રીઓ, ધર્મગુરુઓ ને સમાજસેવકો, રાજકારણના વ્યક્તિઓ ને સામાન્યજનોને મનભરીને મળ્યા અમેરિકાના અર્થતંત્રને, રાજતંત્રને, વિદેશનીતિને, પક્ષપદ્ધતિને, કુટુંબજીવનને, ધાર્મિક લાગણીને, બીજા દેશો તથા ખાસ કરીને રશિયા પ્રત્યેના વલણને સમજવાનો પ્રયત્ન કર્યો વૈજ્ઞાનિક પદ્ધતિએ ગુનાઓ શોધતી 'ફેડરલ બ્યુરો ઑફ ઇન્વેસ્ટિગેશન નામની સંસ્થાનો ઠંડક ઊંડાણથી પરિચય મેળવ્યો અમેરિકન કુટુંબોમાં એમના [illegible]

રહ્યા, હોટેલોમા રહ્યા, હિંદીઓ–ગુજરાતીઓને ત્યા પણ રહ્યા. આંખ, કાન ને મન ઉઘાડાં રાખી અમેરિકાની વિશેષતાઓ જોઈ ને સમસ્યાઓ પણ જોઈ આપણા રાજદૂતાવાસમા શ્રી ચાગલા અને બીજાઓને મળવાનુ બન્યુ અને ખાસ સમય મેળવી શ્રી ચાગલાની મુલાકાત પણ લીધી.

જે જોયુ–જાણ્યુ તેના મન પર અનેક પ્રત્યાઘાતો પડયા છે આ બધાનુ શક્ય તેટલા સક્ષેપમા અહીં વર્ણન કરવાનો ઇરાદો છે. જે દેશો જોવાયા છે તે બધા જ આતરરાષ્ટ્રીય રાજકારણની દૃષ્ટિએ અત્યારે પશ્ચિમી જૂથના ગણાય. પૂર્વના જૂથમા માત્ર રશિયા જોયુ છે. પ ંતુ તે કેન્દ્રસ્થાન છે એટલે બ ને જૂથની, તેની શક્તિ અને પદ્ધતિની તુલના પણ મનમા અનેકવાર થઈ ગઈ છે વાચકોને જેમ અવલોકનમા તેમ ચિંતનમા પણ સાથીદાર બનાવવા છે.

તા ૨૫–૨૬ની રાત્રે વિમાનમા ઊપડયાં ત્યારે મન કલ્પનાથી ભરાયેલુ હતુ. બપોરે ઇજીપ્તના પાટનગર કેરોમાં પહોચશુ એમ વિચારતા હતા ત્યા વિમાનમાં વિમાનીઓ ને પરિચારકોની દોડાદોડ શરૂ થઈ. શરૂઆતમા કઇ સમજાયુ નહિ. સૂવાની તૈયારીમા પડેલાઓ ચિન્તાતુર બની આસપાસ જોવા લાગ્યા થોડીવારમા જાહેરાત થઇ ' 'વિમાનમા વીજળીના તારોમા કઇક ખામી દેખાઇ છે એટલે પાછાં જવુ પડશે ચિન્તા જેવુ કઈ નથી ' એકાદ કલાક ઊડયા હોઈશુ ને આ સ્થિતિ થઈ. વિમાન પાછુ ફર્યું વિમાની મથકે અમે ઊતર્યા ત્યારે અમને અને બીજાઓને વિદાય આપવા આવનારાઓ પોતાને ઘેર પહોચી ગયા હતા. ઘેર ફોન કરવો કે નહિ તે વિષે થોડી ગડમથલ ભોગવી, પણ પછી નક્કી કર્યું કે આ સમાચારથી સૌને ચિન્તા થશે ને અહીં દોડી આવશે. સવારના સાડા ચાર વાગ્યા સુધી મુબઇની હવા માણી અમે ફરીને વિમાનમા બેઠા ને અમારો પ્રવાસ નિર્વિઘ્ને આગળ વધ્યો

વિમાની અકસ્માતોનું પ્રમાણ બીજાં વાહનોના અકસ્માતોથી વધારે નથી છતાં વિમાની પ્રવાસ અંગે વધુ ભય સેવવામાં આવે છે તેનું એ કારણ તે આકાશમાં નિરાધાર ઊડે છે એ છે. બીજું કારણ એ કે અકસ્માતમાં બચવાની આશા ઘણી ઓછી એ. દરિયાપાર જતાં વિમાનમાં અકસ્માત વેળાએ બચી જવાની જે તાલીમ આપવામાં આવે છે તે યોગ્ય છે પરન્તુ તેથી નવા પ્રવાસીના મનમાં કેટલીક કલ્પનાઓ જાગી ઊઠે છે. આ પ્રવાસમાં અમારે તો વારંવાર વિમાનમાં બેસવાનું ઊડવાનું ને ઊતરવાનું હતું. સમગ્ર પ્રવાસની ગણતરી કરીએ તો કુલ ૨૭ વિમાનોમાં અમે મુસાફરી કરી છે. ૨૫ મિનિટથી ૧૭ કલાક સુધીનો એકધારો પ્રવાસ થયો છે. ઇશ્વરની કૃપાથી એક નાનકડા અપવાદ સિવાય બધી જ મુસાફરી નિશ્ચિંત મને થઇ શકી છે.

મોટા વિમાનોમાં જે સગવડો હોય છે તે અમારા આ વિમાનમાં પણ હતી. પરોઢિયે અમારો પ્રવાસ શરૂ થયો છતાં થાકને કારણે થોડી ઊંઘ લઇ શકાઈ. બપોરના ત્રણેક વાગે અમે કૈરો પહોંચ્યાં. અહીં સુધીમાં સમયની દૃષ્ટિએ સાડાત્રણ કલાકનો 'લાભ' અમે મેળવ્યો હતો. મુંબઇની ઘડિયાળ ત્યારે સાંજના સાડા છનો સમય બતાવતી હતી. કૈરો ઉતારવામાં એનાં પ્રાચીન સ્થળો, ખાસ કરીને પિરામિડ જોવાની તથા ઇજીપ્તમાં જે રાજકીય પરિવર્તન આવ્યું છે તેની સામાન્ય માનવી પર કેવી અસર છે તે પામવાની ઇચ્છા હતી. એક દિવસ ત્યાં રહ્યાં એમાં એ ઇચ્છા ઠીક પ્રમાણમાં સંતોષાઇ.

કૈરો ઇજીપ્તનું પાટનગર છે. ઇજીપ્તની સમૃદ્ધિ કહો કે જીવાદોરી કહો, તે નાઇલ નદીના કિનારા પર એ વસેલુ છે. પિરામિડ અને એવાં કેટલાંક સ્થળો ઇજીપ્તની પ્રાચીન સંસ્કૃતિનો આપણને ખ્યાલ આપે. પરન્તુ કૈરો એની સરખામણીમા નવું શહેર છે. ઇજીપ્તની સંસ્કૃતિ તો આશરે દશ હજાર વર્ષ જૂની ગણાય છે. કેટલાકના મતે સંસ્કૃતિનો ઊગમ જ નાઇલના કિનારા પર થયો છે. કૈરોની રચના ઈ. સ. ૯૬૮માં થઈ એટલે તેની વય એકાદ હજાર વર્ષની છે, પરંતુ તેનો ઇતિહાસ

વૈવિધ્યભર્યો છે આજનું કેરો આંતરરાષ્ટ્રીય મહત્ત્વ ધરાવે છે. આફ્રિકા ખંડનું અને આરબ જગતનું એ મોટામાં મોટું શહેર છે. આરબ દુનિયાનું નેતૃત્વ ઇજિપ્તના હાથમાં છે. આ નેતૃત્વને પડકાર થાય છે, પરંતુ માનવસંખ્યા, લશ્કરી શક્તિ અને પ્રાચીન પરંપરાને કારણે તેની અવગણના થઈ શકતી નથી. સાતમી સદીમાં આરબોએ ઇજિપ્ત પર ચડાઇ કરી તે પછી આ શહેરની રચના થઇ. નાઇલના પૂર્વ કિનારે નગર રચવાની પાછળ લશ્કરી બચાવનો હેતુ હતો. કેરોની ભૌગોલિક સ્થિતિને કારણે યુરોપ અને પશ્ચિમ એશિયા સાથે તેનો વ્યવહાર વધતો જ રહ્યો. અને તે રીતે વિકાસમાં પણ વેગ આવ્યો. કેરોનું મૂળ નામ અલ–કાહીર એટલે કે વિજયી, બીજી રીતે વિજયનગર. કેરોની વસતિ અત્યારે લગભગ ૩૦ લાખની છે. શહેરનો અમુક ભાગ યુરોપનાં મોટાં શહેરોની યાદ આપે અને મુંબઈથી યે ભવ્ય લાગે એવો છે. એટલો જ ભાગ જોઇએ તો સમૃદ્ધિયે વધુ જણાય, પરંતુ અંદરના ભાગમાં ગરીબાઈ અને ગંદકી જોતાં મનનું ચિત્ર બદલાઇ જાય

કેરોથી પાંચ–છ માઇલ દૂર પિરામિડ છે. જગતની સાત અજાયબીઓમાં આ સૌથી જૂની અને આજ સુધી ટકી રહેલી અજાયબી છે. પિરામિડ વિષે મિસરી ભાષામાં કહેવત છે : 'આ જગતમાં બધાની સામે કાળનો ભય ઊભો છે, જ્યારે પિરામિડ તો ખુદ કાળ માટે—સમય માટે પણ ભયરૂપ છે !' ઇજિપ્તમાં પિરામિડ યુગ દરમિયાન ૫૦–૬૦ પિરામિડો ઊભા થયા છે. એ વસ્તુતઃ રાજાઓની કબરો છે. શબો સાચવવાની બાબતમાં પ્રાચીન ઇજિપ્તને કોઈ પહોંચે એમ નથી. કેરો પાસે મુખ્ય ત્રણ પિરામિડો છે, તેમાં સૌથી મોટા પિરામિડની સામે જઈને અમે ઊભા રહ્યાં ત્યારે તેની ભવ્યતાથી અંજાવાને બદલે અમે તો નિરાશા અનુભવી ગ્રીક ઇતિહાસકારોના મતે આ પિરામિડો પાંચેક હજાર વર્ષ પહેલા રચાયાં છે. એ વખતે એક લાખ મજૂરોએ ૨૦ વર્ષ સુધી કાળી મજૂરી અને ચાબખાઓનો માર સહન કરીને આ આ પથ્થરો ગોઠવ્યા છે. પિરામિડમાં સુંદરતા જેવું કંઈ નથી.

આજુબાજુ રણની રેતી ઊડે છે અમે ગયા ત્યારે તાપ પણ સખત હતો. એનું ભોયતળિયું ૭૫૫ ચોરસ ફીટ અને ઊંચાઈ ૪૮૧ ફીટ છે એમ કહેવાય છે કે એના પોલાણમાં રોમના અતિ વિખ્યાત સેંટપીટરના બે દેવળો સમાઇ જાય એટલી એની વિશાળતા છે.



★ પાંચ હજાર વર્ષ પહેલાના પિરામિડો ★

પિરામિડ સુધી આવ્યા છીએ તો બહારથી જોઈ નિરાશ થવાને બદલે અંદર પણ જવું અને ઉપર પણ ચડવું એમ અમે નક્કી કર્યું બીજા કેટલાયે વિદેશીઓની સાથે અમે પણ ભોમિયાની સાથે અંદર દાખલ થયા આરંભમાં શરીર સીધું રાખીને ચડી શકાતું હતું, પગથિયાઓ મુશ્કેલ હતા આગળ જતા વાંકા વળી ચાલવું પડયું ચઢાણ મુશ્કેલ છતાં અમે ઠેઠ સુધી પહોંચ્યા લગભગ ટોચ સુધી જઈ

આવીને પિરામિડ જોવાનો સંતોષ અનુભવ્યો. આ સ્થળની વિશેષતા સમયની સાથે સંબંધ ધરાવે છે. પાંચ હજાર વર્ષ પહેલાં આવડી મોટી ઇમારત રચાય, એમાં પથ્થર-ઈંટો વપરાય, જાતજાતના ગુપ્ત રસ્તાઓ—સીડીઓ ગોઠવાય, એ બધું આશ્ચર્યજનક ખરું, પરંતુ એમાં સૌંદર્ય કે કલા જેવું અમને કશું દેખાયું નહિ.

કેરોના જોવા લાયક લગભગ બધાં સ્થળો અમે જોયાં. મસ્જિદોની બાંધણી અને કારીગરી ખરેખર આકર્ષક લાગ્યાં. નાઇલની શોભા તો સાંજે ને વહેલી સવારે કંઇ ઓર જ હતી. જૂની દીવાલો અને મિનારા એની ભવ્યતાનો ખ્યાલ આપતા હતા. લગભગ હજાર વર્ષ પહેલાં સ્થપાયેલી વિદ્યાપીઠ પણ આકર્ષક લાગી. કેરોનાં મકાનો, સ્થાપત્યો, કલા વગેરેમાં પૂર્વ અને પશ્ચિમનું મિશ્રણ આપણને લાગ્યા વિના રહે નહિ. નવાં મકાનો યુરોપ-અમેરિકાનો ખ્યાલ આપે અને જૂનાં મકાનો મધ્યયુગની યાદ આપે. કેરોમાં અને યુરોપ-અમેરિકાનાં સંગ્રહસ્થાનો તથા કલામંદિરોમાં ઇજિપ્તની પ્રાચીન કલાનાં દર્શન કરતાં અમારા મન પર એક છાપ પડી કે એમાં જીવનની મહત્તા ગવાઈ નથી, પરંતુ મૃત્યુનું વાતાવરણ વિશેષ સર્જાયું છે. આ કારણે ચિત્ત પ્રસન્નતા અનુભવી શક્યું નહિ.

ઇજિપ્તની રાજકીય અને આર્થિક પરિસ્થિતિ વિશે વ્યાપક કે ઊંડો પરિચય મેળવવાનું શક્ય નહોતું. બેચાર વેપારીઓ, અમલદારો, સામાન્ય માણસો, ઇઝરાઈલ સાથેના ઝઘડાને કારણે રાષ્ટ્રસંસ્થા તરફથી રાખવામાં આવેલા દળના ત્રણ હિંદી સૈનિકો વગેરે સાથે જે વાતચીતો થઇ અને કેરોનું અવલોકન કરતાં મન પર જે છાપ પડી તે કંઈક આ પ્રકારની છે. લોકો પ્રમુખ નાસર પ્રત્યે આદર અને પ્રેમ ધરાવે છે. નાસરથી જ તેઓ સ્વતંત્રતા ટકાવી શકશે અને આબાદ બની શકશે એમ માને છે. સિરિયા અને ઇજિપ્તના જોડાણ અંગે બહુ ઉત્સાહ ન દેખાયો. એનું કારણ ઇરાકના છેલ્લા બનાવો. લોકોના દિલમાં એ જોડાણે એવી આશા પ્રગટાવી હતી કે આરબ રાજ્યો એક થઈ જશે અને

મુંબઈ છોડયું ત્યારથી ભોજનની મુશ્કેલી અમે અનુભવવા માંડી હતી. વિમાનમાં અને હોટેલ-રેસ્ટોરાંમાં શાકાહારીઓ ઇંડાં તો લે જ અને ઘણા લોકોને માછલીનો-દરિયાઈ વનસ્પતિ-નો વાંધો ન હોય એવી માન્યતા અમે જોઇ. કેરોમાં અમે નાઇલના કિનારા પરની અદ્યતન સગવડોવાળી હોટેલમાં ઊતર્યાં હતાં. દુનિયાની ઉત્તમોત્તમ હોટેલમાં એની ગણના કરવી પડે એટલો ભપકો ને એટલી સગવડો, પરંતુ નિરામિષા-હારીઓ માટે તો કાચાં કે બાફેલાં શાકભાજી જ મળે ! અમે શહેરની અંદર એક રેસ્ટોરાંમાંથી રોટી ને શાક મેળવી શક્યાં. મોડી રાત સુધી ઇજીપ્તના પાટનગરના રાજમાર્ગો પર ઘૂમીને પાછાં આવ્યાં ત્યારે કેરો જોવાના સંતોષના કરતાં, આવતી કાલે એથેન્સની ઝાંખી કરીને રોમ જોઇશું એવા વિચારોથી મન વધુ ભરાયેલું હતું. ઇતિહાસમાં રોમ વિષે જે વાંચેલું અને ચલચિત્રોમાં પ્રાચીન રોમને જે રીતે જોયેલું તે હવે પ્રત્યક્ષ થશે એવા વિચારો સાથે બીજે દિવસે અમે કેરોની વિદાય લઈ રોમ માટે ઊડ્યાં.

## ૨. રોમ અને વેટિકન

કૈરોથી ઉડયા પછી દસેક વાગે વિમાન એથેન્સ ઊતર્યું. ત્યાં રોકાવાનું તો એકદોઢ કલાક જ હતું, પરન્તુ નીચે ઉતરતાં જ કવિવર નાનાલાલના શબ્દો : 'ગ્રીસ રોમથીયે જૂનાં, કુરુ પાંડવથીય પ્રાચીન...' યાદ આવી ગયા. ગ્રીસનું કે એથેન્સનું આજે તો કંઈ મહત્ત્વ રહ્યું નથી. નાટો-કરારનું એક સભ્ય છે. વિમાની મથક ઉપર ગ્રીસની કલાકારીગરીના કેટલાક નમૂનાઓ હતા તે એની પ્રાચીન મહત્તાનો ખ્યાલ આપતા હતા. અમે એકાદ નમૂનો ખરીદી એનું સ્મરણ તાજું રાખ્યું ને પછી વિમાનમાંથી અવલોકન કરતા કરતા આગળ વધ્યા.

સાત ટેકરીઓ પર વસેલા રોમને પશ્ચિમના ઈતિહાસકારોએ 'શાશ્વત નગરી'નું બિરુદ આપ્યું છે તેની યથાર્થતા રોમના પ્રાચીન અને રમણીય સ્થળોના ઊંડા અવલોકન વિના સમજાય નહિ. ભારતીય સંસ્કૃતિ રોમથી પુરાણી છે એમ હવે સૌ કોઈએ સ્વીકારી લીધું છે. આ સંસ્કૃતિ આજેય જીવંત છે જ્યારે રોમની સંસ્કૃતિની અસર ખુદ રોમમાં પણ દેખાતી નથી એ હકીકત છે આમ છતાં ઈ૦ સ૦ પૂર્વેની વિવિધ પ્રકારની ઈમારતો રોમમાં જેટલા પ્રમાણમાં સચવાઈ છે અને પ્રાચીન ઈતિહાસને એ જે રીતે જીવતો કરી બતાવે છે તે આપણા દેશમાં અલ્પ પ્રમાણમાં જોવા મળે છે. આર્યોના આગમન પહેલાના મોહન-જો-ડેરો, હરપ્પા અને તે પછી સિંધુ સંસ્કૃતિનો સમય દર્શાવતા જે અવશેષો આજના ભારતમાં પણ મળી આવ્યા છે તેને આ વિધાનમાંથી બાદ રાખવા જોઈએ, છતાં ત્યાંયે સામાન્ય જનના મન પર અસર કરે એવું રોમની સરખામણીમાં ઓછું જોવા મળે છે વીસેક વર્ષ પહેલા મોહન-જો-ડેરો નજરે જોવાનું અને ત્યાં થોડો

સમય ગાળવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું હતું. એ વખતની મન પર જે છાપ રહી છે તેને આધારે કહું તો રોમનાં પ્રાચીન સ્થળો એ સમયનાં ચિત્રોને વધુ પ્રમાણમાં આપણા મનમાં ઉપસાવી શકે છે એમ મને લાગ્યું છે.

કેરોથી અમે વિદાય લીધી ત્યારે મેં કહ્યું તેમ અમારાં મન રોમમાં પહોંચી ગયાં હતાં. રોમનાં પ્રાચીન સ્થાપત્યો અને ચિત્રોની જે તસવીરો જોયેલી અને અંગ્રેજી ભાષાનાં અનેક ખોલપટોમાં રોમનો જે ઇતિહાસ અવલોકેલો તે અમારી આંખ સામે વારંવાર આવી જતો હતો. મિસરના વિમાનમાં અમે પ્રવાસ કરતાં હતાં. અહીં પણ શાકાહારી ભોજનની, અગાઉથી ખબર આપ્યા છતાં, મુશ્કેલી હતી; પરંતુ પરિચારિકાઓ પોતાની ફરજ વિષે જાગ્રત અને માયાળુ હોવાથી તેમણે અમને દૂધ, ફળ, ચીઝ, પાઉં, માખણ ઠીક પ્રમાણમાં ધરી દીધાં હતાં. રોમના વિમાની મથકે ઊતર્યા ત્યારે પણ અમારી હોટેલ વગેરેની વ્યવસ્થા કરવામાં એમણે સારી મદદ કરી હતી.

રોમનાં પ્રથમ દર્શન તો વિમાનમાંથી જ કર્યાં. દૂર દૂર સુધી ટેકરીઓ પર પથરાયેલી એ નગરી ખરેખર સુંદર લાગતી હતી. રોમથી પરિચિત એવા પ્રવાસીઓ અમને ત્યાંથી જ ભિન્ન ભિન્ન સ્થળો બતાવતાં હતા અનેક કથાઓને જાગ્રત કરતી ટાઇબર નદી અને રહસ્યમય લાગતું વેટિકન શહેર! આપણે ત્યાં નદીને માતા કહેવામાં આવે છે, જેમ આપણા દેશને આપણે માતા કહીએ છીએ તેમ. કેરોમાં—નાઇલને 'ફાધર નાઇલ' કહેવામાં આવે છે અને રોમમાં ટાઇબરને પણ 'ફાધર ટાઇબર' કહેવામાં આવે છે. સંસ્કૃતિનો ભેદ પણ આમાં કારણભૂત હશે?

રોમમા અમે ઊતર્યાં અને રોમન લોકોને અમે જોયાં ત્યારે અમે સહેજ નિરાશ થઈ ગયાં. શિલ્પ, ચિત્ર ને ખોલપટમાં નિરખેલાં એવાં પહાડી શરીરો ક્યાંય દેખાયાં જ નહિ. રોમના વિમાની મથકેથી પંદરેક માઇલની દૂરની હોટેલ સુધીનો માર્ગ કાપતાં અમારી આંખો ચારેબાજુ ફરતી હતી, ખંડેરો કેટલાંક દેખાતાં હતાં, પ્રાચીન ઇમારતો

પણ નજરે પડતી હતી; પરંતુ નહોતા આરસાથી કંડારેલા હોય એવા પ્રતાપી ચહેરાવાળાં શરીરો કે નહોતું એવું વાતાવરણ. યુરોપના કોઇપણ શહેર માટે કલ્પના કરીએ એવી પાર વિનાની મોટરો દેખાતી હતી ભવ્ય ઇમારતો હતી. લોકો ધંધા-રોજગાર માટે ઝડપભેર ગતિ કરતા હતા. પ્રાચીન ઇતિહાસના રોમનો તો અમને ત્યાં ન દેખાયાં. પરંતુ મુસોલિનીની કોઇ અમર પણ નજરે પડી નહિ. કોઇના ચહેરા પર એવું સાચું કે ખોટું અભિમાન જ ન દેખાયુ...પણ મુસોલિનીની વાત તો બીજા સંદર્ભમાં કંઇક વિગતથી કહેવાની જરૂર છે.

હોટેલમાં થોડો આરામ કરી અમે બહાર નીકળી પડ્યાં રોમના નકશાઓ લીધા. જોવાલાયક સ્થળોનુ સાહિત્ય મેળવ્યું. આવું બધું દરેક સારી હોટેલમાં સહેલાઇથી મળી રહેતું હોય છે. વિદેશના પ્રવાસમાં પ્રવાસીઓને જે સગવડો મળે છે તેની આપણને અહીં બેસ કલ્પના જ ન આવી શકે જો આપણે નાણાં ખરચી શકીએ તો જાદુની પેઠે બધી સગવડો ઊભી થાય એવી ત્યાની વ્યવસ્થા છે ઓછા ખર્ચમા અને નામના ખર્ચમાં પણ બધે ફરી શકાય, બધું જોઇ શકાય પરંતુ એમાં શ્રમશક્તિની અને સમયની જરૂર પડે. અમે આમાથી મધ્યમ માર્ગ પસંદ કર્યો. કેટલુંક પગે ચાલીને ફર્યા કેટલુક પ્રવાસ ગોઠવતી કંપનીઓની બસોમાં અને કેટલુક સ્વતંત્ર રીતે ટેક્સી દ્વારા આમ કરવાથી અમે વધુ પ્રમાણમા ને વિવિધ દૃષ્ટિબિંદુથી બધુ જોઈ શક્યા

રોમનાં પ્રાચીન સ્થળોનું વિગતવાર વર્ણન અહીં શક્ય નથી. ૨૦૦-૩૦૦ પાનાનું પુસ્તક પણ એ માટે ઓછુ પડે એવી સ્થિતિ છે. રોમ આજે તેની પ્રાચીન સાત ટેકરીઓ કેપીટોલાઇન, પેલેટાઇન, આવેન્ટાઇન, ક્વિરીનલ, વિમીનલ, એસ્ક્વીલાઇન અને કેલીઅનથી ઘણું આગળ વધ્યું છે. ૧૯૫૧મા એની વસતિ ૧૬ લાખથી વધુ હતી, આજે ૩૦ લાખથી વધુ હોવાની ગણતરી છે. એમા વીઆ કોન્ડોટી જેવા પેરિસ અને ન્યૂયોર્કના મુખ્ય માર્ગોની સાથે સ્પર્ધા કરે એવા રસ્તાઓ છે, તો જેમા બે નાની મોટરો પણ સામસામેથી પસાર ન થઈ શકે

એવી જૂના કાળમાં બાંધેલી, માઇલો સુધી લાંબી શેરીઓ પણ છે. રોમનો ઇતિહાસ પણ અનેક રંગોથી રંગાયેલો છે. પ્રાચીન ઇતિહાસમાં સંગીત, શિલ્પ સ્થાપત્ય અને વિલાસવૈભવના હજારો સાધનો છે તેમ

રોમના ચિત્રસંગ્રહનો એક નમૂનો : એમાં દરિયાઈ યુદ્ધનું દૃશ્ય છે.

 

ખુનખાર લડાઈઓ પણ છે. રોમના ઇતિહાસ પર નજર નાખતાં સૌથી પહેલું આશ્ચર્ય તો એ થાય કે પાર વિનાના સંઘર્ષો પછી પણ આ નગર હજી જીવતું છે અને ધરતી ઉપર ઊભેલું છે!

ઇ. સ. પૂર્વે એકાદ હજાર વર્ષ પહેલાં પેલેટાઇન નામની ટેકરી પર રોમના નગરરાજ્યનો પ્રારંભ થયો એમ દન્તકથા કહે છે. લેટિન્સ નામે ઓળખાતા લોકો ત્યાં આવીને વસ્યા એ પછી બસોઅઢીસો વર્ષ બાદ રોમની રચના થઈ. પેલેટાઇન ટેકરીના ખોદકામમાં સીઝરના

જમાનાના રોમની અને તે કાળની સંસ્કૃતિની ઝાંખી થઇ શકે છે. જૂનાં દેવળોના દરવાજા, થાંભલા, દીવાલો આજે પણ જોઈ શકાય છે. લગભગ ૨૨૦૦ વર્ષ પહેલાની વિશાળ બજારનો ચોક પણ સ્પષ્ટ દેખાય છે. રોમના ઇતિહાસનો એક ભાગ ખ્રિસ્તી ધર્મના ઉદ્‌ભવ પહેલાનો, બીજો ભાગ તેના આરંભના ભયાનક અથડામણોના વર્ષોનો, ત્રીજો ભાગ મધ્ય યુગનો, એ પછીનો અંધકાર અને મુસોલિનીના સામ્રાજ્યનો અને છેલ્લો લડાઈ પછીનો. આ બધા પર એકસાથે નજર નાખતાં કાળની ગતિનું અને તેના પ્રભાવનું નિરીક્ષણ થઈ જાય છે માનવી કેટલો પામર છે તે સમજાય છે ને સાથોસાથ એક પ્રશ્ન એટલે કે માનવી નીચે પડી પડીને કેમ ફરી બેઠો થઈ છાતી કાઢીને ચાલે છે તે પણ ધ્યાનમાં આવ્યા વિના રહેતુ નહિ

રોમનો ઇતિહાસ આલેખવાનું આ સ્થળ નથી, પરન્તુ એક કાળે તે જગતનું મહાન સામ્રાજ્ય હતું. મેસોપોટેમિયાથી સ્પેન અને બ્રિટન સુધી તેનો વિસ્તાર હતો. એશિયાના દ્વારે તે પહોંચ્યુ હતું. એ વખતે રોમ જ મધ્યબિંદુમા હતુ, ઇટાલી નહિ. ઇટાલી તો સામ્રાજ્યનો જ એક ભાગ હતું. રોમની પ્રાચીન સંસ્કૃતિની અસર આખા યુરોપ પર થયેલી છે તેની કોઈથી ના પાડી શકાય નહિ લોકશાહીના બીજ જેમ ગ્રીસમા તેમ રોમમાં પણ જોઈ શકાય છે એ માટે પાર વિનાની અથડામણો પણ થયેલી છે. રોમ પર ઇ૦ સ૦ પૂર્વે ૩૯૦મા, મોટી ચડાઈ થઈ, એ પછી ઇ૦ સ૦ ૪૧૦, ૪૫૫, ૧૦૮૪, ૧૫૨૭માં ભયાનક યુદ્ધમા તે સપડાયુ, પરન્તુ આના યુધ્ધોએ એની સસ્કૃતિને નાબૂદ નથી કરી. એ નાબૂદી તો ઇતિહાસકારોના મતે વિલાસરંજનમા રોમનો ડૂબ્યા તેથી થઈ છે

રોમન સામ્રાજ્યમા, ખાસ કરીને ઇટાલીમા અને તેથી યે વધુ રોમમાં એના વિલાસની સાક્ષી પૂરતા મહેલો ને સ્નાનાગારોના ખંડેરો આજે પણ જોઈ શકાય છે. બોરઝીઝ, હુરનેસ, રોસ્પીગ્લીઓસી, કોલોના વગેરે મહેલો પાસે જઇને ઊભા રહીએ ને ભોમિયાને મુખેથી ઇતિહાસ સાંભળીએ

ત્યારે એમના અજોડ વૈભવની, વિલાસની અને સાથોસાથ એ દરેક માંસના દરવાજે થયેલી ભયાનક લડાઈઓની કથાથી ઘડીભર દિલ કંપી ઊઠે.



રોમનો એક ફુવારાનું દૃશ્ય. આજુબાજુ જે પૂતળાંઓ છે તે જીવતા-જાગતાં હોય એવો ભાવ દર્શાવે છે.

★————————————★

એ જ રીતે કારાકાલા, ડીઓક્લેશીઅન, ભયંકર નીરો, ટીટસ, ટ્રાજન વગેરે બાદશાહોનાં સ્નાનાગારો જોઈએ ત્યારે પણ એવી જ લાગણી થાય. આ બધાંનું વર્ણન કરતી વેળાએ બોમિયો એમ પણ કહે : 'રોમનોએ ગરમ પાણીનાં આ સ્નાનાગારમાં સ્નાન કરવા માંડ્યું ત્યારથી તેમનો સૂર્ય આથમવા લાગ્યો !' જેથી આગળ જઈએ ત્યાં આપણને કોલોસીઅમ દેખાય આ જ એમ્ફી થિયેટર. આમાં એ કાળે ૫૦,૦૦૦ માણસો બેસી શકતા હતા. આજે એની દીવાલો ઊભી છે. બેઠકો પણ છે અહીં આજથી ૧૯૦૦ વર્ષ પહેલાંના ટીટસના જમાનામાં 'ગ્લેડીએટરિયમ

કોરસેટ' ચાલતી. રોમનોની નિર્દય રમતો ચલચિત્રોમાં જોઈ છે ? આખલાઓની લડાઈ, આદિવાસીઓ જેવા માણસોની પશુ સાથેની લડાઇ,



★ વચ્ચે જે ગોળ ઈમારત છે તે કોલોસિયમ ★

સિંહના મુખમાં ધકેલાતાં નિર્દોષ માનવી—જાણે રાક્ષસો જ જોઈ શકે એવા એ ખેલ-તમાશાનો ચિતાર આ દીવાલોમાં પ્રવેશતાં જ આપણી આંખ સામે આવે છે.

રોમથી થોડા માઈલ દૂર ઉપરથી સુંદર અને અંદરથી અનેક ભયાનક સ્મૃતિઓને જાગ્રત કરે એવુ એક સ્થળ છે. 'સાઇન ઓફ ધી ક્રોસ' નામનું ચિત્ર જોયું છે ? એ ચિત્ર અમે રૂપેરી પડદા પર જોયેલું. રોમમાં સ્થળનું અવલોકન કરતા કલ્પનાચક્ષુ વડે એ ચિત્ર જાણે ફરીને જોયું. અમને તે વધુ ભયાનક લાગ્યું. આ સ્થળનુ નામ છે કેટેકોમ્બ્સ. એની ટેકરી પર જાઓ એટલે ખ્રિસ્તી ધર્મનું વાતાવરણ લાગે. ઇસુ ખ્રિસ્તની સુંદર મૂર્તિઓ ને એમનાં ચિત્રોનું નાનુ સંગ્રહસ્થાન જોવા મળે. ધર્મનું શિક્ષણ આપતી અદ્યતન શાળા પણ ત્યા છે આ બધુ જોઇને ચિત્ત પ્રસન્નતા અનુભવે, પરંતુ તે પછી ખાસ જે જોવાનૃ છે ત્યાં આપણને લઈ જવામાં આવે. એ છે ખ્રિસ્તીઓના ભવ્ય બલિદાનની ભૂમિ. રોમનોના ત્રાસથી ખ્રિસ્તીઓ અહીં એકઠા થતા, પ્રાર્થનાઓ કરતા, જંગલ, ટેકરી,

ગુફાઓમાં સંતાઈને ધર્મનો ઉપદેશ સાંભળતા...અને એ પછી એમના પર રોમન લશ્કરના ઘોડેસવારો તૂટી પડતા, એમના પર પારાવાર જુલમો થતા. આ સ્થળે એ જુલમોની કથાઓ આપણે દીવાલોમાંથી સાંભળી શકીએ એવું વાતાવરણ રાખવામાં આવ્યું છે. સાંકડી નાની ગલીઓમાં ગુફા આગળ વધે છે, દીવાના ઝાંખા અજવાળામાં જવાનું છે, ઠંડી પણ સખત હોય છે, ચાલવામાં ઘણી વાર ટેકો લેવો પડે છે અને એક પાદરીને મુખેથી આપણે એ ભયાનક કથાનું શ્રવણ કરીએ છીએ.

રોમમાં જે સ્થળો જોયાં તેનો ઉલ્લેખ કરવાનું પણ ઘણું મુશ્કેલ છે. રોમને ફરતી ત્રીજી સદીની મોટી દીવાલ આજે પણ અનેક સ્થળોએ એ કાળનાં સ્મરણો જગાડતી ઊભી છે. ચૌદ માઈલ લાંબી અને ઓગણીસ દરવાજાની આ દીવાલ જોવા જેવી છે. એ જ રીતે ટાઇબર નદીનું પણ અવલોકન કરવું જોઈએ. રોમની વચ્ચે ત્રણ માઈલ સુધી એ વહે છે અને બારેક જેટલા પુલો છે. રોમની બહાર જતા રાજમાર્ગોમાં 'વીઆ ફ્લેમીનીઆ' અને 'એપિયન વે'નું અવલોકન થોડાક માઈલો સુધી ફરીને કરવું જ જોઈએ. એની આસપાસ અનેક પ્રાચીન સ્થળો પોતાની કથા કહેતાં ઊભેલાં છે. રોમનાં વિવિધ કળાનાં બાંધકામનો પણ આના પરથી ખ્યાલ આવી શકે તેમ છે. આમ છતાં રોમમાં આપણે બધું જોઈએ અને વૅટિકન શહેરને ન જોઈએ તો કંઈ જ જોયું નથી એમ કહેવું પડે.

વૅટિકન એ દુનિયાનું નાનામાં નાનું સાર્વભૌમ રાજ્ય છે. તેનો વિસ્તાર માત્ર ૧૦૮ એકરનો છે. બહારથી એનો દેખાવ કિલ્લા જેવો લાગે છે, કારણ કે ચારે તરફ દીવાલોથી એ ઢંકાયેલું છે. રોમમાં રોમન કૅથોલિકોની સંખ્યા સૌથી વિશેષ છે. હકીકતમાં બીજા ધર્મના લોકો માત્ર અડધો ટકો જ છે. ઉપરાંત આખી દુનિયામાં રોમન કૅથોલિકોનું એ મોટામાં મોટું પવિત્ર તીર્થસ્થાન છે. એક કાળે રોમ ઉપર પોપની સત્તા ચાલતી હતી. ૧૮૭૧ સુધી પોપ સર્વસત્તાધીશ હતા. એ પછી થયેલી લડાઈઓમાં પોતે ઓછાવત્તા પ્રમાણમાં પોતાની

સત્તા ટકાવી રાખી હતી વેટિકનનો ઇતિહાસ ઘણો જૂનો છે. તેરમા સૈકાથી પોપે ત્યા કાયમી વસવાટ કરેલો છે ૧૯૨૨મા મુસોલિનીએ રોમ પર ઐતિહાસિક ચઢાઈ કરી તે પછી પોતાની સત્તા સ્થિર કરવા અને વિકસાવવા તેણે જે અનેક પગલા લીધા તેમા પોપ સાથેના કરારના પગલાને પણ ગણવુ જોઇએ ૧૯૨૯ના કરારથી વેટિકનની સ્વતંત્ર રાજ્ય તરીકે રચના થઈ છે વેટિકનની વસતિ માત્ર હજારેક માણસોની



પોપનુ નગર વેટિકન અને સેન્ટ પીટરનુ ભવ્ય દેવળ

છે, પરંતુ આધુનિક રાજ્યની બધી જ સગવડા તે ધરાવે છે વેટિકનમા પોપનુ નિવાસસ્થાન તો છે જ પરંતુ તેનુ મોટુ આકર્ષણ સેન્ટ પીટરનુ દેવળ અને ત્યાના સંગ્રહસ્થાનના ચિત્રો શિલ્પો અને અતિ વિશાળ પુસ્તકાલય છે.

વેટિકનનુ માત્ર અવલોકન કરવુ હોય તો પૂરા એક દિવસની જરૂર પડે એટલી સામગ્રી ત્યા પડેલી છે સેન્ટ પીટરનુ દેવળ જગતનુ

મોટામાં મોટું દેવળ છે. સોળમા સૈકામાં એનું બાંધકામ શરૂ થયું. ૧૨૦ વર્ષ તેને તૈયાર કરતાં લાગ્યાં. એમાં માઈકલ એન્જેલો અને



માઈકલ એન્જેલોએ ઘડેલી મુમાની પ્રતિમા

બેરનીની-કલા-એની ટોચ પર જોવા મળે છે. કેવળ વિસ્તાર જોઈએ તો દેવળની દીવાલોની અંદરનો વિસ્તાર ૬૦૦ ફૂટથી વધુ છે. પહોળાઈ ૨૦૦ ફૂટ છે ઘુમ્મટ પર મોટો 'ક્રોસ' મૂકયો છે તે ૪૫૦ ફૂટ ઊંચો છે. આ દેવળની રચનાનું કામ માઈકલ એન્જેલોને સોંપાયું હતું. દેવળની અંદર પાર વિનાની મૂર્તિઓ છે, ચિત્રો છે, કોતરકામ છે. દેવળની બહાર વિશાળ ચોક છે. એની રચના બેરનીનીએ કરેલી છે. પચાસ પચાસ ફૂટ ઊંચા ૨૮૪ થાંભલા અને તે ઉપર બાર બાર ફૂટ ઊંચી ૧૯૨ સંતોની મૂર્તિઓ જોતાં આપણું દિલ આશ્ચર્યથી ઊભરાઈ રહે. આ દેવળનાં એક વાર દર્શન કર્યા પછી તેને આપણે કદી ભૂલી શકીએ નહિ.

અમારે જે દિવસે આ દેવળ જોવા જવાનું થયું તે દિવસે નવા પોપના આશીર્વાદ લેવાનો દિવસ હતો, એટલે દેવળમાં ખ્રિસ્તીઓ અતિ

મોટી સંખ્યામાં એકઠા થયા હતા. અમે પણ પોપને જોવા અંદર દાખલ થયા વિવિધ ભાષા બોલતા જુદા જુદા દેશના છતાં એક જ ધર્મનું પાલન કરતા લોકોને એક સાથે આટલી મોટી સંખ્યામા જોવાનો અમારા માટે આ પહેલો જ અવસર હતો અમારા ભારતીય વેશ સામે લોકો કુતૂહલથી જોતા હતા અને ભીડમાથી આગળ જવા માટે અમને સગવડ કરી આપતા હતા હજારો માણસોની વચ્ચે આશ્ચર્યકારક શાંતિ



★

આ એક શિલ્પ—આવાં હજારો છે

★

ખાયેલી હતી અડધોએક કલાકની તપશ્ચર્યા પછી ના પોપને નીરખવાનું 'સદ્‌ભાગ્ય' અમને મળ્યુ પૂરા દમામ સાથે મખમલની સોનાચાંદીથી મઢેલી ખુરસીને પાલખી જેવી બનાવી એમને એક ભવ્ય દરવાજામાંથી એ વિશાળ ખંડમા લાવવામા આવ્યા વરઘોડો નીકળ્યો હોય તેમ વચ્ચેથી પસાર થતા સૌને આશીર્વાદ આપતા તેઓ પોતાના આસન પર પહોંચ્યા લગભગ અડધા કલાક સુધી આ વિધિ ચાલ્યો અને ખ્રિસ્તી લોકો કૃતકૃત્યતા અનુભવતા અને અમે લોકોની ધર્મઘેલછા તથા નવીનતા જોવા મળી એવા આનંદ સાથે ત્યાંથી બહાર નીકળ્યા

સેન્ટ પીટરનુ દેવળ અને વેટિકનના કલાસંગ્રહો એ બેમાથી જે એક જ જોવાનુ મળે તો શુ જોવુ એની મૂંઝવણ થાય એવુ છે આ મહાસંગ્રહસ્થાન જોવા માટે આપણે ઓછામા ઓછો ત્રણ માઈલનો પ્રવાસ કરવો પડે એટલો એનો વિસ્તાર છે હજારો ચિત્રો અને હજારો શિલ્પકૃતિઓ જોઈને આપણે આશ્ચર્યથી મુગ્ધ થઈ જઈએ એવુ છે પચાસ પચાસ ફૂટ ઊંચા અને પહોળા દીવાલના ચિત્રો પાચસો—સાતસો વર્ષ પહેલાના દોરેલા છતા એવા ને એવા જ સુદર અને ભાવવાહી તથા છે વિશેષે ધાર્મિક ચિત્રો જ છે એકના એક વિષય પર અનેક કલાકારોની પીંછી ફરી છે 'લાસ્ટ જજમેન્ટ' આનો ઉત્તમ નમૂનો છે, આ બધાનુ વર્ણન કરતા પાર આવે તેમ નથી હકીકતમા તો રોમના દેવળો જુઓ, કલાના સગ્રહસ્થાનો જુઓ પછી દુનિયામા એવુ ઘણુ ઓછુ જોવાનુ બાકી રહે અને બીજી જગ્યાએ જતાં મનમા એવી લાગણી પણ થાય કે આ તો મે જોયુ છે એટલી બધી તેની વિશાળતા અને વિપુલતા છે



રાફેલનુ વિશ્વવિખ્યાત ચિત્ર

પોપની હકૂમત નીચે વેટિકન ઉપરાંત રોમની અંદર પણ અમુક દેવળો અને મકાનો છે. દેવળોમાં સેન્ટ પીટર પછી બીજું સ્થાન સેન્ટ જહોન લેટરનના દેવળને આપી શકાય. આપણા દેશને વિશે એમ કહીએ કે તાજમહાલ જોયા પછી બીજી કોઈ કબર જોવાની જરૂર નથી, અજન્ટા જોયા પછી બીજાં ચિત્રોથી મુખ ફેરવી લેશો તો ગંભીર ભૂલ નહિ થાય, મીનાક્ષીનુ મંદિર જોયા પછી દક્ષિણનાં બીજાં મંદિર નહિ જુઓ તો ચાલશે અને આબુનાં દેલવાડાનાં દહેરાં જોયા પછી આરસની કોતરણીની વિશેષતા ક્યાંય દેખાશે નહિ; તેવું રોમ અને વેટિકન વિશે કહી શકાય એમ છે. પેરિસ અને લંડનની પોતાની વિશિષ્ટતા જરૂર છે, પરંતુ ચિત્ર અને શિલ્પની બાબતમાં રોમની તોલે એ પણ આવી શકે નહિ એવી ઘેરી છાપ અમારા મન પર પડી ગઈ છે.

## ૩. વેનીસ અને મિલાન

મુંબઈમાં અમે વિદેશયાત્રાનો કાર્યક્રમ ગોઠવતા હતા ત્યારે કેટલાક મિત્રોએ અમને કહેલું, 'પ્રથમ અમેરિકા જઈને પછી યુરોપ આવવાનું વિચારશો નહિ, અમેરિકા જોયા પછી યુરોપનાં શહેરો તદ્દન ઝાંખાં લાગશે, મુંબઈમાં ફરતા હો એવું જ જણાશે, પ્રવાસ જો માણવો હોય તો ઇટાલીથી શરૂ કરીને આગળ વધતા જજો.' આ સલાહ ત્યારે પણ મારે ગળે ઊતરી નહોતી અને યુરોપ-અમેરિકાના પ્રવાસ પછી તો અનુભવને આધારે કહી શકું કે વૈજ્ઞાનિક સગવડો, સમૃદ્ધિ, નવી ને ઊંચી ઇમારતો, અતિ વિશાળ રાજમાર્ગો, ભરપૂર પ્રવૃત્તિ એ બધું અમેરિકામા વિશેષ છે. જો કે યુરોપમાંયે તે સાવ ઓછું નથી, છતાં યુરોપનું અને તેના એકેએક દેશનું નિરાળું એવું વ્યક્તિત્વ છે, અનોખું એવું સૌંદર્ય છે, યુરોપીય દેશોને જે પ્રાચીન ઇતિહાસ છે, પરંપરા છે, સ્થાપત્ય ને કલા છે, મધુર ને પ્રેરક દંતકથાઓ છે, ધર્મગ્રંથો ને સાહિત્ય છે તે અમેરિકા પાસે ક્યાં છે? દરેક પ્રજામાં એના પૂર્વજોનો ઇતિહાસ એની પ્રકૃતિના રૂપમાં ઊતરી આવે છે તે પણ યુરોપમાં જેટલાં પ્રમાણમાં જોવા મળે તેટલા પ્રમાણમાં અમેરિકામાં મળી શકે નહિ. અમેરિકા યુરોપીય પ્રજાના વિવિધ વર્ગોથી અને આફ્રિકાથી ગુલામો તરીકે લાવવામાં આવેલા નીગ્રોથી વસેલો દેશ છે એટલે ત્યા આ મૂળ પ્રકૃતિ જૂજ પ્રમાણમાં અને તે પણ નવી અસર નીચે ભૂંસાઈ જતી સ્થિતિમાં જોવા મળે છે, જ્યારે યુરોપમા તેના અંશો વધુ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

ઇટાલીની બાબતમાં તો વળી એથીયે વધુ નિરાશાજનક ચિત્ર અમારી સામે દોરવામાં આવ્યું હતું : 'ઇટાલીમાં તમને યુરોપની પ્રજા

માટે સહજ એવી પ્રમાણિકતા, શ્રમશીલતા, સ્વચ્છતા, ઉત્સાહ વગેરે જોવા નહિ મળે. રોમ, મિલાન કે વેનિસમા કઇ ખરીદવા જાઓ તો બમ્બર ભાવતાલ કરજો. આપણી પેઠે ત્યાં પણ માથાફોડ કરવાથી જ સાચો ભાવ જાણી શકાય છે.' અમને એમ પણ કહેવામા આવેલું કે 'ચીજવસ્તુની સંભાળ રાખજો, કોઇ અજાણ્યાનો ભરોસો કરતા નહિ, ત્યા ચોરી બહુ થાય છે.' પછી હસીને ઉમેરવામાં આવતુઃ 'આપણા દેશ જેવુ જ બધું ત્યા છે!' આવો અભિપ્રાય અનુભવને આધારે બધાયો હશે કે જૂની કોઇ પરપગનો એમા પડઘો પડતો હશે તે અમે નથી જાણતાં, પરન્તુ અમારો અનુભવ આથી તદ્દન ઊલટો જ છે. લગભગ સાત દિવસ અમે ઇટાલીમા ગાળ્યા છે. બધો સમય હોટેલોમાં રહ્યાં છીએ અને જેનેતેને ભરોસે વસ્તુઓ મૂકીને ગયા છીએ નાનીમોટી ખરીદીમાં પણ અમને જુદુ જ દેખાયુ છે ઇટાલીઅન પ્રજાના વિવિધ વર્ગના ને પ્રકારના માણસોના પરિચયમા આવતા પણ અમારા મનમાં દાખલ થયેલા અથવા તો મનની સપાટી પર રમતા પૂર્વગ્રહોને પોષણ મળ્યું નથી.

ઇટાલીની આજની રાજકીય, આર્થિક અને સામાજિક સ્થિતિની ચર્ચા બાજુએ રાખી અત્યારે એટલુ કહુ કે રોમ, વેનિસ, મિલાન અને નાના શહેરોના લોકો અમને પ્રવૃત્તિશીલ, ધર્મ પ્રત્યે શ્રદ્ધા રાખનારાં, મધુરભાષી—અને બીજી પ્રજાની સરખામણીમા એટલા જ પ્રમાણિક લાગ્યાં છે. રોમમા ઊતરતી વખતે અમારા સરસામાન અને પૈસાના પાકિટ અંગે અમે જેટલા સાવધ હતા તેટલા ત્યા ફરતા કે ત્યાથી વિદાય લેતા રહ્યા નહોતા વિદેશના પ્રવાસમા સામાન્ય રીતે આપણી પાસે જે હોય તેમા જ ચલાવવાનુ હોય. અચાનક જો પૈસા, પાસપોર્ટ કે ટિકિટ ગુમાવી બેસીએ તો મુસીબતોના પહાડો આપણી વચ્ચે આવી પડે, પરંતુ આવી વસ્તુઓની જાળવણી તો બધા સ્થળે કરવી પડે અમેરિકામા પણ એ માટે અમને સાવધ કરવામાં આવતા હતા અમારા મન પર તો એવી છાપ પડી કે આવી બાબતોમા ઇટાલીના લોકોને ખોટી રીતે નીંદવામા આવ્યા છે.

રોમનો ઇતિહાસ ઘણો જૂનો છે. ત્યા જોવાલાયક સ્થળોનો પાર નથી જો ઓછા દિવસો હોય તો પ્રવાસ ગોઠવતી એકાદ કંપનીની સહાય લેવી આવશ્યક છે પ્રવાસીઓ તો યુરોપ-અમેરિકાના બધા શહેરમા ઘણા મોટા પ્રમાણમા આવે છે, છતા સભવ છે કે ઇંગ્લૌ અને સ્વીટ્ઝર્લેન્ડ એમા સૌથી આગળ હશે રોમના પ્રવાસમા અમને દુનિયાનાં લગભગ બધા ભાગોના લોકો જોવા મળ્યા ઓમિયાઓ યુરોપની મુખ્ય ભાષાઓ જાણનારા મળી આવે અગ્રેજી, ફ્રેન્ચ, જર્મની અને સ્પેનિશ જાણનારા વધુ પ્રમાણમા હોય કોઇક ચીની જાણકાર પણ મળે, પરતુ હિંદીનો કોઇ ભાવ પૂછે નહિ આપણા દેશમા પણ આપણે ક્યા એનુ મહત્ત્વ સ્વીકારીએ છીએ!

ઇગ્લીની અનેકવિધ આવકમા પ્રવાસીઓની આવક પણ ગણનાપાત્ર છે દર વરસે ત્યા ૧ કરોડ ૨૫ લાખ જેટલા વિદેશી પ્રવાસીઓ આવે છે અને તેમા છૂટથી ડોલર ખર્ચનારા અમેરિકનોની સખ્યા ૭–સાત લાખ જેટલી હોય છે

રોમ જોયા પછી વેનિસ જવાનો અમારો કાર્યક્રમ હતો એપ્રિલની ૨૭મીએ અમે રોમ પહોચ્યા અને તા૦ ૩૧મીની વહેલી સવારે વેનિસ જવા માટે ત્યાથી વિદાય લીધી રોમ ઊતર્યા ત્યારથી ત્યાં ઓછાવત્તા પ્રમાણમા વરસાદ આવતો હતો અને ઠડીની ચમક સારી હતી મુબઇ અને કેરોની ગરમીમાથી આવેલા તેથી પણ ઠડી વધુ લાગતી હતી રોમ છોડવાની આગલી રાતે વરસાદ વધુ પ્રમાણમા આવ્યો અને સવારના વહેલા તૈયાર થઇ અમે વિમાની મથકે પહોચ્યા ત્યા ખબર મળ્યા કે રોમ અને વેનિસના વિમાની મથક સખત વરસાદને કારણે આજે બધ રાખવા પડ્યા છે વેનિસ આજે નહિ જઇ શકાય!

રોમમા અને યુરોપના બીજા શહેરોમાં હોટેલો ઘણી હોય છે એક માણસના રોજના ૨૦ રૂપિયાથી માડીને ૧૦૦ રૂપિયા સુધી ખરચવાની સગવડ છે માત્ર રહેવા-સૂવાનુ જ આ ખર્ચ હોય છે સાદા પાણીનો પ્યાલો પણ મગાવીએ તો તેનું પણ લુદુ આપવુ પડે, પછી ચહા–

નાસ્તા કે જમવાની તો વાત જ કયા? કોઇક સ્થળે એની સગવડ સાથેના દર હોય છે ખરા આમ છતા વસત અને ગ્રીષ્મ ઋતુમા જો પહેલેથી ગોઠવણ ન કરી હોય તો સારી હોટેલમા જગ્યા મળવાનુ મુશ્કેલ અમને વિમાની મથકે જ્યારે આ 'અશુભ' સમાચાર મળ્યા ત્યારે સૌના મનમા પહેલી મૂઝવણ તો એ જ થઇ કે હવે જનશુ કયા? હોટેલનો હિસાબ તો બધાએ ચૂકવી દીધો હતો છેવટ વિમાની કપનીએ બધાને રાખવાની ગોઠવણ કરી અને વિમાનને બદલે ટ્રેનની પહેલા વર્ગની ટિકિટ જોઇતી હોય તો તેના રિઝર્વેશનની વ્યવસ્થા કરવાનુ પણ માથે લીધુ અમે થોડીવાર ગડમથલ ભોગવી વધુ તપાસમા જાણવા મળ્યુ કે બીજે દિવસે પણ વિમાન જઈ શકે એવી ખાતરી નથી આ સ્થિતિમા અમે ટ્રેનની મુસાફરી પસદ કરી લીધી

મારે કહેવુ જોઇએ કે રેલની મુસાફરીએ પેલા 'અશુભ' બનાવને શુભમા ફેરવી નાખ્યો રોમ છે ઇટાલીની નૈઋત્ય બાજુએ અને વેનિસ છે ઈશાન ખૂણા તરફ એટલે મેકરો માર્ગીલનો પ્રદેશ વીંધીને અમારે જવાનુ થયુ એપિયન પહાડોની વચ્ચે વસેલાં ગામડાઓ, શહેરો, નદીઓ, મોટા બુગદાઓ અને વિવિધ પ્રકારનાં લોકોને આ સિવાય અમે શી રીતે જોઈ શકત? સવારના ૧૧ વાગ્યાથી લગભગ આઠ વાગ્યા સુધીનો અમારો સમય ખૂબ જ આનદમા પસાર થયો ટ્રેનમા સગવડ ઘણી સારી હતી બીજા વર્ગમા પણ ગિરદી નહોતી. મુસાફરો શાતિથી ચડતા અને ઊતરતા હતા કર્મચારીઓની સેવા પણ સારી હતી અમારા ડબ્બામા બીજા ચાર મુસાફરો હતા પરતુ ભાષાની અગવડને કારણે એકમેકના ચહેરા જોઈને અમે સતોષ પામતા હતા બીજી રીતે મૌન છવાયેલુ હતુ

અતે એક વૃધ્ધે ભાગીતૂટી અગ્રેજીમા અમને પૂછ્યુ . 'કયાંથી આવો છો?' અને પછી તો વાતનો રગ જામી ગયો. તેઓ નિવૃત્ત મેજર જનરલ હતા મૂળ પ્રતિષ્ઠિત સર્જન હતા. સરકારમાંથી નિવૃત્ત થયા પછી પ્રોફેસર તરીકે સેવા આપતા હતા.

એમણે લડાઇની, મુસોલિનીના જમાનાની અને વર્તમાન સ્થિતિની ઘણી વાતો કરી આ માર્ગે તેઓ અનેક વાર પસાર થયેલા એટલે દરેક જાણીતા સ્થળોનો પરિચય પણ અમને આપતા હતા. હિંદ તરફ ઘણો સદ્‌ભાવ વ્યક્ત કરતા હતા. અમે મળ્યા ત્યારે અજાણ્યા હતા અને છૂટા પડ્યા ત્યારે મિત્રો થઇ ગયા.

ઇટાલિની કલા વિષે અમે ઘણું સાંભળ્યું હતું, પરંતુ એનું કુદરતી સૌંદર્ય ચિત્તને હરી લે એવું હશે તેની કલ્પના જ નહોતી. અમારા માર્ગની બન્ને બાજુએ લીલાંછમ ખેતરો અથવા તો પહાડો દેખાતા હતા. નદીઓ ભરતીથી ઉભરાતી વહી જતી હતી. ખેતરમાં કામ કરતા લોકો આપણા ખેડૂતો જેવા લાગતા હતા. ગામડાં ને કસ્બાઓનાં મકાનોમાં ભાંગ્યાંતૂટ્યાં મકાનો ઘણાં દેખાતાં હતાં, પરંતુ બાળકો, સ્ત્રીઓ ને પુરુષો અન્નવસ્ત્ર પૂરતાં પ્રમાણમાં પામતાં હોય એવી છાપ પહેલી જ નજરે પડતી હતી. આ પ્રવાસમાં કોઈ જગ્યાએ અમને સૂકી ધરતી દેખાઈ નહિ. ક્યાંક વરસાદ, ક્યાંક તડકો, ક્યાંક ધુમ્મસ, ક્યાંક મેઘધનુષ, ક્યાંક રૂનાં પોલ જેવાં પહાડોમાં રમતાં વાદળાંઓ–આ બધું જોતાં અમે વેનિસ પાસે આવ્યા ત્યારે અંધારું થઈ ગયું હતું.

વેનિસ નથી ઇટાલીની તળભૂમિ સાથે જોડાયેલું, તેમ નથી ખુલ્લા સાગરની વચ્ચેનો બેટ. ૧૧૭ બેટનું એ ઝૂમખું છે. તળ ભૂમિથી અઢી માઇલ એ દૂર અને ખુલ્લા દરિયાથી દોઢ માઈલ એ દૂર છે. એડ્રીઆટીક સમુદ્રના ઉત્તર–પૂર્વના ખૂણામાં એ વસેલું છે અને સાચા અર્થમાં એને એડ્રીઆટીકની રાણીનું બિરુદ મળ્યું છે. વેનિસનો બહારની દુનિયા સાથેનો સંબંધ કેવળ જહાજ અને વિમાનથી નથી, રેલગાડી, મોટર ને બસ દ્વારા પણ એ સંકળાયેલું છે. પરંતુ વેનિસ શહેરની અંદર આવું કોઈ વાહન મળી શકે નહિ.

અમે સામાન ઉપડાવીને આગળ વધ્યાં અને બોટના સ્ટેશને પહોંચ્યાં. વેનીસમાં બોટની વિવિધતાનો પાર નહિ. એક કે બે મુસાફરોથી માંડીને ૧૦૦–૩૦૦ને લઈ જઈ શકાય એવા તેના પ્રકારો. વેનિસની ગોન્ડોલા

નામની હોડીઓ તો એની સુંદરતાથી જગવિખ્યાત બની ગઈ છે. જો કે, અમારો મત એ છે કે કાશ્મીરના કેટલાક સુંદર શિકારાની તોલે એ આવી શકે નહિ. પૂનમની રાતે ડાલ સરોવરમાં શણગારેલા શિકારા ફરતા હોય ત્યારે દેવો જલવિહાર કરવા નીકળ્યા હોય એવો જ દેખાવ લાગે! વેનિસના જળમાર્ગો શ્રીનગરનો ખ્યાલ આપે, પરંતુ એના ઉપયોગમાં વેનિસ ચડી જાય.

અમે ત્યાં પહોંચ્યા ત્યારે ચારેબાજુ અંધારું હતું. વીજળીની બત્તીઓ હતી, પરંતુ તેનો ઝગમગાટ નહોતો. બોટમાં બસોથી વધુ પ્રવાસીઓ સામાન સાથે ચડ્યા અને દસેક મિનિટમાં થોડે દૂર સામે કિનારે ઊતર્યાં.

એ પછી અમારી આગળ સામાન સાથે એક મજૂર ચાલે ને પાછળ અમે. એક પછી એક સૂની શેરીઓ ને નાનકડા પુલો વટાવતા અમે આગળ વધતા હતા. શેરીઓ ખૂબ જ સાંકડી અને નહેરો યે નાળા જેવી, એટલે અમારું તો મન જ ભાગી ગયું. ૧૫-૨૦ મિનિટ ઝડપથી ચાલ્યા પછી પણ અમારી હોટેલ ન આવી એટલે સામાન ઊંચકનારને અમે અટકાવ્યો. ભાષાની મુસીબત ત્યારે વિશેષ અનુભવી. એણે અમારું કંઈ માન્યું નહિ ને આગળ ચાલ્યો. બીજી પાંચેક મિનિટમાં એક મોટા દેવળના ચોક પાસે અમે આવી ગયા ને હોટેલનું પાટિયું વંચાયું. એટલે નિરાંત થઈ. મનમાં અમને થતું કે હોટેલ બદલવામાં ભૂલ કરી છે, પરંતુ ત્યાં ગયા પછી એ અફસોસ ટળી ગયો.

સ્ટેશનથી હોટેલ સુધી આવતાં ત્રણેક કલાક પસાર થઈ ગયા હતા. થાક, ભૂખ, ઊંઘ, અંધારી રાત ને સાંકડા રસ્તાઓને કારણે વેનિસ અંગેનું અમારા મનનું ચિત્ર તદ્દન બદલાઈ ગયું હતું. વેનિસનું વર્ણન વાંચતાં એ સ્વપ્નભૂમિ જેવું સુંદર લાગેલું, પરંતુ પહેલો અનુભવ એથી જુદો થયો. સવારે અમે કંઈક મોડા જાગ્યાં, પરંતુ ચોકમાં પડતી બારી ઉઘાડી ત્યાં તો આખી સૃષ્ટિ જ જાણે બદલાઈ ગઈ! ગતના સૂનકારને સ્થાને ચારેબાજુ કલ્લોલનું વાતાવરણ જોયું. જે પુલ, નહેર અને શેરીઓ ગઈ રાતે ગુફા જેવાં લાગતાં હતાં તે સુંદર જણાયાં. બાજુના દેવળની શોભા પણ કંઈ ઓર હતી. અમે થોડીવારમાં જ બહાર નીકળી પડ્યાં. સૂની શેરીઓ જાગી ગઈ હતી. નહેરનાં પાણી ચમકતાં હતાં. એમાં



વેનિસની મુખ્ય નહેર : જ્યાં જળમાર્ગે જ બધો વ્યવહાર થાય છે

ફરતી હોડીઓ મનને આકર્ષી લેતી હતી. નકશો લઇને સુંદર સ્થળોનું નિરીક્ષણ અમે શરૂ કર્યું. વિવિધ પ્રકારની બોટમાં ફર્યાં. આ કાંઠેથી પેલે કાંઠે અકારણ ચક્કર લગાવ્યાં. સાડા ત્રણ લાખની વસતિ ધરાવતા વેનિસ શહેરની વચ્ચે ૧૫૦ જેટલી નહેરો છે, એમાં એક તો ૨૦૦ ફૂટ જેટલી પહોળી છે, પુલોની સંખ્યા ૪૦૦થી વધારે છે. શેકસપિયરના 'મરચન્ટ ઑફ વેનિસ'ની યાદ તાજી કરાવે એવાં એ દશ્યો છે.

વેનિસની જૂની જાહોજલાલી તો આજે કયાંથી જોવા મળે? આમ છતાં આજેય દુનિયાભરના કલાકારોનું અને પ્રવાસીઓનું એ આકર્ષણ છે. કલાકારીગરીના અનેક નમૂનાઓ ત્યાં જોવા મળે છે, સેન્ટ માર્કનું દેવળ એની વિશિષ્ટતાથી મશહૂર છે. પૂર્વની દુનિયામાં જોવા મળે એવાં એનાં પાંચ ઘુમ્મટો અને પશ્ચિમનું પ્રતિનિધિત્વ ધરાવતો હોય હોય એવો મોટો મિનાર આપણને ઘડીભર ખેંચી રાખે. આ દેવળની બાજુનો મોટો રાજમાર્ગ અને વિશાળ ચોક એ આખા વેનિસનું આકર્ષણ. દરરોજ સાંજે હજારો માણસોનો મેળો ભરાયો હોય એવું લાગે. દેવળના ચોકમાં કબૂતરોનો પણ પાર નહિ. બીજાં દેવળો, જૂનાં પૂતળાંઓ, પ્રાચીન માર્ગો ને એવું ઘણું ઘણું જોયું, પરંતુ અમને વિશેષ આકર્ષણ થયું મોટી નહેરની અંદર કાંઠા પરના અનેક સુંદર મકાનો જોઇને. એ મકાનોના દરવાજા પાણીમાં જ પડતાં હોય. પગથિયાં ઊતરીને સીધું ગોન્ડોલોમાં જ બેસવાનું! આ મકાનોના પાયા પાણીમાં કેમ સ્થિર રહેતા હશે, લાકડાં કેમ સડતા નહિ હોય, જમીનના સ્પર્શ વિના આ લોકોને કેમ ગમતું હશે વગેરે અમારા પ્રશ્નોના બહુ સંતોષકારક જવાબો અમે મેળવી શકેલાં નહિ, પરંતુ એ બધું ગમ્યું તો ખૂબ જ.

વેનિસથી વિમાનમાં અમે મિલાન પહોંચ્યા રોમ પછીનું એ સૌથી મોટું શહેર. જેમ દિલ્હી ને મુંબઇ અથવા વોશિંગ્ટન ને ન્યુયોર્ક એમ રોમ પાટનગર અને મિલાન વ્યાપાર–ઉદ્યોગનું ધામ. વસતિ ૧૫ લાખ માણસોની રસ્તાઓ, મકાનો, વાહનો, મોટી કચેરીઓ, હોટેલો, રેસ્ટોરાં એની સમૃદ્ધિની ચારે બાજુ જાહેરાત કરતાં હોય એમ

લાગ્યા વિના રહે નહિ. મિલાનનાં જોવાલાયક લગભગ બધાં સ્થળો જોયાં. વિશેષતા બે દેખાઇ : એક તો શહેરના મધ્ય ભાગમાં આવેલું ડ્યુમો-નામનું મોટું દેવળ. શ્વેત આરસનું બાંધેલુ આ દેવળ એક વાર જોયા પછી આંખમાંથી ખસે નહિ. એના મિનારાઓ, બહારનો ચોક, સંતોની પ્રતિમાઓ વગેરે તો આકર્ષે જ, પરંતુ અંદર જઈને ગોથિક કલાનાં કાચના ટુકડાઓનાં બનાવેલાં ચિત્રો જુઓ ત્યારે તો એમ જ લાગે કે આપણે બીજી કોઇ દુનિયાનું નિરીક્ષણ કરી રહ્યાં છીએ. તાજમહાલની સાથે સરખામણી થઈ શકે નહિ, પરંતુ એમાં જેમ આરસની કપચીઓમાંથી ચિત્રો પ્રગટાવ્યાં છે તેમ અહીં કાચનું છે. રોમમાં પણ અનેક દેવળોમાં આવી બારીઓ છે, પરંતુ મિલાનના આ મંદિરમાં તો ૫૦-૫૦ ફૂટ ઊંચી અનેક બારીઓ છે ને એના ઉપર તથા એની પાછળ સવાર, બપોર, સાંજ જે પ્રકાશ આવે છે ને તેથી રંગો એવા રળિયામણા, સાચું કહું તો એવાં દેદીપ્યમાન બને છે કે તેની તોલે બીજાં દેવળ આવી શકે નહિ. આ દેવળ સેન્ટ પીટર કરતાં જરૂર નાનું છે, પરંતુ બીજી રીતે ખૂબ મોટું છે. ૪૦ હજાર માણસો એકસાથે પ્રાર્થના કરી શકે એમ કહેવાય છે. એને બંધાતાં ૪૦૦ થી વધુ વર્ષ લાગ્યાં છે. બે હજાર જેટલી પ્રતિમાઓ, અને લગભગ એકસો મિનારાઓ એની ભવ્યતાનો ખ્યાલ આપે છે.

બીજું અમને ગમ્યું 'લાસ્ટ સપર'નું ચિત્ર. એ વળી બીજા દેવળમાં છે. ગઈ લડાઈમાં એના પર બોમ્બમારો થયો, મકાન અનેક સ્થળેથી તૂટી ગયું, પરંતુ લિયોનાર્દ-દ-વિન્સીનું આ અમર ચિત્ર બચી ગયું ! એ ઇમારતની ભાગેલી દીવાલો સમારવામાં આવી છે, ચિત્રને નવેસર ગોઠવ્યું છે, જૂની ઇમારતની અને ચિત્રના સ્થળની કલ્પના કરી શકાય એવું જાળવવામાં આવ્યું છે. વધસ્થંભ પર જતાં પહેલાંના ભગવાન ઇસુના ભોજનના 'લાસ્ટ સપર'નાં આગે કંઈ નહિ તોય પચાસેક ચિત્રો જોયાં હશે અનેક કલાકારોએ તેના પર હાથ અજમાવ્યો છે. એ બધામાં આ ચિત્ર શ્રેષ્ઠ ગણાય છે. અહીં એની જે

તસવીર રજૂ કરી છે તે તેના સૌંદર્યનો એકસોમા ભાગ રજૂ કરવા પણ સમર્થ નથી

આ ચિત્રના સર્જક 'લિયોનાર્દ-દ-વિન્ચી' ઇંગ્લીના અતિ મહાન કલાકારમાના એક એમનું નામ અમર થયુ છે એમની કલાથી, પરંતુ તેઓ પ્રખર ગણિતશાસ્ત્રી, ઇજનેર અને વિજ્ઞાની હતા. એ ક્ષેત્રોમા પણ એમણે એમના જમાનામા (૧૪૫૨-૧૫૧૯) સારી નામના મેળવી હતી એમની કલાની છાપ ઇટાલીના એ કાળના અને તે પછીના યુરોપના ચિત્રો પર પડેલી છે રંગનુ મહત્ત્વ તેઓ સ્વીકારતા હતા, પરંતુ એમની વિશેષતા છાયા ને પ્રકાશની હતી એમના ચિત્રોમાં અંતરના ભાવોને પ્રગટ કરવાનુ અદ્‌ભુત સામર્થ્ય છે એમ વિવેચકો કહે છે એમના જે બે ચિત્રો વિશ્વવિખ્યાત બન્યા છે તેમાં એક 'મોના લીસા' અને બીજુ આ 'ધ લાસ્ટ સપર'. આ ચિત્ર ઇસુ એના સાથીઓ સાથે છેલ્લું ભોજન લે છે અને 'તમારામાથી એક મારો દ્રોહ કરશે, મને દગો દેશે' એવા શબ્દો ઉચ્ચારે છે તે પળનુ વાતાવરણ રજૂ કરે છે.

રોમ, વેનિસ, મિલાન, ફ્લોરેન્સ અને બીજા અનેક સ્થળોમા રોમની જે કલા દેખાય છે તેના પ્રતિબિંબો દુનિયાભરના કલાસગ્રહોમા જોવા મળે છે આગળ રાફેલનુ એક ચિત્ર મૂક્યુ હતુ એનુ મૃત્યુ માત્ર ૩૭ વર્ષની વયે થયુ. એ પણ એ જ જમાનાનો (૧૪૮૩-૧૫૨૦) કલાકાર 'મેડોના'નુ એ ચિત્ર એને રોમની શેરીમાથી મળ્યુ હતુ એમ કહેવાય છે એક નમણી નારીને એણે પોતાના ઘરના બારણાની બહાર બાળક સાથે ઊભેલી જોઈ એ ત્યા જ બેસી ગયો ને રદ્દી જેવા કાગળ પર પેન્સિલથી એણે એ ઝીલી લીધુ. એમા મેરીના ભાવો ભળ્યા અને ઇસુ સાથે મેરી સજીવન થયા ! રાફેલ વિષે એમ કહેવાય છે કે બાળપણમા કુદરતની પ્રેરણાથી એ ચિત્ર દોરતો હતો અને એને જ્યારે ચિત્રશાળામા મૂકવામા આવ્યો ત્યારે એના ચિત્રો જોઈ ગુરુ બોલ્યા 'એ મારો ગુરુ બનશે' રાફેલે અનેક પ્રકારનાં ચિત્રો દોર્યા

છે વેટિકનના સગ્રહસ્થાનમા એના અનેક દીવાલચિત્રો કલા અને કલાકારની અમરતાનો ખ્યાલ આપતા આજે ય મોજૂદ છે.

અમારા ચિત્ત પર જે એક ચિત્રકાર-શિલ્પકારની ઊંડી અસર થઈ ગઈ તે, માયકલ એન્જેલો પણ આ જ કાળનો (૧૪૭૫-૧૫૬૪) કલાકાર. ઇશ્વરે એને લાણુ આયુષ્ય આપ્યુ. આગળ એના એક ભવ્ય ચિત્રનો- 'લાસ્ટ જજમેટ'નો ઉલ્લેખ કર્યો હતો એના વિષે કહેવાતુ હતુ કે મૃત્યુને વશ થાય એવો એ માનવી નથી, પરતુ અમર દેવતા છે. સેટ પીટરના દેવળનુ કામ એણે ૮૯ વર્ષની વયે હાથમા લીધુ હતુ. એ પછી એક વાર એના ધ્રૂજતા હાથમાથી પીંછી પડી ગયેલી ત્યારે એ બોલેલો 'ભગવાન હવે મને બોલાવે છે'

મિલાનમા અમે થિયેટર, સગ્રહસ્થાન, બજાર વગેરે જોયાં અને પછી ટ્રેન રસ્તે ત્યાથી ત્રીસેક માઇલ દૂર 'કોમો લેઇક' જોવા ઊપડ્યા. અહીં વળી જુદો જ અનુભવ થયો રેલમાર્ગ તો ઘણો સારો, આજુબાજુ બધુ સુદર, પરતુ કોમો સ્ટેશને ઊતર્યા પછી અમે 'લેઇક'ની-સરોવરની તપાસ કરવા માડી. વર્ણનમા વાચ્યુ હતુ કે ૫૬ ચોરસ માઇલનું વિશાળ સરોવર છે એટલે એમ ધાર્યુ કે સામે દેખાતા પહાડોની વચ્ચે એ પથરાયેલુ હશે સ્ટેશનની બહાર નીકળી એક બે માણસોને પૂછ્યુ, પણ કોઈ કઈ સમજ્યુ નહિ નજીકમા 'બસ'નુ સ્ટેન્ડ હતુ, અમે ત્યા ગયા એક બહેન ત્યા ઊભેલા એમને પૂછ્યુ 'લેઇક?' એમણે સામે પૂછ્યુ 'લેઇકો?' ઇટાલીના લોકોના અગ્રેજી ભાષાના ઉચ્ચારો અમે સમજી ગયા છીએ એવુ અમે માનતા થઈ ગયા હતાં એટલે અમે હા પાડી. એમણે સકેતથી 'બસ' માટે રાહ જોવાનુ સમજાવ્યુ. પાચેક મિનિટમા 'બસ' આવી ને અમે એમા ચડી બેઠા. 'બસ' આગળ વધી, સપાટ જમીન વટાવી પહાડ પર ચડવા લાગી અમે ઉત્સુકતાથી આજુબાજુ જોઈ રહ્યા, પણ એ તો પહાડને ચક્કર લગાવતી આગળ ને આગળ જ જવા લાગી

પદર-વીસ મિનિટ પસાર થઈ, પણ 'લેઇકો' આવ્યુ નહિ એટલે અમે પૂચ્છા શરૂ કરી આસપાસ સરોવર દેખાય ને અમે માનીએ કે

આ 'લેઇક કોમો', પણ દરેક માણસ માથું હલાવી ના પાડે આજુબાજુ બધું સુંદર હતું. સરોવરો અને પહાડોનો જ એ પ્રદેશ આલ્પ્સની એ તળેટી ને આગળ જતા પર્વતમાળા પણ અમારે તો રાત્રે પાછા મિલાન આવી જવાનું હતું એટલે કોઈ સમજે ન સમજે, પણ અમે પૂછવાનું ચાલુ જ રાખ્યું. અંતે દોઢેક કલાકે અમે 'લેઇકો' પહોંચ્યા ને ત્યાં ગયા પછી ખબર પડી કે કોમો જેમ એક શહેર છે ને તેની પાસે સરોવર છે તેમ આ લેઇકો પણ જુદું શહેર જ છે ને તેની પાસે પણ સુંદર સરોવર છે! અમે આ સાંભળીને હસી પડ્યા 'અડવાનું પરાક્રમ' થઈ ગયું એમ અમને લાગ્યું, પરંતુ જેમ રોમમાં વિમાન ગુમાવવાથી ટ્રેનની મુસાફરીનો લાભ મળ્યો હતો તેવું જ અહીં બન્યું 'લેઇકો'નું લેઇક તો એ જ, કોમોથી વળાંક લઇને એ સરોવર ત્યાં સુધી પથરાયેલું છે. એની સુંદરતા કંઈ ઓર જ છે સામે નજર નાખતા તો બે પહાડોની વચ્ચેથી પસાર થતું વિશાળ સરોવર દેખાય સહેજ દૂર આલ્પ્સના હિમાચ્છાદિત પર્વતો દેખાય અત્યંત સુંદર, અત્યંત રમણીય, અમને થયું, અમે ભલે ભૂલા પડ્યા!

ત્રણેક કલાક લેઇકોમાં ગાળી અમે કોમો આવ્યાં ત્યારે સાંજ નમી ગઈ હતી, છતાં ત્યાંનું સરોવર જોવાનો આગ્રહ અમે છોડયો નહિ. સ્ટેશનમાં જઈ તપાસ કરી ત્યારે એક માણસે તેના મુખ્ય દરવાજાની બહાર જોવા સંકેત કર્યો સામે જ હતું એ સરોવર, માત્ર બે જ મિનિટનો રસ્તો હતો અમે ત્યાં ગયા અને આજુબાજુ ફર્યા ત્યારે ખાતરી થઈ કે કોમો કરતાં લેઇકો અનેકગણું વધુ સુંદર છે હકીકતમાં આ આખો જ પ્રદેશ અત્યંત રમણીય છે સ્વીટ્ઝરલેન્ડની જ એ શોભા છે એમ કહીએ તો ખોટું નથી

રાત્રે અમે મિલાનમાં પાછાં આવ્યાં અને બીજે દિવસે ઇટાલીનાં મધુર સ્મરણો સંઘરીને ત્યાંથી સ્વીટ્ઝરલેન્ડના લ્યુસેન જવા માટે વિમાનમાર્ગે રવાના થયા

❁

## ૪. ઇટાલી અને સ્વીટ્ઝરલૅન્ડ

ઈટાલી છોડતા ત્યા જે ન જોવાયું તેનુ મનમાં દુ:ખ રહી ગયુ. અમારે નેપલ્સનો દરિયાકિનારો અને કાપ્રીનો બેટ તથા અતિસુદર બ્લુ ગ્રોટો જોવાની ઇચ્છા હતી વિસુવિયસથી ઢંકાઈ ગયેલાં અને હવે બહાર આવેલા પોમ્પીના ખડેરો જોવાનુ પણ મન હતું. ફ્લોરેન્સ તો કલાનુ ધામ છે. એની આર્ટગેલેરી જગવિખ્યાત છે. તે પણ રહી ગયુ. જીનોઆનુ બદર અને ત્યાંથી ઇટાલી અને ફ્રેન્ચ રિવેરા જોવાનો કાર્યક્રમ પણ રદ કરવો પડયો સમયના સાથે અમે હરીફાઇમા ઊતર્યાં હતાં ઇટાલીમા જોવાનુ તો ઘણુ છે, પરતુ જે અમે જોયુ છે અને જે જોવાની ઇચ્છા અધૂરી રહી ગઇ તેટલું તો દરેક પ્રવાસીએ જોવુ જ જોઇએ એવો અમારો મત છે.

આજના ઇટાલીનુ મહત્ત્વ યુરોપના બીજા મોટા દેશો ઇગ્લાડ, ફ્રાન્સ, જર્મની જેટલું ન ગણાય, પરતુ એ શાંતિથી છતા મક્કમ પગલે આગળ વધી રહ્યુ છે તેની નોધ તો લેવી જ જોઇએ રાજાઓનો જમાનો ગયો છે, મુસોલિનીનો જમાનો પણ રહ્યો નથી, આજે તો ઇટાલી પ્રજાસત્તાક રાજ્ય છે. એનુ બધારણ લોકશાહી છે રાજકીય પક્ષો ત્યા છૂટથી પ્રવૃત્તિ કરી શકે છે ૧૯૨૨ના ઑક્ટોબરમા મુસોલિનીએ જ્યારે રોમ પર કૂચ કરી ત્યારે સમાજવાદીઓનુ ત્યા વિશેષ જોર હતુ મુસોલિની પણ પહેલી લડાઇ વખતે સમાજવાદી હતો અને તેના મુખપત્રનો તત્રી હતો લડાઇમા એણે બ્રિટનનો પક્ષ લીધો તેથી તેને પક્ષમાથી હાંકી કાઢવામાં આવ્યો હતો. આજેય ત્યા સામ્યવાદી ને સમાજવાદી પક્ષનુ ગણનાપાત્ર સ્થાન છે. મુસોલિનીનો ફાસિસ્ટ પક્ષ ગેરકાયદે છે, પરતુ

ન્યુ ફાસિસ્ટ નામનો એક નવો પક્ષ ઊભો થયો છે. મુસોલિનીનો ત્યારે મધ્યાહ્ન તપતો હતો ત્યારે જે ચોકમાં એ ગર્જના કરતો હતો તે ચોક, અટારી ને બારી અત્યારે કશું મહત્ત્વ ધરાવતાં નથી. બહુ પૃચ્છા કરીએ તો આંગળી ચીંધીને એ સ્થળો બતાવવામાં આવે એટલું તેનું મૂલ્ય રહ્યું છે.

ઇટાલી વર્તમાન રાજકારણ યુદ્ધ પહેલાંની અને તે પછીની પરિસ્થિતિનું સર્જન છે. મુસોલિની સત્તા પર આવ્યા પછી એણે સંસ્થાનો મેળવી સામ્રાજ્ય કંઈક વધાર્યું હતું અને જર્મની સાથે મળીને લડાઈનો હુંકાર પણ કર્યો હતો. એ સત્તા પર હતો ત્યારે તે અને તેનો ફાસિસ્ટ પક્ષ બહુ બળવાન હશે એવી અસર હતી, પરંતુ લડાઈ શરૂ થતાં જ એની નબળાઈઓ પ્રગટ થઈ હતી અને બહુ ઝડપથી એ તૂટી પડયો હતો. એનું મોત પણ કરુણ રીતે થયું હતું. ફાસિઝમ એ બોલ્શેવિઝમનું વિરોધી બળ હતું, પરંતુ લોકશાહીનો એક અંશ પણ તેમાં નહોતો. એક જ પક્ષ, વ્યક્તિની સરમુખત્યારી, બહુમતીના સિદ્ધાંતનો વિરોધ અને દંડ વડે જ બધું સિદ્ધ કરવાની મનોવૃત્તિ એ એના લક્ષણો હતાં. મુસોલિનીના ફાસિવાદથી સામ્યવાદ પર ફટકો જરૂર પડયો, પરંતુ પહેલું મૃત્યુ તો ફાસિવાદનું જ થયું, કારણ કે એમાં પ્રગતિનાં તત્ત્વોનો લગભગ અભાવ હતો.

ઇટાલીની વસતિ આજે લગભગ ૫ કરોડ છે, વિસ્તાર છે લગભગ ૧ લાખ ૧૬ હજાર ચોરસમાઈલનો. એક ચોરસમાઈલે વસતિપ્રમાણ ૪૧૫ માણસોનું છે. ચલણનું નામ છે 'લીરા'. એક દૃષ્ટિએ લીરા એ લીરા–ચીથરાં જેવા લાગે. ત્યાં હજારો લીરાની જ વાત થાય. એક રૂપિયાના એકસો વીસ લીરા મળે. બીજા યુદ્ધ પછી ઇટાલી ભાંગેલી હાલતમાં હતું અને મુક્ત બજારમાં એનાં ચલણની પ્રતિષ્ઠા નહોતી, પરંતુ આજે એનું ચલણ ડોલરની સરખામણીમાં પણ સદ્ધર ગણાય છે. આંકડાઓના અભ્યાસ વિના પણ રોમ, વેનિસ ને મિલાનની બજારો તથા આસપાસનો પ્રદેશ જોતાં તેની વધતી જતી સમૃદ્ધિની છાપ મન પર પડયા વિના રહે નહિ. વપરાશની ચીજોની પાર વિનાની દુકાનો/દ

અને લોકોની ખરીદીનુ પ્રમાણ પણ એટલુ જ મોટરો – અલબત્ત નાની – પણ હજારોની સખ્યામા દેખાય. સમૃદ્ધિ વિના આવુ જોવા મળે નહિ ઇટાલી લડાઇમા હારેલો દેશ એણે નુકસાનના બદલા તરીકે રશિયાને દસ કરોડ, યુગોસ્લાવિયાને બાર કરોડ, ગ્રીસને દસ–કરોડ, ઈથોપિયાને અઢી કરોડ, આલ્બેનિયાને અર્ધો કરોડ ડૉલર ચૂકવવાના હતા અને સાથી રાજ્યોની ઇટાલીમા જે મિલકતો હતી તેને લડાઇ દરમિયાન જે નુકસાન પહોચ્યુ તે માટે બે તૃતીયાશ રકમ આપવાની હતી એના સસ્થાનો ચાલી ગયા હતા અને અમુક પ્રદેશ એને ગુમાવવો પણ પડયો હતો, છતા ઇટાલી આટલા સમયમા બેઠુ થઇ ગયુ છે તે જેવીતેવી સિદ્ધિ ન ગણાય

અલબત્ત, આમા વિશ્વબેંકે અને અમેરિકાએ અનાજ, રોકડ, બીજા સાધનો અને લશ્કરી સામગ્રીમા કરોડો નહિ, અબજો ડૉલરની મદદ કરી છે તેનો હિસ્સો છે જ પ્રજાનો પુરુષાર્થ અને આ સહાયને કારણે ઇટાલી યુદ્ધ પહેલાની સ્થિતિ કરતાયે ઘણુ આગળ નીકળી ગયુ છે એની નિકાસમા વધારો થયો છે સોનાની પુરાત વધી છે લોખડ, પોલાદ, મોટરકાર સ્કુટર, ટાઇપરાઇટર, સીવવાના સચા, રેશમ કાપડ, પેટ્રોલ સફેદ આરસ, ખોરાકની ચીજ દારૂ અને યત્રોની એ સારા પ્રમાણમા નિકાસ કરે છે, ઇટાલીની આર્થિક પ્રગતિ ઢોલ-નગારા વગાડયા વિના થાય છે એટલે ઘણા લોકોનુ તે તરફ ધ્યાન ગયુ નથી પ્રવાસીઓ માટે ખરીદીનુ પણ એ ઉત્તમ સ્થળ છે યુરોપના બીજા દેશોના પ્રમાણમા ત્યા વસ્તુઓ સસ્તી સુદર અને વિવિધતાવાળી મળે છે ખાણાની બાબતમા તો દારૂ ને માસ ખાનારાઓની દૃષ્ટિએ ઇટાલીની તોલે બીજો કોઇ દેશ આવી શકે નહિ

ઇટાલીના રાજકારણમા કોઇ એક પક્ષ સત્તા પર આવી શકે એમ નથી યુદ્ધ પછીની બને ચૂટણીઓમા લોકશાહી પક્ષોના જોડાણ દ્વારા સયુક્ત સરકાર રચનાર। આવી છે છેલ્લી ચૂટણી ગયે વર્ષે જ ૯૭

થઈ છે એમા સામ્યવાદીઓ ૨૨ ટકાથી વધુ મત લઈ ગયા હતા ઉદ્દામ સમાજવાદીઓને ૧૪ ટકાથી વધુ મળ્યા હતા નવો ફાસિસ્ટ પક્ષ પાચ ટકા પણ મત મેળવી શકયો નહોતો મુખ્ય પક્ષ 'ક્રિશ્ચિયન' ડેમોક્રેટ ૪૨ ટકાથી વધુ મત મેળવેના બને ગૃહોમા અત્યારે સયુક્ત પક્ષની બહુમતી છે ને તે સ્થિર છે. ઇટાલી અમેરિકન જૂથનુ એટલે કે ઉત્તર આટ્લાટિક કરાર (નાટો) નુ ૧૯૫૫ના ડિસેમ્બરથી સભ્ય છે અને યુદ્ધમા પરાજય પામ્યા પછી એના પર જે નિયત્રણો લાદવામા આવ્યા હતા તે હવે નહિવત્ રહ્યા છે ઇટાલીનો રાજધર્મ રોમન કેથોલિક છે જૂના કાળ જેટલુ રોમનુ મહત્ત્વ નથી, છતા આજે પણ વેટિકનને કારણે તથા સ્વતત્ર રીતે પણ જગતભરના રોમન કેથોલિકોનુ તે યાત્રાધામ છે ધાર્મિક શિક્ષણ આપતી અનેક સસ્થાઓ ત્યા છે સગીત, શિલ્પ અને ચિત્રની શાખાઓમા આજે પણ તે મહત્ત્વ ધરાવે છે

ઇટાલીના મીઠા માણસો, એની મીઠી વાણી કુદરતને ન માનવે સર્જેલુ સૌન્દર્ય, એ બધાનો આનદ મનમા ભરીને અમે વિમાનમાર્ગે ઊડયા ત્યારે સ્વીટ્ઝરલેન્ડ, જેને યુરોપનુ સ્વર્ગ કહેવામા આવે છે તેના ચિત્રો મનના ફલક પર ઊપસવા લાગ્યા આલ્પ્સ ઉપરથી અમારુ વિમાન ઊડતુ હતુ ફ્રાન્સની સરહદમા આવેલા આલ્પ્સના ઊચામા ઊચા શિખર મોન્ટ બ્લેક પરથી જ્યારે પસાર થવાનુ આવ્યુ ત્યારે પ્રવાસીઓની આખો એનુ સૌન્દર્ય પીતા થથી રહી કેમેરાએ પણ પોતાનુ કામ શરૂ કરી દીધુ આલ્પ્સના પટ્ટમા રહ્યુ લગભગ ૭૦ જેટલા શિખરો સ્વીટ્ઝરલેન્ડમા છે ફ્રાન્સ ઇટાલી અને ઑસ્ટ્રીઆ આલ્પ્સની શોભાથી વચિત નથી આલ્પ્સની પર્વતમાળા ત્યા પણ પથરાયેલી છે સ્વીટ્ઝરલેન્ડમા આલ્પ્સ ઉપરાત બીડલેન્ડ અને જુરા નામના પહાડો પણ છે સ્વીટ્ઝરલેન્ડ આમ તો નાનો દેશ છે, પરતુ પર્વતીય પ્રદેશ તરીકે અને બીજા કેટલાક કારણોસર એણે મહત્ત્વ મેળવ્યુ છે સ્વીટ્ઝરલેન્ડની અદરના પહાડોમા ૬૧ ટકા આલ્પ્સ

૨૭ ટકા મીડલેન્ડસ અને ૧૨ ટકા જુરાનો હિસ્સો છે. આ પર્વતોનાં શિખરોની ઊંચાઈ ૧૦ થી ૧૫ હજાર ફીટ સુધીની છે અને માઇલોના વિસ્તારવાળાં મોટાં સુંદર સરોવરો અને વિશાળ જંગલો પણ એ જ કારણે છે.

યુરોપમાં આલ્પ્સ અને તેમાં યે મોન્ટ બ્લેન્કનુ સ્થાન સર્વ પ્રથમ છે, પરંતુ હિમાલયની પાસે એની કશી વિસાત નહિ. એની ઊંચાઈ માત્ર ૧૫૭૭૧ ફીટની. એની શોભા પણ એ રીતે હિમાલયની સરખામણીમા ઊતરતી ગણાય. આમ છતાં વિમાનમાથી હિમથી છવાયેલાં એના શિખરો, છાયા–પ્રકાશથી શોભતી ખીણો, કોઈક જગ્યાએ પાણીનાં ધોધ ને સરોવરો ખૂબ આકર્ષક લાગતાં હતા. મિલાનથી વિમાનમાર્ગે જીનીવા જતા માત્ર એક કલાક લાગે છે આ કલાક પણ પ્રવાસનો નહિ, પણ સૌન્દર્યસ્થળોના નિરીક્ષણનો હોય એ રીતે અમે પસાર કર્યો અને જીનીવાની શીતળ હવામા સાંજના ચારેક વાગે આવી પહોચ્યા. જીનીવા સ્વીટ્ઝરલેન્ડનુ પાટનગર નથી તેમ વ્યાપારી મથક પણ નથી, છતાં એની આતરરાષ્ટ્રીય ખ્યાતિ સૌથી વિશેષ છે. પાટનગર તો છે બર્ન, વ્યાપારનું મુખ્ય ધામ છે ઝુરિક, ઉદ્યોગની દૃષ્ટિએ પહેલુ સ્થાન એઝલનું. સ્વીટ્ઝરલેન્ડના આ ચાર મોટા શહેરો છે. ઝુરિકની વસતિ આજે પાનેક લાખ જીનીવાની લગભગ ત્રણ લાખ, એઝલ બે લાખથી વધારે અને પાટનગર બર્નની વસતિ સૌથી ઓછી—૧ લાખ ૬૦ હજાર. અમે તો આમાથી બે જ શહેરો જોયા છે. ઝુરિક અને જીનીવા. સ્વીટ્ઝરલેન્ડનો હૃદયપ્રદેશ ગણાય એવા ઇન્ટરલાકન અને યુન્ફ્રાઉમાં પણ અમે બે દિવસ ગાળ્યા છે જીવનમા કયારેય ન ભુલાય એવા એ બે દિવસો હતા.

વિમાની મથકથી જીનીવા બહુ દૂર નથી. સાચી રીતે તે આંતરરાષ્ટ્રીય નગર છે. ત્રણેક લાખની વસતિ અને વેપાર પણ ઠીક પ્રમાણમા, છતા શાંત ને નિવૃત્ત જીવન ગાળવા માટે એ ઉત્તમ સ્થળ હોય એવી છાપ પહેલી જ નજરે આપણા મન પર પડે. સ્વીટ્ઝરલેન્ડના ઇતિહાસ

જેટલો જ જૂનો જીનીવાનો ઇતિહાસ છે. બે હજાર વર્ષ પહેલાં જુલિયસ સિઝરે આ નગરી પર પસંદગી ઉતારેલી. જૂનાં દેવળો અહીં પણ છે,



★
જીનીવા
રાષ્ટ્રસંસ્થાના
યુરોપીય મથકના
પ્રાંગણમાં
★

પરંતુ ઇટાલીની સાથે તેની સરખામણી થઈ શકે નહિ. આ નગરની શોભા વધારવામાં જેટલો હિસ્સો સરોવરનો, તેટલો જ હિસ્સો ચારે

દિશાએ પથરાયેલા પર્વતોનો છે લોકો પણ કુદરતનું જ પ્રતિબિમ્બ જીવતા હોય, તેમ પ્રમાણમા શાંત અને નિરાતવાળા લાગે. આ શહેરનું આંતરરાષ્ટ્રીય સ્વરૂપ ઘણા વર્ષોથી ઘડાતું આવ્યું છે. દુનિયાના અનેક દેશોના રાજકીય નિર્વાસિતો ને ક્રાતિકારીઓને અહીં આશ્રય મળેલો છે. રૂસી ક્રાતિકારો પણ ત્યા રહ્યા છે અને ઇટાલીના ફાસિસ્ટોને પણ આશ્રય મળેલો છે. સ્વીટ્ઝરલેન્ડની તટસ્થા આ માટે કારણભૂત છે.

સ્વીટ્ઝરલેન્ડ બહુ નાનો દેશ છે. જર્મની, ફ્રાન્સ, ઇટાલી અને ઓસ્ટ્રીઆથી તે ઘેરાયેલો છે દરિયા સાથે એને સીધો સંબંધ નથી. સ્વીટ્ઝરલેંડનો વિસ્તાર માત્ર ૧૫૯૪૧ ચોરસ માઈલનો છે. આપણા દેશમા ઘણા જિલ્લાઓનો વિસ્તાર એથી વધારે છે વસતિ ૫૧ લાખ ૧૭ હજારની છે. જમ્મુ–કાશ્મીરની સાથે સરખામણી કરીએ તો સ્વીટ્ઝરલેન્ડ કાશ્મીરના પાચમા ભાગનો પણ વિસ્તાર ધરાવતુ નથી. વસતિ કાશ્મીરથી સહેજ વધારે છે, પરંતુ સાધન, સગવડ ને સંપત્તિમાં એ કાશ્મીરથી અનેકગણો આગળ વધેલો દેશ છે યુરોપના ઘણા દેશો કરતાયે એની સ્થિતિ સારી છે. વસતિપ્રમાણ દર ચોરસ માઇલે ૩૨૮ માણસોનું છે કુલ જમીનનો ચોથો ભાગ પહાડી પ્રદેશ છે, જગંલોનો પાર નથી, છતા વસતિ ઊભરાતી હોય એવુ લાગતુ નથી સ્વીટ્ઝરલેન્ડ છેલ્લા બને યુદ્ધોમા તટસ્થ રહી શક્યુ અને આજે પણ યુદ્ધ યુદ્ધની અસરથી તે મુક્ત છે તે એની સમૃદ્ધિનુ એક મહત્ત્વનુ કારણ છે.

સ્વીટ્ઝરલેન્ડમા મૂળ સ્વીસ લોકોની વસતી ૯૧ ટકા છે જર્મન, ઇટાલિયન અને ફ્રેન્ચ લોકો અનુક્રમે ચાર, ત્રણ અને દોઢ ટકા જેટલા જ છે, પરંતુ સ્વીસ લોકોને જુદી એવી સ્વતંત્ર ભાષા જ નથી. સ્વીટ્ઝરલેન્ડમા ૭૨ ટકા લોકો જર્મનભાષી છે, ૨૦ ટકા ફ્રેન્ચભાષી છે, ૬ ટકા ઇટાલિયન ભાષા બોલે છે એકાદ ટકાથી થોડા વધારે લોકો જે મુખ્યત્વે પહાડોમા રહે છે તે લોકો રોમન્ચ નામની ભાષા બોલે છે આ ભાષા રોમનુ સામ્રાજ્ય ત્યા વિસ્તર્યું એ કાળે આવેલી છે પચાસેક લાખની

વસતિ ધરાવતા આ નાનકડા દેશનો વહીવટ ચાર ભાષામા ચાલે છે તે આજના યુગનુ એક આશ્ચર્ય છે ચારેય ભાષાઓ રાજભાષાનો દરજ્જો પામેલી છે આપણે જેને જિલ્લાઓ કે વિભાગો કહીએ એવા ૨૨ જેટલા કેન્ટોનમા સ્થાનિક ભાષા ચાલે, પરતુ સમવાયતત્રમા ચારેય ભાષાને સમાન સ્થાન મળેલુ છે

સ્વીટ્ઝરલેન્ડનુ બધારણ પણ જાણવા જેવુ છે આટલુ નાનુ રાજ્ય છતા બધી સત્તા કેન્દ્રના હાથમા નથી જુદા જુદા કેન્ટોનોએ સાથે મળીને સમવાયતત્ર રચી પોતાની સત્તાઓ કેન્દ્રને આપેલી છે કેન્દ્ર સરકારના કોઈ પણ નિર્ણયની સામે અમુક કેન્ટોનનો વિરોધ હોય તો તે પોતાને ત્યા પ્રજામત લઈ તેની સામે 'વીટો' વાપરી શકે છે સસદના બે ગૃહો છે દર ચાર વરસે ચૂટણી થાય છે અત્યત આધુનિક સાધનોથી સુસજ્જ અને શિક્ષિત એવા આ દેશમા સ્ત્રીઓને મતાધિકાર નથી! ચૂટણી પછી સસદ સાત સભ્યોનુ એક કારોબારી મડળ ચૂટે છે અને તેમાથી પ્રમુખ અને ઉપ-પ્રમુખની વરણી કરવામા આવે છે પ્રમુખની પસદગી દર વરસે નવેસરથી થાય છે અને સામાન્ય રીતે જે ઉપ પ્રમુખ હોય તે પ્રમુખ બને છે

સ્વીટ્ઝરલેન્ડની સસદમા અને કારોબારમા ઉપર જણાવેલી ચાર ભાષામાથી કોઈ પણ એકમા વ્યવહાર થઇ શકે છે આ દેશ યુદ્ધોથી દૂર રહ્યો છે અને જગતની મહાસત્તાઓએ તેની તટસ્થતા જાળવવાની ખાતરી આપી છે, છતા ત્યા ફરજિયાત લશ્કરી તાલીમ છે ૧૮ થી ૬૦ વર્ષની ઉમર સુધીના પુરુષો લશ્કરી તાલીમથી મુક્ત રહી શકતા નથી. દર વરસે બે અઠવાડિયા સુધી એણે પોતાની તાલીમનો પરિચય આપવો પડે છે ને પરીક્ષા પણ લેવાય છે આ પદ્ધતિને કારણે સ્વીટ્ઝરલેન્ડનુ લશ્કરી ખર્ચ ઓછુ છે પ્રજા શિસ્તપ્રિય છે અને આતરિક કે બાહ્ય મુસીબતની સામે થોડા સમય ટકી રહેવાનો વિશ્વાસ ધરાવે છે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત હોવાથી કોઇ અક્ષરજ્ઞાન વિનાનુ નથી

સ્વીટ્ઝરલેન્ડ આટલો નાનો દેશ હોવા છતાં કુદરતની કૃપા અને એ કરતાંયે વિશેષ માનવપુરુષાર્થથી આજની સ્થિતિએ પહોંચ્યો છે. ૨૨૬ માઈલની લંબાઈ અને ૧૩૭ માઈલની પહોળાઈ ધરાવતા આ દેશમાં ઘૂમી વળવાનું કે એને પાર કરી જવાનું તદ્દન સહેલું છે. સ્વીસ ફ્રાંકનું ચલણ મજબૂત ગણાય છે. આપણા રૂપિયા કરતાં તેની કિંમત થોડીક વધારે છે. સ્વીટ્ઝરલેન્ડની આવકનું એક મોટું સાધન પ્રવાસીઓ હોવાથી ત્યાં બીજા દેશોનાં નાણાં બદલાવવાનું સહેજ પણ મુશ્કેલ નથી. એ માટે પૂરેપૂરી છૂટ છે. પ્રવાસીઓને આકર્ષવા માટે એ દેશની સરકારે જે સગવડો ઊભી કરી છે તે ભાગ્યે જ બીજા કોઈ દેશમાં જોવા મળે. આપણા દેશની તો આ બાબતમાં વાત જ ન થઈ શકે. લાંબા ભાષણો અને બહુ બહુ તો કચેરીઓ ને પોસ્ટરોથી આપણે બહુ આગળ જઈ શક્યા નથી. કુદરતી સૌંદર્યની જ તુલના કરવી હોય તો કાશ્મીર સ્વીટ્ઝરલેન્ડથી જરાયે ઊતરતું નથી. અમારા મત પ્રમાણે તો કાશ્મીરની શોભા ને વિવિધતા વધારે છે. અમે ૭ માસ કાશ્મીર પ્રદેશમાં ગાળ્યાં છે. પ્રવાસીઓ માટે ત્યાં સગવડો વધતી જાય છે, પરંતુ સ્વીટ્ઝરલેન્ડની સરખામણીમાં તે આવી શકે એમ નથી.

કાશ્મીર અને સ્વીટ્ઝરલેન્ડ બંને જેણે જોયાં હોય તેને એમ થયા વિના રહે જ નહિ કે કુદરત ગમે તેટલી કૃપા વરસાવે, પરંતુ માનવીનો પુરુષાર્થ ન હોય ને અનુકૂળ સંયોગો પેદા ન થાય તો કંઈ જ બની શકે નહિ. સ્વીટ્ઝરલેન્ડના ઉદ્યોગો પણ ખૂબ વિકાસ પામ્યા છે. સામાન્ય અસર એવી છે કે સ્વીટ્ઝરલેન્ડમાં ઘડિયાળો જ બને છે. ઘડિયાળો ત્યાંના વિશ્વવિખ્યાત છે, એની બરોબરી હજી સુધી કોઈ દેશ કરી શકતો નથી. અલબત્ત, અમેરિકા, જર્મની અને જાપાન ઝડપથી આગળ વધવા માંડ્યા છે, છતાં સ્વીટ્ઝરલેન્ડની કક્ષાએ તેઓ હજી પહોંચી શક્યાં નથી. સ્વીટ્ઝરલેન્ડના ઘડિયાળના ઉદ્યોગનો આરંભ ૪૦૦ થી વધુ વર્ષ પહેલાં થયો હતો. ઘણાં વર્ષો સુધી એ જ એનો મુખ્ય ઉદ્યોગ રહ્યો છે. હવે અમેરિકા જેવા દેશે તેની આયાત પર નિયમનો મૂક્યાં છે તેથી સ્વીટ્-

ઝરલેન્ડ નારાજ થયુ છે, પણ હાર્યું નથી. એણે નાનાં યંત્રો બનાવવા માંડ્યાં છે ને બીજા ઉદ્યોગો પણ ખીલવા લાગ્યા છે. આજે કુલ કામદારોના ૩૦ ટકાથી વધારે યંત્રોમાં રોકાયેલા છે અને નિકાસના ૨૬ ટકાનું પ્રમાણ એણે જાળવ્યું છે. ઘડિયાળનો બીજો નંબર એટલે કે ૨૦ ટકા છે. દવાઓ અને રસાયણોનું સ્થાન તે પછી ૧૪ ટકાનું છે. કાપડ ૧૨ ટકા નિકાસ થાય છે. નાજુક યંત્રોમાં સ્વીટ્ઝરલેન્ડ સૌથી આગળ છે એમ કહેવામાં હરકત નથી. પહાડો, સગેવરો અને જંગલોને કારણે સ્વીટઝરલેન્ડની ખેતીની પેદાશ ઓછી છે. પાણીની સગવડને કારણે ૬૦ થી વધુ વીજળી મથકો એણે સ્થાપ્યાં છે. દૂધની બનાવટોની સારા પ્રમાણમાં નિકાસ કરે છે, પરંતુ અનાજની બાબતમાં એણે બીજા દેશો પર આધાર રાખવો પડે છે.

## ૫. સૌંદર્યદર્શન

સ્વીટ્ઝરલૅન્ડના અવલોકનનો પ્રારંભ અમે જીનીવાથી કર્યો. બે દિવસ ત્યાં રહ્યાં. જોવામાં કુદરતી સૌંદર્ય ઉપરાંત બે-ત્રણ દેવળો અને આંતરરાષ્ટ્રીય સંસ્થાઓની ઇમારતો મુખ્ય ગણાય. જીનીવાનું આંતરરાષ્ટ્રીય સ્થાન આજથી એકસો વર્ષ પહેલાં એક શાંતિ સંઘની રચના દ્વારા થયું એમ કહીએ તો ખોટું નથી. એ પછી વિવિધ દેશો વચ્ચેની મંત્રણાઓનું તે મથક બન્યું અને પહેલી લડાઈને અંતે 'લીગ ઑફ નેશન્સ'ની રચના થઈ ત્યારે તેની કચેરી પણ ત્યાં જ સ્થાપવામાં આવી. આજે જીનીવા જગતના રેડક્રૉસની પ્રવૃત્તિનું, તારટપાલના આંતરરાષ્ટ્રીય સંઘનું, વિશ્વ કામદાર પરિષદનું અને સૌથી વિશેષ સંયુક્ત-રાષ્ટ્રસંઘની યુરોપીય શાખાનું મુખ્ય મથક છે. આ બધી કચેરીઓ જીનીવાની પ્રતિષ્ઠા, સુંદરતા અને સમૃદ્ધિમાં વધારો કરે છે. સ્વીટ્ઝરલૅન્ડ રાષ્ટ્રસંસ્થાનું સભ્ય નથી, છતાં વિશિષ્ટ અધિકાર ધરાવતું હોય તેમ અનેક સમિતિઓ સાથે એ સંકળાયેલું છે. જીનીવા ફ્રાન્સની પાસે છે એટલે ત્યાં ફ્રેન્ચ ભાષાનું પ્રભુત્વ છે. આંતરરાષ્ટ્રીય મથક હોવાથી ત્યાં અંગ્રેજી જાણનારાઓ સારા પ્રમાણમાં મળી આવે. હોટેલો અને રેસ્ટોરાંઓ પુષ્કળ છે. સગવડો બધી અદ્યતન. ખર્ચ વિષે કંઈ પૂછવાનું નહિ ! જોવાનાં અને જાણવાનાં સ્થળોમાં સરોવરનો વિહાર, પહાડની મુસાફરી, નાટક-સિનેમા, બજારનું અવલોકન અને આંતરરાષ્ટ્રીય ઇમારતને ગણાવી શકાય. રાષ્ટ્રસંસ્થાનું મથક અવશ્ય જોવું જોઈએ. સરોવરની વચ્ચે કુદરતી નહિ, પરંતુ માનવસર્જિત એક ત્રણસો-ફુટ-ઊંચો ફુવારો એની શોભામાં વધારો કરે છે. જો કે રાષ્ટ્રસંસ્થાની ઇમારત ન્યુયૉર્કના મુખ્ય

અથકની તોલે આવી શકે નહિ, છતાં વિશાળ પુસ્તકાલય, વિવિધ દેશોનાં સ્થાપત્યો ને કલાકૃતિઓના નમૂના, મંત્રણાખંડો ને સભાગૃહો એ બધું જોવા જેવું તો છે જ



★
આ છે માનવસર્જિત
૩૦૦ ફૂટ ઊંચો
ફુવારો · જીનીવા
★

જીનીવામાં બે દિવસ ગાળી અમે વિમાન દ્વારા પોણા કલાકમાં ઝુરિચ પહોંચ્યા. જીનીવાથી તદ્દન જુદા પ્રકારનું આ શહેર લાગે. કુદરતનું

સૌંદર્ય તો ત્યાં પણ ખરું. સુંદર પહાડો, વિશાળ સરોવર, ચારે બાજુ વનરાજી, છતાં પ્રવૃત્તિની ધમાલ મન પર વિશેષ અસર કરી જાય. અહીં અમને એક સ્વીસ મિત્ર મળી ગયા. જીનીવામાં ગુજરાતી કુટુંબમાં ગુજરાતી ભોજન લીધું હતું અને એવી રેસ્ટોરાં પણ મળી હતી, ઝુરિકમાં યે એવી સગવડ હતી, છતાં અમારું ધ્યાન વિદેશીઓના સંપર્ક તરફ વિશેષ હોવાથી એ સ્વીસ મિત્રની સાથે પરિચય વધાર્યો. એમણે અમને આખું ઝુરિક બતાવ્યું એમ કહીએ તો ખોટું નથી. સરોવરને આ કાંઠેથી પેલા કાંઠા સુધી અમે કેબલ - કારમાં મુસાફરી કરી. ઊંચેથી ઝુરિકની શોભા નિહાળી એમણે અમને ભોજન પણ એક ઊંચી ટેકરી પરની રેસ્ટોરામાં આપ્યું એટલે ઝુરિકનું ચિત્ર અમારી આંખમાં બરાબર વસી ગયું. શહેરના મધ્ય ભાગમાં જો મુંબઈનું સ્મરણ જાગે તો આસપાસનો વિસ્તાર જોઈને પૂના કે બેંગલોરની બહારના ભાગોમાં ઘૂમતા હોઈએ એવી અસર થાય. ઝુરિકના અમારા કાર્યક્રમની ટોચ તો આવી એ મિત્રના ઘેર. અમે ત્રણેક કલાક ગાળ્યા ત્યારે. સ્વીસ ઘર અમે જોયું. ગૃહિણીને સ્વાગત કરતાં ને કામ કરતાં પણ જોઈ ઘર નાનું પણ અત્યંત સુંદર અને સુઘડ. સ્વીસ લોકોની રહેણીકરણી, એમનો સમાજ, દેશનું જાહેર જીવન અને બીજા ઘણા પ્રશ્નોના સંતોષકારક ઉત્તરો પણ અમને ત્યાંથી જ મળ્યા.

ઝુરિકથી ટ્રેન રસ્તે અમે લુઝર્ન, ઇન્ટરલાકન અને યુન્ફ્રાઉ જવા માટે ઊપડ્યા.

કાશ્મીર અને તેમાંયે શ્રીનગરના ડાલ સરોવરની શોભા વિષે એક પ્રાચીન ગ્રંથમાં લખ્યું છે કે આ ભૂમંડળ પર સૌથી સુંદર હિમાલય છે, હિમાલયમાં સૌથી સુંદર કાશ્મીર છે અને કાશ્મીરમાં સર્વશ્રેષ્ઠ સુંદરતા ધારણ કરી છે ડલ સરોવરે. સ્વીટ્ઝરલેન્ડને વિષે એમ કહી શકાય કે યુરોપમાં એ સૌથી સુંદર દેશ છે અને તેમાં સુંદર છે આલ્પ્સની પર્વતમાળા, આ પર્વતમાળામાં મુગટમણિનું રૂપ ધારણ કર્યું છે યુન્ફ્રાઉએ

આ યુન્ગ્ફ્રાઉની પ્રશંસા અમે મુંબઇથી સાંભળવા માંડી હતી. જેટલા મિત્રોએ સ્વીટ્ઝરલૅન્ડનો પ્રવાસ કર્યો હતો તે સૌએ અમને કહ્યું હતું કે ગમે તેટલી ઉતાવળ હોય તોયે અમારે યુન્ગ્ફ્રાઉ તો જોવું જ. મુંબઇમાં હતાં ત્યારથી જ જગતભરના ઊંચામા ઊંચા રેલ્વે સ્ટેશનને, પહાડને વીંધીને ઉપર ચડતી રેલગાડીને, કેવળ બરફના જ બનાવેલા મહેલને, વચ્ચેનાં ભુગદાઓને, ખીણોને, આધુનિક વિજ્ઞાને સરજેલી સગવડોને કલ્પનાચક્ષુ વડે અમે નિહાળવા માંડ્યા હતાં.

જીનીવા અને ઝુરિકની શોભા જોઇને અમે રેલરસ્તે ઇન્ટરલાકન જવા માગતાં હતાં. કોઇએ કહ્યુ કે લુઝૅર્ન નામનું શહેર આવે છે ત્યાં થોડા કલાક ગાળવા જેવુ છે. ઇન્ટરલાકનમા રાતવાસો કર્યા સિવાય છૂટકો જ નહોતો, એટલે એ સૂચન અમે વધાવી લીધું. ધરતી અને પહાડની શોભા જોતાંજોતા અમે એકાદ કલાકને અંતે લુઝૅર્ન પહોચ્યા. સ્ટેશનની બહાર પગ મૂકતાં જ આ શહેરનુ સૌંદર્ય આંખને અસર કરી જાય છે. સામે નદી વહે છે, બાજુમા પહાડોની વચ્ચે પથરાયેલું સુંદર ને વિશાળ સરોવર છે દૂર સુધી હિમથી ઢંકાયેલા આલ્પ્સના શિખરો દેખાય છે. નજીકમા સુંદર બાગ અને ફુવારો છે. અમે સામાન સ્ટેશનમાં જ મૂકીને આ શોભા નિહાળવા બહાર નીકળી પડ્યા. સરોવરને કાંઠે એક મોટી બોટ ઊભી હતી. સાગરસૈનિકો કે એવી તાલીમ લેતા જુવાનોનાં ટોળાં પોતાના ગણવેશમાં એ તરફ જતા હતા અમે પણ ત્યા પહોચ્યાં. અચાનક બે હિંદી જુવાનોને અમારી તરફ દોડતા આવતા જોયા. અમે સસ્મિત એમનુ સ્વાગત કર્યું એક હતા બિહારી, બીજા હતા બંગાળી, પરંતુ એ ભેદ તો આ દેશના, ત્યા તેઓ હિંદી જ હતા. એમણે વાત કરી કે વિદ્યાભ્યાસ પૂરો કરીને તેઓ ત્યા નોકરી કરે છે બીજાઓ સાથે પણ પરિચય કરાવ્યો અને દોડાદોડ મોટર લઇ આવી અમને શહેરમા ફેરવ્યા

સરોવરની કાંઠે ઊભેલી બોટમા નૌકાસૈનિકો સાથે ચડી જવાના અમારા પ્રયાસોમાં સફળતા ન મળી બુઢ્ઢા કપ્તાનની સાથે દોસ્તી થમ

હતી, પરંતુ તે દિવસની યોજના જ જુદી હતી. સ્વીટ્ઝરલેન્ડના રાષ્ટ્રપિતા ગણાતા વિલિયમ ટેલની આસપાસ ચાલતી અનેક દંતકથાઓમાંની એક દંતકથા એમના જન્મસ્થાનની છે. તે દિવસ સ્વીટ્ઝરલેન્ડના એકીકરણનો, એક રાષ્ટ્ર તરીકેના જન્મનો દિવસ હતો. આ સૈનિકો પહાડોની વચ્ચે આવેલા એ સ્થળે જતા હતા. એમની સાથે બીજા કોઇને લઈ જવાની મનાઇ હતી. બુઢ્ઢો કપ્તાન હિંદ અને નહેરુના નામ પર વારી જતો હતો. સાંભળેલી ને વાંચેલી વાતો યાદ કરીકરીને આપણા દેશની પ્રશંસા કરતો હતો. સરોવરની આસપાસ લટાર મારી, શહેરમાં ચક્કર લગાવી અમે એક ભંગાર જેવા લાગતા લાકડાના પુલ ઉપર ગયાં. આ પુલની અંદરની કમાનમાં એકસોથી વધારે મોટાં ચિત્રો ગોઠવેલાં છે; લુર્ઝનની મુલાકાત લેનારે એનું અવલોકન કરવું જ જોઇએ. કેટલાંક ચિત્રો ખરેખર સુંદર છે.

લુર્ઝનથી એક કલાકની સફર કરી અમે ઇન્ટરલાકન પહોંચ્યાં. અત્યંત રળિયામણા આ નગરની શોભા એક વાર જોયા પછી કદી ભૂલી શકાય નહિ. સ્ટેશનની બહાર નીકળી આસપાસ નજર ફેરવતાં પહેલી જ ક્ષણે એવી લાગણી થઇ કે ઉતાવળ તો જીનીવા ને ઝુરિકમાં કરવાની જરૂર હતી, અહીં તો નિરાંતે જ રહેવું જોઇએ, પરંતુ અમે તો ઘોડે ચડીને નહિ, વિમાને ચડીને નીકળ્યા હતાં એટલે જેમ ભૂખ ને તૃષાથી બેચેન બનેલા અન્ન-પાણી મળતાં થોડીવારમાં જ તૃપ્તિ મેળવવાનો પ્રયત્ન કરે એમ અમે પણ પાસેની જ હોટેલ પસંદ કરી લઇ સામાન ત્યાં મૂકીને આસપાસ ઘૂમવા નીકળી પડ્યાં. આરામ કરવાની અમારે જરૂર જ નહોતી. ઇન્ટરલાકન આમ તો નાનું ગામ છે. આખું ફરી લેતાં બે કલાકથી વધુ સમય ન લાગે, પરંતુ ચારે બાજુ પથરાએલું એનું સૌંદર્ય, ઘડીઘડીમાં પલટાતા આકાશના રંગો અને પહાડો પર રચાતી તેજ-છાયા જોતાં આંખ ધરાય નહિ. કુદરતની આ સુંદરતાની અસર ત્યાંનાં ઘરો ઉપર પણ પડેલી છે. નાનાં બેઠા ઘાટનાં અને સુંદર ફૂલવેલથી સજેલાં ઘરો જોઇને એમ થાય કે જીવનમાં ખરેખર સુખભરી ને સૌંદર્યભરી શાંતિ જોઇતી હોય તો તે અહીં મળી શકે. નદી સરોવરની

શોભા આખા સ્વીટ્ઝરલેન્ડમા પથરાયેલી છે ઊંચા, વિશાળ, ઘટાદાર વૃક્ષો એ શોભામા વધારો કરે છે રાત સુધી ફરીને અમે પાછાં આવ્યા ત્યારે કઇક અસાધારણ માણ્યાનો આનદ અમારા મનમા ભરેલો હતો

વહેલી સવારે અમારે યુન્ફ્રાઉ જવાનુ હતુ ઊઠીને આખ ઉઘાડી ત્યા હોટેલના ઓરડાની બારીમાથી જ હિમાચ્છાદિત યુન્ફ્રાઉના દર્શન થયા. સૂર્યના લાલ-સોનેરી કિરણોથી બરફની શોભામા વધારો થયો હતો વૃક્ષોના રગો પણ વધુ તેજસ્વી બન્યા હતા વર્ષો પહેલા અમે શ્રીનગરથી પહેલગામ અને પહેલગામથી ચદનવાડી, શેષનાગ, પચતરણી અને અમરનાથ ગયા હતા એ પ્રવાસ જુદા પ્રકારનો હતો ચાલીને અથવા તો ખચ્ચરની પીઠ પર બેસીને અમરનાથ પહોચવાનુ હતુ અઢી દિવસ જતા ને અઢી દિવસ આવતા લાગતા હતા વચ્ચે બરફ પર ચાલવાનુ હતુ નદી-નાળા વગાવવાના હતા પીસુઘાટીના કઠણ માર્ગોથી ઊંચે ચડવાનુ હતુ અમને એ સ્મરણો તાજા થઇ ગયા, પરતુ અહીં તો સ્થિતિ તદ્દન નિરાળી હતી પ્રવાસીઓ માટે સગવડોનો પાર નહોતો ઇન્ટરલાકન દરિયાની સપાટીથી ૧,૮૬૦ ફૂટ, ઊંચુ, યુન્ફ્રાઉનુ સર્વોચ્ચ શિખર ૧૩,૬૪૨ ફૂટ અમરનાથથી નીચુ, પરતુ ૧૧,૩૩૩ ફૂટ સુધી તો રેલગાડીમા જ જઈ શકાય ! અમરનાથ જતા વચ્ચે વિસામાઓ આવે, ત્યા રહેવા માટે છાપરા મળે, કયાક રાટી-શાક ને ચા મળે, અહીં તો જ્યા જાઓ ત્યા યુરોપ-અમેરિકામા મોટા શહેરોમા હોય એવી રેસ્ટોરાઓની સગવડ રાતવાસો કરવો હોય તો અદ્યતન સગવડવાળી હોટેલ પણ ખરી રમવા-ખેલવાના સાધનો, તાર, ટપાલ ને ટેલિફોન કલાકારીગરીની ચીજો અને ચિત્રો-તસવીરો તથા તેના સાધનોના વસ્તુભડારો આ બધુ નીચેથી ઉપર સુધીના દરેક સ્ટેશને મળી શકે

અમે વિચારતા હતા અને ચર્ચા કરતા હતા કે આવો પ્રવાસ અદ્યતન સાધન-સગવડથી થાય તે બધુ આનદજનક ગણાય કે ભાથુ બાંધીને પહાડ ખેડવાના હોય તે? એક દૃષ્ટિએ લાગતુ હતુ કે



મોન્ટરસાકનથી • યુંગફ્રાઉનો રેલમાર્ગ આજના જગતની એક અજાયબી

કુદરતને પૂરી માણવી હોય તો પહાડો ખૂંદવા જોઈએ, બીજી રીતે એમ થતું હતું કે એવો મુશ્કેલ પ્રવાસ કેટલા લોકો માણી શકે ? અમારી સાથે ઘણા મુસાફરો હતા. ગાડીઓ પણ દર ત્રણ કલાકે ઉપાડવાની

વ્યવસ્થા હતી આસપાસના દશ્યો કાચની મોટી બારીમાંથી જોઈ શકાય અને તેની તસવીરો પણ લઇ શકાય એવી સગવડવાળી ત્રણ ડબ્બાની મજાની ગાડી હતી પ્રવાસની ગોઠવણ એવી હતી કે યુન્ફ્રાઉની એક બાજુએથી ઉપર ચઢવુ અને બીજે રસ્તે પાછા આવવુ ઠંડીનો ભય અમને અહીંથી જ બતાવવામા આવ્યો હતો અને અમને અમરનાથનો અનુભવ હતો એટલે અમે સુસજ્જ થઈને નીકળ્યા હતા હોટેલ–રેસ્ટોરાંની માહિતી હતી, પરતુ શાકાહારીઓની ત્યાં શી દશા થાય છે તેનીયે ખબર હતી એટલે થોડુક ખાવાનુ યે સાથે લઈ લીધુ હતુ

વીજળીથી ચાલતી ગાડીમા બેઠા પછી અમે સહપ્રવાસીઓ સાથે મૈત્રી કરી લીધી અમારી એક મડળી જ જામી ગઇ એમા અમેરિકા, યુરોપ ને એશિયાના વિવિધ દેશોના મુસાફરો હતા હિંદીઓ યુન્ફ્રાઉમા પણ અમને મળ્યા, પરતુ તે તો ટોચ ઉપર પહોચ્યા પછી આરેક જેટલા હિંદી જુવાનોમા ચાર તો ગુજરાતી વિદ્યાર્થીઓ હતા અને તેઓ પરિચિત પણ નીકળ્યા ૬,૮૬૦ ફૂટ ઊંચા ઇન્ટરલાકનથી અમે ૭,૬૧૨ ફૂટ ઊંચા સ્ટેશને પહોંચ્યા, ત્યાંથી ૪,૧૮૦ ફૂટ પર બીજો મુકામ થયો, ત્યાંથી ૬,૭૭૨ ફૂટ ગયા દરેક સ્થળે ગાડી બદલાતી હતી દોરતો પણ થોડા પ્રમાણમા બદલાતા હતા અહીંથી જે ગાડીમા અમે બેઠા તે અમને યુન્ફ્રાઉના સર્વોચ્ચ સ્ટેશન પર લઈ ગઈ તે પછીનો અનુભવ તો વળી ઓર જ હતો ઇન્ટરલાકનથી ઇગરગ્લેશ્યર સુધી અમે આસપાસનુ–સૃષ્ટિસૌન્દર્ય માણતા હતા નદીઓ સરોવરો, ઝરણાંઓ, જગલો ખીણમા મધપુડાની જેમ ગોઠવાયેલા નાના સુદર મકાનો ને જગતો એ બધુ જોઈ શકતા હતા પરતુ ૭૬૧૨ ફૂટ પર પહોચ્યા પછી તો પહાડના હૃદયમા જ ગાડીનો પ્રવેશ થયો। મુબઇથી પૂના જતા કે દક્ષિણના પ્રવાસમા લાબા બુગદાઓનો અનુભવ કર્યો હતો, રોમથી વેનિસ જતા એ અનુભવનુ પ્રમાણ વધ્યુ હતુ પરતુ યુન્ફ્રાઉની આ ગાડીનો અનુભવ તદ્દન નિરાળો હતો બરાબર સાડા ચાર માઇલનુ આ બુગદુ લાંબુ જતું નથી પરતુ ઉપર ઊંચે ચડતુ

જાય છે, પર્વતના પેટમાંથી તેના મસ્તકે પહોંચવા જેવી આ ક્રિયા છે! જાણવા મળ્યું કે આ માર્ગને બાંધતાં ૧૪ વર્ષ લાગ્યાં હતાં. ૧૯૧૨ પહેલાં ઘુમક્કડોને આનંદ કમાયેલા પહાડખેડુઓ જ જઈ શકતા હતા, હવે દર વરસ લાખો માણસો ત્યાં આવે છે અને તેઓ સ્વીટ્ઝરલેન્ડની તિજોરીમાં સારી એવી રકમનો વધારો કરી જાય છે.

પહાડને વીંધીને જતા આ રેલમાર્ગની વચ્ચે બે જગ્યાએ, ૯,૪૦૦ અને ૧૦૩૬૮ ફૂટ પર નિરીક્ષણની સગવડો રાખી છે ત્યાં ગાડી ઊભી



સામે પથરાયેલા હિમ-સાગરનું દર્શન કરી કૃતકૃત્યતા અનુભવાય છે

★——————————★

રહે છે ને પ્રવાસીઓ દોડીને પાસેના બીજા બુગદાને છેડે જઈ સૃષ્ટિસૌંદર્ય નિહાળે છે. ફરી બધા ગાડીમાં ગોઠવાય છે અને છેવટના મુકામ પર

પહોંચવા અધીરાં બને છે રેલગાડીનો આ પ્રવાસ એક અર્થમાં યાત્રા કે મેળા જેવો બની રહે છે.

દરિયાની સપાટીથી લગભગ સાડાઅગિયાર હજાર ફૂટની ઊંચાઈએ અમે આવી પહોંચ્યાં. ઈન્ટરલાકનથી ૧૦ હજાર ફૂટ ઉપર ચડ્યાં. કોઈ વિશાળ અને વ્યવસ્થિત ગુફામાં અમે ઊતર્યાં ટોચએ એવું યુન્ગફ્રાઉનું સ્ટેશન હતું. અહીં પ્રવાસીનાં જૂથો ગોઠવાતાં હતાં ભોમિયાની છટાદાર અને કંઈક અતિશયોક્તિભરી વાણી સાંભળતાં અમે આગળ વધ્યાં. સ્ટેશનની પાસે જ તાર-ટપાલની કચેરી છે. ટપાલની ટિકિટોમાં રસ ધરાવનારાઓનો પશ્ચિમની દુનિયામાં પાર નથી, પરંતુ અહીં તો 'અમે યુન્ગફ્રાઉના હિમાચ્છાદિત શિખર પરથી પત્ર લખીએ છીએ' એવું ગૌરવ અનુભવવા લગભગ બધા પ્રવાસીઓ ટપાલકચેરીનો લાભ ઉઠાવે છે. સહેજ આગળ વધતાં આકર્ષક વસ્તુઓ, તસવીરો, આલ્બમો, ચિત્રો સાથેનાં પોસ્ટ કાર્ડોનો ભંડાર આવે છે. બાજુમાંથી ઉપર ચડીએ તો રેસ્ટોરાં છે. સહેજ નીચે ઊતરીએ તો કોઈ મહેલમાં હોય એવાં સ્નાનાગાર વગેરેની સગવડ છે. એમ લાગે જ નહિ કે આપણે કોઈ પર્વતના શિખર પર આવી પહોંચ્યા છીએ.

પરંતુ બહાર નજર નાખો તો? જાણે બરફનો જ સમુદ્ર! અમે હિમસાગર જોઈ આશ્ચર્ય અને આનંદ અનુભવતાં હતાં ત્યારે કેટલાંક વિદેશી પ્રવાસીઓ અમને પૂછતાં હતાં: 'તમે તો બરફ કોઈ દિવસ નહિ જોયો હોય, ખરું?' અમે જવાબ આપતાં હતાં: 'નકશામાં જોયું છે કે હિમાલય ક્યાં છે?' અને પછી આપણા દેશના વૈવિધ્યનો અને કાશ્મીરથી દાર્જીલિંગ સુધીના પર્વતમથકોનો એમને ખ્યાલ આપતાં હતાં. બહારની દુનિયામાં હિંદુસ્તાન વિષેનું જ્ઞાન વધતું જાય છે છતાં અજ્ઞાનનું પ્રમાણ હજી ઘણું મોટું છે. યુરોપ અમેરિકામાં આવું પૂછનારા અનેક માણસો અમને મળ્યા છે: 'તમારે ત્યાં ટેલિફોન છે? રેડિયો છે? રેફ્રીજરેટર તમે જોયું છે? ફિલ્મ-સિનેમા છે? કૉલેજ છે?

આવા રસ્તાઓ, મકાનો છે? અને એમ પણ પૂછે 'અગ્રેજી તમે કયા દેશમા શીખ્યા? કોઇ પાદરીએ મદદ કરી હતી?' સદ્‌ભાગ્યે આવા લોકોનુ પ્રમાણું ઘટતું જાય છે અને જ્યારે પાચ–સાત માણુસોની વચ્ચે આવો પ્રશ્ન પુછાય ત્યારે કોઈ વિદેશી જ તેનો જવાબ આપી દે અને



એપાલીઝી અને હિમપર્વતોમા ગ્રામ આવતા કૂતરાઓના દૃશ્યો ત્યા જોવા મળે છે

સંકોચ સાથે આપણને કહે 'અમારે ત્યાં હિંદ વિષે હજી ભારે અજ્ઞાન પ્રવર્તે છે '

એક વાત રહી ગઈ સ્ટેશનની બહાર નીકળ્યા પછી ટોચ ઉપર જવા માટે લિફ્ટની સગવડ છે ચોથે માળે જઈને આસપાસના સૌંદર્યનું ઉત્તમ રીતે નિરીક્ષણ કરી શકાય છે, મોટા વિશાળ ખંડની બહાર એક તસવીરમાં બતાવ્યું છે તેવા લાકડના કઠેડા પાસે ઊભા રહીને બધું જોઈ શકાય છે દૂર દૂર સુધી જોવા માટે મોટાં દૂરબીન પણ અહીં ગોઠવ્યાં છે અલબત્ત, કેવળ અહીં જ નહિ, બધા જ સ્થળે લિફ્ટ, દૂરબીન, ઓમિયા ને બીજી તમામ સગવડ પ્રમાણે નક્કી કરેલા પૈસા આપવાના હોય છે—અને રૂપિયાના હિસાબે તેમાં સારું ખર્ચ કરવું પડે છે યુંગફ્રાઉની ઉપર જઈને કેવળ કુદરતનું અવલોકન જ કરવાનું નથી, ત્યાં બીજું વૈવિધ્ય પણ રાખવામાં આવ્યું છે લાંબા બુગદામાં થઈને બરફના પહાડ પર આળોટવાની મઝા માણી શકાય છે આ બરફની દુનિયામાં પવનનો સસવાટ જરા કંપાવી મૂકે, પરંતુ બરફ પોતે ટાઢો લાગે નહિ એના પર બેસવું, સૂવું આળોટવું દોડવું, કણીદાર બરફની મૂઠીઓ ભરીને ચારે બાજુ ઉડાડવી તે એક મોજ છે અહીંથી દૂર નજર ફેંકતા બરફમાં ખેલનારાઓની મંડળીઓ અને કૂતરાઓ જોઈ શકાય છે અમારી સાથેના પ્રવાસીઓમાં પચાસેક યુવક-યુવતીઓ રમતનાં સાધનો સાથે આવેલાં હતાં, એમના ઉત્સાહનો કોઈ પાર ન હોતો અહીં સ્કીઇંગ માટેની ખાસ શાળા છે સરકાર તરફથી ચાલતું એક સંશોધનકેન્દ્ર પણ છે આ બધાં સ્થળોની સરળતાથી મુલાકાત લઈ શકાય છે

બરફનો મહેલ ! મુખથી જ એની પ્રશંસા સાંભળી હતી અમરનાથની ગુફામાં બરફના શિવ, પાર્વતી ને ગણેશ છે જ્યારે અહીં મહેલ છે સરકૃતિનો આ તફાવત કે લોકરુચિનો ? જે હોય તે પરંતુ યુંગફ્રાઉ જઈએ અને બરફની દીવાલો બરફનાં થાંભલાઓ,—બરફના દરવાજા ને બરફની બેઠકોવાળો આ મહેલ, બરફ પર ચાલીને ન જોઈએ

તે એ પ્રવાસ મિથ્યા ગણાય અમે લગભગ એક કલાક સુધી અનેક પ્રવાસીઓની સાથે હિમમહેલને આનંદ માણ્યો. જે સ્થળો પહેલા જોયા હતા તે ફરી ફરીને જોયા દૂરબીનનો લાભ લઈ દૂર દૂર સુધી નજર દોડાવી યુન્ફ્રાઉની શોધ કોણે કરી, ક્યારથી અહી પ્રવાસીઓ આવવા લાગ્યા છે, આમાથી સરકારને કેટલીક આવક થતી હશે એવા અનેક સવાલો અમે ભોમિયાને પૂછી નાખ્યા સાજ નમે તે પહેલા તો અહીંથી નીકળી જવુ અનિવાર્ય હતુ અને અમારે તે જ દિવસે ઝુરિક પહોચવુ હતુ, એટલે સ્વીટ્ઝરલેન્ડના સૌ દર્યના એક મુગટમણિનુ ફરીને એકવાર ભાવપૂર્વક નિરીક્ષણ કરી અમે ત્યાથી વિદાય લીધી

વળતી વેળાએ બીજા માર્ગોથી આવવાનુ હતુ. એ માર્ગ પણ એટલો જ રળિયામણો, વનશ્રીની શોભાનો પાર નહિ, છતા ચિત્તમા તો યુન્ફ્રાઉએ જ કબજો જમાવી લીધો હતો એટલે તેની વાતો કરતા કરતા અમે એ પ્રવાસ પૂરો કર્યો. સ ધ્યા ટાણે ઇન્ટરલાકનના ફરીને દર્શન કરી લીધા અને આ સૌ દર્યપાનથી તૃપ્તિ અનુભવતા રાતના બારેક વાગે અમે ઝુરિક પહોચ્યા. ઝુરિકમા રાત પસાર કરી બીજી સવારે શહેરનુ વિશેષ અવલોકન કરવા નીકળ્યા બપોરના ત્રણ વાગ્યા સુધીનો સમય સ્વીટ્ઝરલેન્ડનુ સૌ દર્ય નહિ, પણ એનો જીવનવ્યવહાર જોવામા ગાળ્યો અને તે પછી જર્મની જવા માટે વિમાનમા ત્યાથી રવાના થયા



# ૬. પશ્ચિમ જર્મની

મુંબઈમાં અમે કાર્યક્રમ ગોઠવતાં હતાં ત્યારે જર્મની માટે અમારી પાસે બે–ત્રણ દિવસ જ હતા. આટલા સમયમાં ક્યાં જવાય, શું જોવાય તેની અમે મૂંઝવણ અનુભવતાં હતાં. રશિયાના પ્રવાસે હું ગયેલો ત્યારે પૂર્વ જર્મનીમાં રહેતા એક કુટુંબનો પરિચય થયો હતો. હિંદ આવ્યા પછી એ કુટુંબ સાથે પત્રવ્યવહાર પણ ચાલતો હતો એટલે ત્યાં જવાનું પણ મન હતું. અમે અહીંથી ગયા ત્યારે બર્લિનનો સવાલ બહુ ઉગ્ર થયેલો એટલે એ જોવા–સમજવાની પણ ઇચ્છા હતી. વ્યાપાર–ઉદ્યોગમાં સક્રિય રસ ધરાવતા અને સરકારી અંકુશોનો તથા 'સમાજવાદી ધોરણની સમાજરચના'નો વિરોધ કરતા મિત્રોએ મને ભારપૂર્વક કહ્યું હતું : 'લડાઈમાં ભાંગી ગયેલું જર્મની મુક્ત સાહસને પરિણામે કેવો અદ્‌ભુત વિકાસ સાધી શક્યું છે તેનું અવલોકન કરજો અને તમારી જે અસર હોય તે વાચકોને જણાવજો.' અમે પણ મનમાં નક્કી કરી લીધું કે જર્મનીમાં સૌંદર્યસ્થળો જોવાનો લોભ ન રાખવો અને તેનું અર્થતંત્ર ને રાજકારણ આટલા ટૂંકા સમયમાં જેટલા પ્રમાણમાં સમજાય તેટલા પ્રમાણમાં સમજવાનો પ્રયાસ કરવો. આ દૃષ્ટિએ અમે ડુસલડૉર્ફ, બોન, કોલોન અને રૂહરના ઔદ્યોગિક વિસ્તારમાં ફરવાનું નક્કી કર્યું. ઝુરિકથી સીધા અમે ડુસલડૉર્ફ પહોંચ્યાં.

મેની ૯ તારીખની બપોરે ઝુરિકથી ડુસલડૉર્ફ વિમાન માર્ગે અમે માત્ર એક કલાકને પાંત્રીસ મિનિટમાં પહોંચી ગયાં. ડુસલડૉર્ફની પસંદગી પાછળનાં કારણોમાં જર્મનીનું એ પૅરીસ ગણાતું હતું, તે પણ એક

કારણ હતુ જર્મની જ નહિ, સમગ્ર યુરોપની એક સુદર સરિતા ગણાતી હ્રાઈન નદીને નજીકથી અવલોકવી હતી, ત્યાનો ઔદ્યોગિક વિસ્તાર જોવો હતો, પશ્ચિમ જર્મનીના પાટનગર બોનનુ અને પ્રાચીન નગરી કોલોનનુ અવલોકન કરવુ હતુ. માર્ગમા વિચાર આવેલો કે બીજા વિશ્વયુદ્ધના ભયાનક સહાર પછી પણ ડુસલડોર્ફ પેરીસ રહ્યુ હશે ખરં ?

યુદ્ધ પછીની જર્મનીની આશ્ચર્યકારક પ્રગતિ વિષે ઘણુ વાચ્યુ ને સાભળ્યુ હતુ. જર્મન પ્રજાના નિશ્ચય અને કાર્યશક્તિ માટે લાબા સમયથી અમારા દિલમા આદરનો ભાવ હતો રશિયામા પૂર્વ જર્મનીનું યુગલ મળેલુ તેની સાથેની વાતચીતથી પણ મનમાં એવી અસર હતી કે જર્મન પ્રજા પોતાના દેશના વિભાજનથી દુખિત છે, રોષિત છે, રાષ્ટ્રદેહના જે ટુકડા થયા છે તેમાથી હજી યે લોહી વહેતુ હોય એવી સ્થિતિ છે આ બાબતમા પૂર્વ-પશ્ચિમ જર્મનીના લોકો વચ્ચે ભેદ નથી એમ અમને કહેવામા આવ્યુ હતુ આ બાજુ પશ્ચિમ જર્મનીએ આધુનિક યુગમા અને આજના જગતમા અસાધારણ કહી શકાય એવી આર્થિક સિદ્ધિ પ્રાપ્ત કરેલી હોવા છતા તેના દિલની વેદના ઓછી થઇ નથી. બીજી બાજુ મને રશિયામા જે યુગલ મળેલુ તે પૂર્વ યુરોપના સામ્યવાદી દેશોનો તથા છેક સાઇબિરિયા સુધી રશિયાનો પ્રવાસ કરીને આવેલુ હતુ. રાજકારણમા એ દપતીને કશો જ રસ નહોતો સુશિક્ષિત ને સરકારી છતા જર્મનીની સામાન્ય પ્રજાનુ પ્રતિનિધિત્વ તેઓ ધરાવતા હતા, સામ્યવાદની સિદ્ધિથી કઈક પ્રભાવિત પણ થયા હતા, છતા સમગ્ર જર્મની પ્રત્યેની એમની ભક્તિ અપાર હતી અમે આ વિભાજનને કેમ સહન કરી શકીએ? ભલેને મે કડો વર્ષની જુદાઈ ભોગવવી પડે પરતુ જર્મન પ્રજા હમેશા એકતાને જ ઝખશે' એ એમના ઉદ્ગારોનો સાર હતો. આ ભૂમિકા સાથે અમે જર્મનીમા પ્રવેશ કર્યો હતો

જર્મનીના બીજા મોટા શહેરોની પેઠે ડુસલડોર્ફ પણ ભયકર બોમ્બમારાનો ભોગ બનેલુ હતુ કોલોનની દશા એનાથીયે બૂરી થયેલી

હતી. વિમાની મથકે ઊતર્યાં ત્યારે, પ્રથમથી ગોઠવણ કરી હતી તે પ્રમાણે, એક મોટી ઔદ્યોગિક પેઢીના પ્રતિનિધિએ અમને આવકાર્યાં હતાં. અમારા પ્રવાસનો કાર્યક્રમ એમણે ગોઠવી રાખ્યો હતો. અમારા માટેનો એમનો ઉત્સાહ જોઈ અમે પ્રસન્નતા અનુભવી હતી. ચર્ચાને અંતે એમ નક્કી થયુ કે પહેલો અર્ધો દિવસ તો અમે મન ફાવે તેમ ફ્રેન્કફોર્ટમાં જ ફરીશુ ને બધુ જોઈશું. બીજે દિવસે આસપાસના શહેરો જોઈશું ને ત્રીજે દિવસે એકાદ બે મોટાં કારખાનાંઓ. એમણે અમને હોટેલમાં ઉતારીને વિદાય લીધી. વિમાની મથકથી હોટેલ સુધીના માર્ગમાં અમે જે જોયું, તે સાંભળ્યા કરતાં ઘણું વધારે હતું. પેરીસ તો હજી અમે ગયાં નહોતાં, એટલે એની સાથે સરખામણી કરી શકાય નહિ; પરંતુ એકાદ બે સ્થળના અપવાદ સિવાય ક્યાંય એવું દેખાયું નહિ કે જેથી એમ લાગે કે આ નગરી પર થોડાં વર્ષો પહેલાં ભયાનક વિનાશ ઊતર્યો હશે! સુંદર રસ્તાઓ, આધુનિક સગવડો ને સુંદરતા સાથેના ભવ્ય મકાનો. વપરાશની વસ્તુઓથી ઊભરાતા ભંડારો, પ્રવૃત્તિથી ધમધમતી બજારો, નવા મોડેલની મોટરોના શો-રૂમો. નાનામોટાં યંત્રોના નમૂનાઓ, પ્રસન્નગંભીર મુખમુદ્રાદ્વારા પોતાની પ્રગતિથી સંતોષ પામતાં ને છતાંયે હજી ઘણું મેળવવાનું બાકી છે એવો ભાવ દર્શાવતાં જર્મન સ્ત્રી-પુરુષોને જોઈ આશ્ચર્ય ને આદરની અમારી લાગણીમાં ભરતી આવી.

થોડીવાર આરામ કરી અમે પગપાળા નીકળી પડ્યાં ફ્રેન્કફોર્ટના માર્ગો પર. પ્રથમ સ્ટેશન બાજુએ ગયાં. રેલવેની સગવડો જોઈ, એ પછી રેસ્ટોરાંનો લાભ લીધો. પછી ઊપડ્યાં રાજમાર્ગ પર અને એકાદ કલાકના અવલોકન પછી નાના માર્ગો ને મકાનોનું નિરીક્ષણ કર્યું. જ્યાં સગવડ મળી ત્યા પ્રૌઢ અને યુવાન સ્ત્રીઓ અને પુરુષો સાથે વાતો કરી. અમેરિકા અને બ્રિટનની અસરને કારણે અંગ્રેજી જાણનારાઓનું પ્રમાણ ઠીક હતુ એટલે ભાષાની મુશ્કેલી બહુ નડી નહિ. રાત્રે જ્યારે અમે પાછા ફર્યાં ત્યારે પહેલી લાગણી એ થઈ કે ક્યાં જર્મની અને ક્યાં આપણો દેશ! બબ્બે વિશ્વયુદ્ધોનો આ દેશે માર ખાધો છે. બંને વખત એનો પરાજય

થયેલો એટલે થોડો સમય તો ગુલામી જેવી સ્થિતિ એણે ભોગવી હતી. અભ્યાસથી જાણ્યું હતું કે પહેલા વિશ્વયુદ્ધ વખતે જર્મનીનો વિસ્તાર બે લાખથી વધુ ચોરસ માઇલનો હતો, આફ્રિકાના એના સામ્રાજ્યનો વિસ્તાર દસ લાખ-થીયે વિશેષ હતો. આજે બધા સંસ્થાનો એણે ગુમાવી દીધાં છે. જર્મનીની સરહદમાં ગણાતો ઓડાર અને નીસની પૂર્વનો લગભગ ૪૦ હજાર ચોરસ માઇલનો જેનો વિસ્તાર અને ૧૦ લાખ જેટલી જેની વસતિ છે તે પ્રદેશ પોલાન્ડના હાથમાં છે. ઈશાનનો કેટલોક પ્રદેશ રશિયાએ દબાવ્યો છે. અમેરિકાએ આ પગલાને સ્વીકૃતિ નથી આપી, પરંતુ જર્મનીની શક્તિ તો એ ગુમાવવાથી ઓછી થયેલી જ છે. આજે પૂર્વ અને પશ્ચિમ જર્મની તથા બર્લિન અને સારપ્રદેશ મળીને વિસ્તાર છે સાટ લાખ ચો. મા થી ઓછો અને વસતિ છે સાત કરોડથી સહેજ વધારે. જર્મનીની તાકાતને કેવો ફટકો પડ્યો હશે તે આ પરથી અમને સમજાતું હતું પશ્ચિમ જર્મનીની પ્રગતિની પહેલી જ નજરે અમે જે ઝાંખી કરી તે ખરેખર આશ્ચર્યકારક હતી. અમને થયું કે જર્મની જો એક અને અખંડ થઇ જાય, પૂર્વ-પશ્ચિમની રેખાઓ જો ભૂસાઇ જાય તો દુનિયાની બે મહાસત્તા-અમેરિકા ને રશિયાને અનેક ક્ષેત્રે હફાવે એવી એની તાકાત છે. બીજા વિશ્વયુદ્ધમાં જર્મનીએ જે ગુમાવ્યુ છે તેનુ વર્ણન થઇ શકે એમ નથી આમા પણ સૌથી મોટુ નુકશાન તો તેના ભાગલાનુ જ છે. આજે પશ્ચિમ જર્મનીનો વિસ્તાર, પશ્ચિમી સત્તાઓના કબજાના બર્લિન શહેર અને સારપ્રદેશ સાથે લગભગ ૯૬ હજાર ચો. મા નો છે અને વસતિ ૫ કરોડ ૪૦ લાખ જેટલી છે. પૂર્વ જર્મની એના પ્રમાણમા અર્ધાથી ઓછુ છે, પરંતુ તેની અવગણના થઈ શકે એમ નથી. પૂર્વ જર્મનીનો વિસ્તાર લગભગ ૪૨ હજાર ચો મા. અને વસતિ ૧ કરોડ ૮૦ લાખની છે.

જર્મનીનો પૂર્વ ઇતિહાસ, રોમન સામ્રાજ્યથી નેપોલિયન-લડાઇઓ સુધીના રંગોથી ભરેલો છે. જર્મનીના એકીકરણ અને સત્તા વિસ્તાર માટે સૌથી વધુ યશ બિસ્માર્કને આપવામા આવે છે. આ નામની યાદ

આ લખતી વેળાએ તો એટલા માટે આવે છે કે આપણા દેશમાં રાજાશાહીનો અંત આણી દેશની એકતા સુદૃઢ બનાવનાર સરદાર વલ્લભભાઈના નામની સાથે બિસ્માર્કનું નામ મૂકવામાં આવે છે અમેરિકાના શિકાગો શહેરમાં અમને ૭૨ વર્ષનાં એક વૃદ્ધાને મળવાનો અને ઘણી ઘણી વાતો કરવાનો અવસર મળેલો આ વૃદ્ધાએ ભારતમાં વર્ષો ગાળ્યાં છે, યુરોપના બધા દેશોનો એને પરિચય છે, જગતની ઘણી ભાષાઓ એ જાણે છે ભારતના રાજકારણનું અને તેથીયે વધુ સ્વાતંત્ર્ય સંગ્રામનું સારું જ્ઞાન ધરાવે છે એમને કોઈએ કહ્યું "અમારા સરદાર તો ભારતના બિસ્માર્ક હતા" એ વખતે એમનો ચહેરો રોષ અને દુઃખથી લાલ થઈ ગયેલો એમના શબ્દો હજીયે કાનમાં ગૂંજે છે "બિસ્માર્ક? એ પુરુષો ને હત્યારો, જર્મન મુત્સદ્દી ને સૈનિક ક્યાં અને ક્યાં હિંદના વિશાળ દિલના દૃઢ છતાં પ્રેમાળ—અને—અહિંસક છતાં કુશળ સરદાર વલ્લભભાઈ" પછી તો એણે બિસ્માર્કના અનેક કૃત્યોનું વર્ણન કરેલું અને સરદારના ગુણોનો પરિચય પણ આપેલો આપણે વિદેશી નામોથી કેવા અંજાઈ જઈએ છીએ તેનો ખ્યાલ એ વૃદ્ધ અમેરિકન નારીએ અમને સચોટ રીતે આપ્યો હતો

જર્મનીનો વર્તમાન ઇતિહાસ ઘણો તાજો છે ૧૯૪૫ના એપ્રિલમાં હિટલરે આપઘાત કર્યો અને મેની સાતમી તારીખે જર્મનીએ બિનશરતી શરણાગતિ માગી આ વખતે રશિયા ને પશ્ચિમી જૂથના દેશો સાથે જ હતા એમણે જર્મની અંગે મંત્રણાઓ કરી કરારો કર્યા હતા જર્મની ૨૫ વર્ષના ગાળામાં બીજીવાર વિશ્વયુદ્ધ પેદા કરી શક્યું એ હકીકતે સૌને ચોંકાવી દીધા હતા આવી સ્થિતિ ફરી પેદા ન થાય તે માટે તેને બધી રીતે નિર્બળ બનાવી દેવાની સૌની મનોવૃત્તિ હતી હિટલરે બે કરોડ જર્મનોને યુદ્ધમાં ઉતાર્યાં હતા આમાંથી ૩૨ લાખ યુદ્ધમાં ખપી ગયા હતા ૩ લાખથી વધુ બીજી રીતે મરી ગયા હતા ૭૨ લાખ ઘાયલ થયા હતા ૧૩ લાખ જર્મનોનો પત્તો ન હતો યુદ્ધમાં જર્મનીને આર્થિક નુકશાન ભયંકર પ્રમાણમાં ખમવું પડ્યું હતું અમેરિકાના નિષ્ણાતોનો

આંકડો છે ૨૭૨૯૦૦૦૦૦૦૦૦૦ ડોલરનો. પણ આટલું જ નથી. જર્મનીનો કબજો અમેરિકા, બ્રિટન, ફ્રાન્સ અને રશિયા, એમ ચાર મહાસત્તાઓએ લીધો ને એ રીતે ભાગલા પણ પડયા. બર્લિન શહેરના પણ ચાર ખંડ થયા. બધાએ સાથે મળીને જાહેર કર્યું કે જર્મનીનું સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણ કરવું, લશ્કરને વિખેરી નાખવું, યુદ્ધનાં સાધનોનો નાશ કરવો, ઉદ્યોગ પર સખત અંકુશ મૂકવો, આર્થિક અને રાજકીય માળખાનું વિકેન્દ્રીકરણ કરી નાખવું.

આ બધું ૧૯૪૫માં જ શરૂ કરી દેવામાં આવ્યું. જર્મન પ્રજાએ સમસમીને, 'આ બધું સહી લીધું અને આજે? આ જ ખંડિત જર્મની-માત્ર પશ્ચિમ જર્મની પણ મહાસત્તા બની રહ્યું છે. એની લશ્કરી તાકાત હજી મર્યાદિત છે, પરંતુ આર્થિક વિકાસની એની ગતિએ જગતના અર્થકારણમાં જ નહિ રાજકારણમાં અને યુદ્ધકારણમાં પણ એને મહત્ત્વનું સ્થાન આપી દીધું છે. પશ્ચિમ જર્મનીની અવગણના હવે કોઈ કરી શકે એમ નથી.

આ બધું માત્ર ૧૦ વર્ષમાં, હા, દસ જ વર્ષમાં બની શકયું છે. કલ્પના પણ ન આવે કે જે દેહ પર ૧૯૩૯ થી ૧૯૪૫ સુધીમાં અને તે પછી અનેક ઘાવ પડયા હતા તે દેહમાં આવી ચેતના શી રીતે આવી હશે? જર્મન પ્રજાને ઓળખ્યા વિના અને તેના પ્રાચીન ઇતિહાસનું સાચું મૂલ્યાંકન કર્યા વિના આ ચમત્કાર સમજાય એમ નથી. આપણે ત્યાં ઘણા લોકો એમ માને છે કે જર્મનીની આ પ્રગતિ મુક્ત સાહસને અથવા તો નિરંકુશ વ્યાપારઉદ્યોગને જ આભારી છે, પરંતુ એ ભ્રમ છે. જર્મનીની અસાધારણ પ્રગતિમાં અમેરિકાની અબજો ડોલરની સહાયનો હિસ્સો છે. મુક્ત સાહસનો પણ થોડો હિસ્સો હશે, જો કે ત્યાં સમાજવાદ નથી, પરંતુ અંકુશનો જ અભાવ છે તેવું પણ નથી. કરવેરાનો બોજ યુરોપના કોઈ પણ દેશ કરતાં વિશેષ છે. યુદ્ધ પહેલાનાં વર્ષો કરતાં તો ઘણા વધારે કરવેરા આજે ભરવા પડે છે જર્મનીની

આ ચમત્કારિક પ્રગતિ માટે કોઈ એક જ બાબત યશની અધિકારી બની શકતી હોય તો તે જર્મન પ્રજાનું ખમીર ગણવું જોઈએ

પણ આ બાબતમાં ક્રમશઃ અવલોકન કરીએ તે જ યોગ્ય ગણાશે.

બીજી સવારે અમારા યજમાન એમનાં પત્ની સાથે ગાડી લઈને સમયસર આવી પહોંચ્યાં. ડુસલડોર્ફનો જે વિસ્તાર અમે જોયો નહોતો ત્યાં પહેલાં ફરી લીધું, પછી શહેરની બહાર નીકળી હાઈનના કિનારા પર અમારી મોટર દોડવા લાગી. યજમાન જર્મનીના બધા વિસ્તારો અને શહેરોથી પરિચિત હતા. જર્મન રાજકારણ અને અર્થકારણનો એમને સારો અભ્યાસ હતો. કુદરત અને કલામાં પણ તેઓ બને રસ ધરાવતાં હતાં. એમનાં પત્ની શિક્ષણક્ષેત્રમાં પ્રવૃત્તિ કરતા હતાં. આરંભમાં તો અમે એકમેકનો પરિચય કર્યો અને પછી દોડતી ગાડીની આસપાસની સૃષ્ટિનું એમણે વર્ણન કરવા માડયું. લગભગ ત્રણસો માઈલ અમે સાથે જ ઘૂમ્યાં. રવિવારનો દિવસ હતો, હ્રાઈનના કાંઠા પર અને આસપાસનાં અર્ધજંગલ જેવાં સુંદર સ્થળોમાં હજારો માણસો રજા માણવા નીકળી પડ્યાં હતાં. અમેરિકા હજી અમે જોયું નહોતું, પરંતુ ત્યાંના લોકો શનિ–રવિમાં ચાલુ જીવનની રફતારમાંથી નીકળીને પહાડો પર, જંગલોમાં, નદી કે દરિયા કિનારે ચાલ્યા જાય છે એમ સાભળ્યું હતું. અમને પ્રશ્ન થયા કે જર્મનીમાં પણ એવું જ હશે કે અમેરિકાની અસરનો એ પ્રભાવ હશે?

અમે પૂછ્યું : 'યુદ્ધ પછી પશ્ચિમ જર્મની પર અમેરિકા, બ્રિટન અને ફ્રાન્સનો કબજો રહ્યો અને હવે એમની સાથે ગાઢ દોસ્તી થઇ છે તેનો જર્મન પ્રજાના સામાન્ય જીવન પર કંઈ અસર ખરી?'

એમણે પોતાનું દૃષ્ટિબિંદુ સમજાવ્યું. એમાં એવી અસરનો સ્પષ્ટ સ્વીકાર હતો. અમને આ પ્રશ્ન મહત્ત્વનો લાગેલો એટલે અનેક સ્થળે એવી પૃચ્છા અમે કરી હતી. એના જવાબમાં અમને જાણવા મળ્યું કે જર્મનીના યુવાન વર્ગને 'અમેરિકન વે ઓફ લાઈફ'નું—અમેરિકાની

જીવનપદ્ધતિનું મોટું આકર્ષણ થયું છે રજાઓમાં વર્ગ અને શહેરની બહાર નીકળી જઈ 'કૅમ્પિંગ' કરવાનું એમાંથી આવ્યું છે બ્રિટન અને ફ્રાન્સની એની કોઈ વિશિષ્ટ અસર પડી નથી એટલું જ નહિ, પરંતુ પ્રજાનો અમુક વર્ગ બ્રિટનની ભૂતકાલીન નીતિ–રીતિનો ટીકાકાર જણાયો પૅરિસમાં પણ અમને એવું જ સાંભળવા મળેલું એમના મતે યુરોપમાં પોતાને સર્વશ્રેષ્ઠ રાખવા માટે બ્રિટનના રાજપુરુષો ફ્રાન્સ અને જર્મની વચ્ચે સાગ મ બધો થવા દેતા નથી સત્તાની સમતુલા'ની રાજરમત આજે પણ તેઓએ ચાલુ રાખી છે, એવો આક્ષેપ ઘણી જગ્યાએ સાંભળવા મળ્યો કુદરતી રીતે તો જર્મની ને ફ્રાન્સ માત્ર પાડોશી છે, એટલું જ નહિ પણ એમના સર્વતોમુખી વિકાસ માટે બન્ને એકબીજાના પૂરક પણ છે ગમે તેમ, અમેરિકાની અસર અમને ત્યાં વધુ પ્રમાણમાં જોવા મળી અનન્તત, આ અસરને પરિણામે જર્મન પ્રજામાં જે રાષ્ટ્રવાદ અથવા તો રાષ્ટ્રાભિમાન છે તેમાં કશો ફેર પડ્યો હોય એમ લાગ્યું નહિ

શહેર બહારના જર્મનીના વિશાળ માર્ગો જેટલા લશ્કરી દૃષ્ટિએ ઉપયોગી છે તેટલા જ ઉદ્યોગ માટે પણ છે ગાડીઓ ત્યાં પૂરઝડપે દોડે છે ઓછી ગતિએ દોડવું હોય અને બાજુમાં ફંટાવું હોય તો મુખ્ય માર્ગ છોડવો પડે છે મુંબઈ, પૂના કે આગ્રા રોડ તો આ માર્ગો પાસે સાંકડા ને ભંગાર જેવા લાગે જર્મનીની બીજી વિશેષતા અમને આ પ્રવાસમાં એ જોવા મળી કે કુદરતે પણ તેના પર મહેર વરસાવવામાં કૃપણતા નથી દાખવી હાઈનની આસપાસનો પ્રદેશ અત્યંત સુંદર છે સાહિત્ય, કલા અને સ્થાપત્યમાં પણ એની મહત્તા સ્વીકારવી જોઈએ આમાં હાઈનનો હિસ્સો જેવોતેવો નથી અમે એના મને કાંઠે ત્રણસો માઈલ જેટલું ફર્યા હોઈશું ફ્રૅન્કફર્ટ એના પૂર્વ કાંઠે છે અમે દક્ષિણમાં ઊતરી પ્રથમ એના પશ્ચિમ કિનારે દૂર સુધી ગયા પછી એ જ કિનારે આવેલા કોબ્લેન્ઝ અને બોન જોયા ગત્રે ફ્રૅન્કફર્ટ પાછા આવી, બીજે દિવસ ઉત્તર–પૂર્વમાં ડિસ્બર્ગ ગયા હાઈનની શોભા સપ્રમાણે તો

પરાકાષ્ઠાએ પહોંચે છે, પરંતુ દિવસના કોઈ પણ ભાગમાં એનું નિરીક્ષણ અને એનો જલવિહાર આહ્લાદક બની રહે છે.

રાઈનનું ઉદ્ભવસ્થાન છે સ્વીટ્ઝરલેન્ડમાં, ત્યાંથી એ દક્ષિણ થઈ આગળ વધી હોલેન્ડ પાસે ઉત્તર સમુદ્રને મળે છે. ૮૫૦ માઈલની એની યાત્રા વિશેષ રૂપાળી બની છે જર્મનીને. જર્મન પ્રજાના રાષ્ટ્રાભિમાનનું એ પ્રતીક છે એક રાષ્ટ્રગીતમાં તો કહેવાયું છે કે દેશની–સલામતી–માટે રાઈન પર નજર રાખજો. રાઈનની આસપાસ લોકકથાઓ ને લોકગીતો પણ પુષ્કળ રચાયાં છે. આર્થિક રીતે તેની મહત્તાનો પાર નથી. એમાં



રાઈનના બંને કાંઠાને સાંધતા અનેક પુલો છે, પરંતુ અહીં તો સામે કાંઠેથી જહાજમાં મુસાફરો સાથે મોટરો આવે છે ને આ કાંઠે ઊતરે છે

મોટા જહાજો ફરે છે. બીજી વિશાળ નદીઓ સાથે તેને સાકળી લેવામા આવી છે લાખ કરતા વધુ એકર જમીનને તે ફળદ્રુપ બનાવે છે. અમે આ નદીનુ સૌંદર્ય માણવામા ખરેખર સદ્‌ભાગી બની ગયા. હાઇનને પશ્ચિમ કાંઠે દૂર સુધી ફરતા વચ્ચે પહાડો ને જગલોનો પ્રવાસ પણ થઇ જાય છે. ત્યાથી પાછા ફરતા અમે કોલોન ગયા અમે પ્રથમથી કહી દીધુ હતુ કે રોમ અને ઇટાલીના બીજા પ્રદેશમા અમે પુષ્કળ દેવળો જોયા છે એટલે એવુ જોવાની ભૂખ રહી નથી પેરિસમા લૂરમા સાગે એવો સમય ગાળ્યો છે અને વેટિકનનો સ્વાદ માણ્યો છે એટલે સગ્રહસ્થાનો જોવાની ઇચ્છા પણ ઓછી છે, પરતુ અમારા યજમાને કોલોનની સર્વોચ્ચ શોભા ગણાતા સેટ પીટરના દેવળનુ અવલોકન કરવાનો એમને આગ્રહ કર્યો એટલે અમે તે જોયુ ને અમને એમનો આગ્રહ તદ્દન વાજબી જણાયો

કોલોન હાઇન ઉપરનુ મોટુ ને પ્રાચીન શહેર છે. સાત લાખથી વધુ વસતિ છે ઇ. સ પૂર્વે રોમના બાદશાહોએ એને નગરનો દરજ્જો આપ્યો હતો બીજા વિશ્વયુદ્ધમા એના પર સર્વનાશ ઊતર્યો હતો એમ કહેવામા ખોટુ નથી, પરતુ જર્મન પ્રજાએ, આટલા સમયમાં એની નવરચના કરી નાખી છે મકાનો અને માર્ગો જોતા એ નવુ, અદ્યતન શહેર લાગે એની વચ્ચે સેટ પીટરના દેવળના મિનારા એની મહત્તાના ગીત ગાતા હોય એવુ લાગે છે ભયકર બાબ્મમારામા આ દેવળને નજીવુ જ નુકશાન પહોચ્યુ હતુ પરતુ એનો પાછલો ઇતિહાસ રામાયણ છે છેક ૧૩ મી સદીની અધવચ્ચે આ દેવળની રચના શરૂ થઇ કામ આગળ વધ્યુ ને ભયકર આગમા ભસ્મીભૂત થયુ, એ પછી ૧૫ મી સદીમા તેના બે ઐતિહાસિક ઘર, ભવ્ય બારીઓ અને બીજુ કેટલુક તૈયાર થયુ પરતુ ફરી કામ અટકી પડ્યુ છેક ૧૯મી સદીમા એના પર ગભીરતાથી ધ્યાન અપાયુ ને દેવળ પૂર્ણ થયુ આ દેવળના મોટા બે મિનારાની ઊચાઇ ૫૧૫ ફીટ છે દેવળની લબાઇ ૪૭૨

કોલોનનું દેવળ



સેંટ પીટરના દેવળના આ ઉત્તુંગ મિનારા : કોલોન

 

અને પહોળાઇ ૧૭૭ ફીટની છે. પથ્થરની કોતરણી, સ્તંભો અને ચિત્રો આપણા ચિત્તને રોકી રાખે એવા આકર્ષક છે.

આ દેવળની આસપાસ અનેક દંતકથાઓ રચાયેલી છે, પણ એક સાચી હકીકત પણ જાણવા જેવી છે. આ દેવળમાં ૨૭ ટન વજનનો એક પોલાદનો ઘંટ હતો. પહેલા વિશ્વયુદ્ધમાં પોલાદની એવી ભયંકર તંગી ઊભી થઇ કે એને ગાળી નાખવામાં આવ્યો! એ પછી સારી સ્થિતિ થતાં ૨૪ ટનનો ઘંટ બનાવવામાં આવ્યો છે. કોલોનની પાસે હાઇનનો જે પુલ છે તે પણ જોવા જેવો છે. કોલોન નામ કેમ પડયુ



આ હાઇન નદી સામે જે ડુંગર અને તેના પર ઈમારત દેખાય છે તે પીટર્સબર્ગ. અહીં હિટલર અને ચેમ્બરલેઇન વચ્ચે મંત્રણાઓ થયેલી

તેનોયે ઇતિહાસ છે. રોમન લોકોએ જ્યારે તેનો કબજો લીધો ત્યારે આસપાસના વિસ્તારને 'કોલોની' તરીકે ઓળખવામાં આવતો હતો. એના કેન્દ્ર સ્થાને આ શહેર હોવાથી તે કોલોન બન્યું. આપણે 'કોલન વોટર' અને 'યુ ડી કોલન'થી પરિચિત છીએ. એનું જન્મસ્થાન છે આ કોલોન. ૧૭ મી સદીમાં એ ઉદ્યોગ ત્યાં શરૂ થયો છે.

કોલોનથી અમે બોન જવા નીકળ્યાં. વચ્ચે ડુંગરોની વચ્ચે ગામડાંએ જોયાં, નાના કસ્બાઓ અમે જોયાં. એ પણ એટલાં જ સમૃદ્ધ હતાં. અમારા યજમાન અમને એક સુંદર હોટેલમાં લઈ ગયા. કેવળ આ પ્રદેશની જ નહિ, સમગ્ર જર્મનીની એ શોભા ગણાય છે. ર્‌હાઇનના એ કિનારે સાત ડુંગરાઓ છે. આમાના એક ડુંગર પર આ હોટેલ છે. પીટર્સબર્ગ તરીકે એ ઓળખાય છે. બ્રિટનના એક વખતના વડા પ્રધાન ચેમ્બરલેઇન અને હિટલર વચ્ચેના મ્યુનિકના શરમજનક કરાર પહેલાં, આ હોટેલના એક ખંડમાં મંત્રણાઓ થઇ હતી. ચેમ્બરલેઇન અહીં અમુક સમય રહેલા પણ ખરા. અમે હોટેલમાં ડુંગરની ધાર પરની એક સુંદર જગ્યાએ બેસીને ભોજન લીધું, અને આસપાસના વિસ્તારની રસિક કથાઓ અમારા યજમાનને મુખે સાંભળી.

ત્યાંથી અમે પશ્ચિમ જર્મનીના પાટનગર બોનમાં ગયા. બોનની રાજધાની તરીકે કેમ પસંદગી થઈ એવા અમારા પ્રશ્નના જવાબમાં જાણવા મળ્યું કે એ શાંત અને સુંદર શહેર છે, મહાન સંગીતજ્ઞ બિથોવનની એ જન્મભૂમિ છે, ર્‌હાઇનની શોભા ત્યાં વિશેષ છે અને જર્મનીનો નવો યુગ ૧૯૪૯ માં શરૂ થયો ત્યારથી આજ સુધી જે વ્યક્તિ સત્તાસ્થાને છે તે ડૉ. એડેનોરની એ જન્મભૂમિ છે. આમાં અમને છેલ્લું કારણ વિશેષ વજુદવાળું લાગ્યું ! શહેર ખરેખર રળિયામણું છે, શાંત પણ છે, બિથોવનને કારણે પ્રસિદ્ધ પણ છે અને છેલ્લાં વર્ષોમાં વ્યાપાર ઉદ્યોગનું પ્રમાણ વધવા લાગ્યું છે. વસતિ દોઢેક લાખની છે. બોનની યુનિવર્સિટી વખણાય છે. પ્રમુખનું નિવાસસ્થાન, વડા-પ્રધાનનું મથક,

શ-દેશના-એલચી-ખાતાઓની કચેરીઓ,-સસદગૃહ જોવાલાયક ગણાય બોનમા જૂના અને નવા મકાનો નજરે પડે છે, પરતુ કોઇ નાના પણ સુદર ગામનો ધીમેધીમે વિકાસ થયો હોય એવી એની શોભા છે

બોનમા થોડો સમય ગાળીને ફરી અમે હાઇનના કિનારા પર મોટર દોડાવતા આગળ વધ્યાં હવે વચ્ચે કયાય ઊતરવાનુ નહોતુ એટલે આસપાસ નજર દોડાવવી અને યજમાન સાથે વાતો કરવી એ જ કાર્યક્રમ હતો કઈક સકોચ સાથે પૂછ્યુ 'રાજકારણમા રસ ધરાવો છો?' જવાબ મળ્યો 'ધરાવુ છુ' બીજો પ્રશ્ન કર્યો 'ગયા યુદ્ધમા ભાગ લીધેલો ખરો?' 'મે? હુ ત્યારે કિશોર હતો' અને એમનો ચહેરો ગભીર બની ગયો થોડી વાર રહીને ઉમેર્યું 'યુદ્ધથી ત્રાસેલો છુ એટલે રાજકારણમા સક્રિય રસ લેતા ડરુ છુ' પછી અમે ત્રાસ વિષે પૂછ્યુ એમણે એ જ સ્વરમા ઉત્તર આપ્યો 'મને કઈ થયુ નથી, પરતુ મારા પિતા યુદ્ધમા હણાયા, બીજા સગાઓ પણ હોમાયા મારી માની હાલત તે પછી કેવી થઇ તેનો હુ સાક્ષી છુ એવી સ્થિતિ દુશ્મનની પણ ન થાય એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે' જર્મનીમા આ ભાવના અનેક સ્થળેથી અમને સાભળવા મળી છે



રાત્રે અમે ડુસલડોર્ફમા પહોચ્યા થાકયા-પાકયા પોઢી ગયા ને બીજે સવારે ઔદ્યોગિક વિસ્તાર જોવા બીજા એક સ્નેહી સાથે નીકળી પડ્યા

'ડિસ્બર્ગની અમારી મુલાકાત ફળદાયી નીવડી આપણે ત્યા રૂરકેલાના પોલાદના કારખાનાનુ કામ જે જર્મન કપનીને સોપાયુ છે તે દેમાગનુ ભવ્ય કારખાનુ અમે ત્યા જોયુ રૂરકેલામા શુ થયુ ને શુ થવાનુ છે તેનો ખ્યાલ ત્યાથી અમે મેળવી શકયા દેમાગના વિશાળ કારખાનાની આગળના ભાગમા અદ્યતન સગવડો સાથેની મોટી કચેરી છે એના પ્રાગણમા નકશાઓ અને પ્રતીકો ગોઠવ્યા છે આજ સુધી જેટલી મહાન યોજનાઓ આ કપનીએ પાર પાડી છે તેનો ખ્યાલ એ પ્રતીકો ને નકશાઓમાથી મળી રહે છે ડિસ્બર્ગ અને તેની આસપાસનો વિસ્તાર

કારખાનાઓથી ધમધમે છે અહીં અમે મજૂરોના રહેઠાણો પણ જોયા કામદારોની કાર્યશક્તિ અને નિંદ્રા માટે માન થયું કામદારો જીવનની જરૂરિયાતો સારી રીતે પ્રાપ્ત કરી શકે એટલી તેમની સાચી આવક છે. 'સાચી' એટલા માટે કે આવક અને વસ્તુના ભાવ વચ્ચે મેળ છે લગભગ પાંચેક કલાક આ વિસ્તારમા અમે ગાળ્યા અને જર્મન પ્રજાના પ્રચંડ પુરુષાર્થની ઝાંખી કરી

જર્મનીના આર્થિક ઉત્થાનની વાત અહીં નોંધવી જ જોઈએ. જર્મની આજના જગતનો પ્રથમ કક્ષાનો દેશ નથી, અમેરિકા અને રશિયા તેનાથી આગળ છે, પરંતુ છેલ્લા ૧૪ વર્ષના જર્મનીના જે સંયોગો છે તેને પણ લક્ષમા લઈએ તો તેની આર્થિક પ્રગતિનો દુનિયાના ઇતિહાસમા જોટો મળી શકે એમ નથી અમેરિકાએ જર્મનીને અબજો ડૉલરની મદદ કરી છે તે હકીકત ઉલ્લેખનીય છે પરંતુ આવી મદદ બીજા જે દેશોને મળી છે તેમની દશામા ખાસ સુધારો થયો નથી ખુદ અમેરિકામા પણ એવી અસર છે કે એની મદદ વધુમાં વધુ ફળવતી જર્મનીમા થાય છે જર્મનીમાં ઉદ્યોગના વિકાસને પરિણામે બેકારી નહિવત્ છે અનામત અને સોનાની પુરાંતમા આશ્ચર્યકારક વધારો થયો છે આયાત-નિકાસના આંકડાઓ પર નજર નાખતા જે પુરાંત દેખાય છે તે આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે જર્મની આપણા જેવા અનેક દેશોને ધીરવાની સ્થિતિમા આવી ગયુ છે તે પણ એની આર્થિક સિદ્ધિનો એક પુરાવો છે જર્મનીનુ ઔદ્યોગિક ઉત્પાદન પ્રતિવર્ષ વધતુ જ જાય છે છેલ્લા પાંચ વર્ષમા એની નિકાસમા ત્રણગણો વધારો થયો છે મોટરો આઠ ગણી બહાર મોકલી છે સાયકલની બજાર અમેરિકામા પણ સર કરી છે યાન્ત્રિક સાધનોમા પણ એ જ પ્રગતિ છે કરવેરાનુ પ્રમાણ મોટુ છે, પરંતુ તે સામે ફરિયાદ સાંભળવા મળતી નથી જર્મની જ્યારે અખંડ હતું અને એની શક્તિ પર કાષ્ઠાએ પહોંચી હતી તે કક્ષા કરતાયે આજના પશ્ચિમ જર્મનીનુ ઉત્પાદન અને તેની નિકાસ વધી ગયાં છે

જર્મનીના રાજકારણને પણ સમજી લેવાની જરૂર છે. વધતી જતી આર્થિકશક્તિ અને વિકસતું જતું રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય રાજકારણ જર્મનીને ફરીને વિશ્વની એક મહાન સમસ્યા બનાવી રહ્યું છે, એમ યુરોપ-અમેરિકાના ઘણા વિવેચકો હવે માનવા લાગ્યા છે. અમે યુરોપમાં દાખલ થયા ત્યારથી માંડીને અમેરિકાનો પ્રવાસ પૂરો કરી જાપાન છોડયું ત્યાં સુધી કોઈ ને કોઈ અગત્યની વ્યક્તિ સાથે જર્મની વિષે ચર્ચા થયા જ કરી છે. હજી એક દસકા પહેલાં જર્મની દબાયેલું હતું; આજે અમેરિકા તથા રશિયાના રાજપુરુષોને તે ચિંતા કરાવવા લાગી ગયું છે. પશ્ચિમ જૂથના અને ખાસ કરીને અમેરિકાના કેટલાક અગ્રણીઓ તો આજે શંકાભર્યા સ્વરે બોલતા હોય છે : 'સમજાતું નથી કે જર્મની જગતના લોકશાહી દેશોમાં માનભર્યું સ્થાન મેળવીને સંતોષ પામશે કે એક અથવા બીજી રીતે પૂર્વ ને પશ્ચિમ, એટલે કે અમેરિકા ને રશિયા વચ્ચે અથડામણ ને અવિશ્વાસ વધારતું પોતે જ વધુ ને વધુ બળવાન થતું જશે?' જર્મની વિષે ભૂતકાળમા જે અભિપ્રાયો ઉચ્ચારાયા છે તેનુ પણ ઘણા લોકો આજે સ્મરણ કરે છે. પ્રસિદ્ધ અંગ્રેજ ઇતિહાસકારે કહ્યું છે : 'જર્મનીની તવારીખ એટલે અંતિમમાર્ગીઓની તવારીખ. જર્મની પાસે બધું છે, નથી વિવેકયુક્ત મધ્યમાર્ગ. જર્મનીએ અનેક પ્રકારના અનુભવો લીધા છે, પરંતુ ક્યારેય એ સમધારણ બન્યું નથી.'

જર્મનીનો તાજો ઇતિહાસ પણ આ વિધાનનુ સમર્થન કરનારો છે.

જર્મનીએ ૧૯૪૫મા શરણાગતિ સ્વીકારી તે પછી એક બાજુ રશિયા અને બીજી બાજુ અમેરિકા-બ્રિટન-ફ્રાન્સ વચ્ચે અથડામણો શરૂ થઈ અને પરિણામે જર્મનીના ભાગલા પડયા. પૂર્વ જર્મની રશિયાના કબજામા ગયું અને પશ્ચિમ જર્મનીના જુદા જુદા પ્રદેશના ત્રણેય ભાગીદારોએ સંયુક્ત વહીવટ શરૂ કર્યો. બર્લિનનો એકત્ર વહીવટ પણ ૧૯૪૮મા તૂટી પડયો. એ પછી તો ઘેરાની સ્થિતિ ને હજારો વિમાન

દ્વારા પશ્ચિમ બર્લિનને મદદ પહોંચાડવાની પ્રવૃત્તિ થઈ ચાર વર્ષમા તો પરિસ્થિતિ સપૂર્ણ બદલાઈ ગઇ. પશ્ચિમ જર્મનીમા કેટલીક મર્યાદાઓ સાથે ૧૯૪૯મા નવુ બધારણ અમલમા આવ્યુ અને ચૂટણીઓ થઇ એ વખતે સામ્યવાદીઓ એક પક્ષ તરીકે ચૂટણીમા લડી શક્યા હતા. એમને ૧૬ ટકા મત મળેલા, ૧૯૫૩ની ચૂટણીમા માત્ર સવાબે ટકા જ મત તેઓ મેળવી શક્યા અને ૧૯૫૭ની ચૂટણી પહેલા પક્ષ પર પ્રતિબધ મુકાઇ ગયો હિટલરના નાઝી પક્ષે નવુ રૂપ 'યુનિયન પક્ષ'ના નમે ધારણ કર્યું હતુ, પરંતુ તેના પર પણ પ્રતિબધ છે આજે ૪૯૭ સભ્યોની લોકસભામા ક્રિશ્ચિયન ડેમોક્રેટ, સોશિયાલીસ્ટ યુનિયન પક્ષ સાથે ૨૭૭ બેઠકો ધરાવે છે. સોશિયાલીસ્ટ ડેમોક્રેટીક, પક્ષ ૧૮૧, ફ્રી ડેમોક્રેટિક પક્ષ ૪૩, જર્મન પક્ષ ૧૮ સભ્યસખ્યા ધરાવે છે ૧૯૪૯થી આજ સુધી ડૉ એડેનોર ત્યા સત્તા પર છે. આવતી ચૂટણીમા પણ એ ત્યાથી ખસવા માગતા નથી !

પશ્ચિમ જર્મનીએ ધીમે ધીમે રાષ્ટ્રીય અને આતરરાષ્ટ્રીય ક્ષેત્રે કેવી રીતે સત્તા હાસલ કરી છે તે પણ જાણવા જેવુ છે ૧૯૪૯મા બધારણ ઘડાયુ અને ચૂટણી થઇ ૧૯૫૨મા એ ઉત્તર આટલાટિક કરારનુ સમાન દરજ્જાનુ સભ્ય બન્યુ. ૧૯૫૪મા વિદેશી કબજાનો અત આણવામા આવ્યો ૧૯૫૫મા વિધિપુરસર ને સત્તાવાર રીતે સ્વતત્રતા સ્વીકારવામા આવી આજે ત્યા અમેરિકા વગેરેના દળો છે, પરતુ જર્મની પર તેમનો કબજો નથી આ દળો નાટોના યુરોપીય દળોનો એક ભાગ છે જર્મનીને પોતાનુ લશ્કર રાખવાની–વધારવાની છૂટ મળી છે અલબત્ત, આ ભૂમિદળ, હવાઇદળ ને દરિયાઇદળ યુરોપીય હકૂમત નીચે છે, પરતુ જર્મનીની વધતી જતી તાકાતની એ નિશાની છે એ જ રીતે લશ્કરી સરજામનુ ઉત્પાદન વધવા લાગ્યુ છે એના પરનો કબજો મુલકી સરકારનો છે પશ્ચિમ જર્મનીના સબધમા યુરોપ–અમેરિકા આજે નિશ્ચિત નથી ડૉ એડેનોર પછી શુ તે તો એક પ્રશ્ન છે જ ઘણા લોકો એમ માને છે કે જર્મની જે માગે તે આપવુ પડે

એવી પરિસ્થિતિ હવે પેદા થયેલી છે. પૂર્વ જર્મનીની પ્રગતિ પશ્ચિમ જર્મની જેટલી નથી, પરંતુ રશિયાના પીઠબળ સાથેની તેની લશ્કરી તાકાતની કોઈ પણ અવગણના કરી શકે એમ નથી. રશિયા માટે પૂર્વ યુરોપના બીજા કોઇ પણ સામ્યવાદી દેશ કરતાં પૂર્વ જર્મનીનું મહત્ત્વ વધુ છે. આવા જર્મની વિષે ગમે તેટલું વાંચ્યું ને સાંભળ્યું હોય, પરંતુ તેને નજરોનજર જોવાની અસર કંઇક જુદી જ છે. અમને તો અઢી ત્રણ દિવસની મુલાકાતમાં એટલી ખાતરી થઇ કે આવાં ને આવાં બીજાં દસ વર્ષ જો જર્મનીને મળશે અને કોઇ પણ રીતે તે એકતા સાધશે તો ફરીને એ મહાસત્તા બની જશે.

ડિરબર્ગના ઔદ્યોગિક વિસ્તારનું દર્શન કરી હ્રાઇનના કિનારા પર ગાડી દોડાવતાં અમે ડુસલડોર્ફ આવ્યાં ત્યારે અમે આશ્ચર્યથી ચકિત થઇ ગયેલાં હતાં. ડુસલડોર્ફમાં તે પછી ચાર કલાક અમે ગાળ્યાં ને નમતી સાંજે ત્યાંથી વિદાય લઇને પેરિસ જવા રવાના થયાં.



## ૭. પેરિસ · ફ્રાન્સનો અરીસો

પેરિસ ! રોમાંચ પેદા કરે એવું એ નામ હતું છેક કિશોર વયથી એના વિષે અનેક રંગીન વાતો સાંભળી હતી પેરિસ આ પૃથ્વી પરનું કેમ જાણે સ્વર્ગ હોય એની અવિકસિત છાપ મન પર પડેલી હતી જર્મનીથી એક રીતે અંજાયા હતા, પેરિસથી બીજી રીતે અંજાઈશું એમ અમે ધારતા હતાં એક કલાક ને વીસ મિનિટનો વિમાની પ્રવાસ કરીને અમે ત્યાં પહોંચ્યા ત્યારે રાત ઢળી ગઈ હતી આકાશમાર્ગે પેરિસની શોભા એની ઝળહળતી બત્તીઓ દ્વારા જ જોઈ શકાતી હતી મોટી ઇમારતો છાયાચિત્રો જેવી લાગતી અને રસ્તાઓ આગની વિશાળ નહેરો જેવા જણાતા હતા અમારે માટે તો દરેક શહેર નવું જ હતું એટલે તે અંગે કશી મૂંઝવણ નહોતી હોટેલ નક્કી થયેલી હતી એ ક્યાં છે તે નકશા પરથી જાણી લીધું હતું ત્યાં કેમ જવાય તેનીયે પૂરી માહિતી હતી ખરેખર તો વિદેશના પ્રવાસમાં આવી કશી મુશ્કેલી આવતી જ નથી

અમે વિમાની મથકે ઊતરીને સહેજ આગળ વધ્યા ત્યાં તો પ્રૌઢ વયના, કંઈક દૂબળા દેહવાળા ને મીઠું હસતા એક ગૃહસ્થ અમારી સામે આવીને ઊભા રહ્યા અમે તરત જ સમજી ગયા કે અમારા મુંબઈના મિત્રોના પત્રથી એ ગૃહસ્થ આવ્યા હશે એમણે પોતાની ઓળખાણ આપી. અમે કહ્યું 'તમે ફ્રેન્ચ છો? અંગ્રેજી સુંદર બોલો છો' એમણે કહ્યું 'ના પોલ છું' એમણે બેચાર શબ્દો હિંદીના ઉચ્ચાર્યા ત્યારે જાણવા મળ્યું કે તેઓ વારંવાર હિંદમાં અને એશિયાના બીજા દેશોમાં આવે છે તેઓ અર્થશાસ્ત્રના 'વિશારદ' હતા એક મોટી ફ્રેન્ચ પેઢીમાં વ્યવસ્થાપકનો હોદ્દો ધરાવતા હતા ઘણાં વર્ષોથી ફ્રાન્સમાં

એમનો વસવાટ હતો વિમાની મથકથી હોટેલ સુધીના લગભગ ૫ દર માઈલના પ્રવાસમા એમણે અમને પેરિસનુ પ્રથમ દર્શન કરાવ્યુ. મહત્ત્વના સ્થળોનો વિસ્તારથી પરિચય આપ્યો રાજકારણની થોડીક વાતો થઇ જનરલ દ'ગોલના શાસનની પ્રજાના વિવિધ વર્ગો પર શી અસર છે તે એમણે તટસ્થ રીતે કહ્યુ એમના કથનને પુષ્ટિ આપતુ તે પછીના ચાર દિવસમા અમે ઘણુ જોયુ-જાણ્યુ કોઈ મહત્ત્વના રાજકીય પુરુષને મળવાનુ બની શક્યુ નહિ કારણ કે પેરિસને વિવિધ રીતે નિહાળવામા, એના કલાસંગ્રહો ને પ્રાચીન અર્વાચીન સુદર સ્થળો જોવામા જ અમારો ઘણો સમય પસાર થઈ જતો એજ રીતે પેરિસની બહાર પણ ફ્રાન્સના બીજા કોઇ ભાગમા અમે જઈ શક્યા નહિ

રાત્રે હોટેલમા પહોચી અમે નિરાત લીધી સવારે વહેલા પરવારી નાસ્તો કરી સર્વ પ્રથમ એફીલ ટાવર જોવા ઉપડ્યા આ ટાવરને મહાત્મા ટોલ્સ્ટોયે કોઇની 'મૂર્ખાઇનુ પ્રદર્શન કહ્યુ હતુ એ યાદ આવ્યુ. અમે સૌથી પહેલા એ જોવાનુ એટલા માટે પસદ કર્યુ કે એના પર ચડીને સમગ્ર પેરિસનુ દર્શન થઈ શકે પેરિસની માહિતી આપતી પુસ્તિકા અને તેના નકશા પર નજર નાખતા જ એમ થાય કે આ શહેરનુ સમગ્ર તો નહિ, પરતુ સાધારણ સતોષ થાય એવુ દર્શન કરતાયે ૧૫ દિવસ લાગી જાય! પેરિસ પણ અતિ પ્રાચીન નગરી, એની સુદરતા રોમથી ચડી જાય એમા રોમના સમયના સ્થાપત્યો અને ચિત્રોની સાથે ફ્રાન્સની પોતાની વિશિષ્ટ કલા ગણાય એવા શિલ્પો ચિત્રો અને બાધકામો પણ વિપુલ પ્રમાણમા જોવા મળે અર્વાચીન કલાનુ પ્રમાણ પણ ત્યા ઓછુ નથી આમા પણ જેને મોડર્ન આર્ટ કહેવામા આવે છે તેની પણ છેલ્લામા છેલ્લી શૈલી અને રચનાની ત્યા ઝાખી થઈ શકે આવુ એક વિશાળ સગ્રહસ્થાન જોવાનો અવસર પણ અમને મળ્યો હતો

પેરિસ પ્રાચીન નગરી છે રોમનોએ એનુ આ નામ પાડયુ છે ફ્રાન્સના વિવિધ પ્રદેશો અનેક વિશિષ્ટતાઓ ધરાવે છે, છતા જાણકારોનો મત એવો છે કે જે કઈ ફ્રાન્સમા છે તે બધાનો નમૂનો પેરિસ નગરીમા

મળી શકે છે એક મળે તો બુદ્ધિમાનો અને કલાકારો માટે એ સમગ્ર જગતનું પાટનગર ગણાતું હતું એનો આ દરજ્જો આજે રહ્યો નથી છતા એની વિશિષ્ટતાની અવગણના થઈ શકે તેમ નથી અનેક વિષયોમા એક સાથે જ રસ ધરાવતા જગતભરના પ્રવાસીઓનો જો મત લેવામા આવે તો સભર છે કે પેરિસનો પહેલો નબર મળી જાય પેરિસની વચ્ચે વળાંક લેતી અને વહેતી સીન નદી પણ એની મોટી શોભા છે સીન નદીના બને કાઠે પેરિસ કઈક નિરાળુ છે વચ્ચે બે બેટ આવેલા છે તે પુરાણા પેરિસનો ખ્યાલ આપે છે આ નદી ઉપર વીસથી વધારે પુલો છે આસપાસ સુદર ઇમારતો અને બગીચાઓ છે ખુલ્લી જગ્યાઓ પણ અનેક સ્થળે જોવા મળે છે પેરિસના લોકો પ્રમાણમા નિરાતવાળા હશે એવી અસર આપણા મન પર ત્યા પડે છે

કઈક અશે ગોળાકાર કહી શકાય એવુ આ શહેર યોજનાપૂર્વક અને સ્વાભાવિકતાથી એમ બને રીતે વિકસ્યુ હોય એવી છાપ આપણા મન પર પડે છે પ્રાચીન ઇમારતો મોટા ઘુમ્મટો અને ગુબજો દેવળોના મોટા મિનારાઓ જ્યાં અને ત્યા સ્થાપત્યના સુદર નમૂના રજૂ કરતા દરવાજાઓ અને વિશાળ રાજમાર્ગો આપણને ઘડીભર આજી નાખે મોટી બજારો અને તેમા આવેલા વસ્તુભડારોમા નજર નાખતા એમ થાય કે જગતનુ આ સૌથી સમૃદ્ધ શહેર હશે પરતુ વાસ્તવિક સ્થિતિ એવી નથી પેરિસમા સાકડી શેરીઓ પણ છે જર્જરિત મકાનો પણ છે સામાન્ય કક્ષાના લોકો પણ છે બીજી સવારે દિવસના અજવાળામા અમે બહાર નીકળ્યાં ત્યારે પેરિસ નગરી અમને સુદર અને મહાન તો લાગી પરતુ અમારી કલ્પનામા પેરિસનુ જે ચિત્ર હતુ તે કરતાં તેની શોભા અને મહત્તા કઈક ઊતરતા જણાયા એફીલ ટાવર પરથી અમે એને જોયુ અને ચાર દિવસ સુધી થાકી જવાય એટલુ ફરીને એને નજીકથી નિહાળ્યુ તો યે અમારી આ નવી છાપ ભૂસાઈ નહિ પેરિસ સુદર જરૂર છે પરતુ તે અજોડ કે અદ્‌ભુત છે એમ કહી શકાય નહિ

પેરીસના જગવિખ્યાત સ્થળોમા એફીલ ટાવર મહત્ત્વનુ સ્થાન ધરાવે છે ૧૮૮૯મા એની રચના થઈ ત્યારથી ઘણા વર્ષો સુધી તો દુનિયાની એ ઊંચામા ઊંચી વસ્તુ હતી આજે પણ એને જોતા આપણા મનમા આશ્ચર્ય છવાઈ રહે પરંતુ તેની ઊંચાઈ હવે અજોડ રહી નથી અમેરિકાની ઘણી ઈમારતો હવે તેનાથી ઊંચી છે સીન નદીના દક્ષિણ કિનારે-એફીલ ટાવર આકાશ સાથે વાતો કરતુ ઊભુ છે આસપાસનો ઘણો વિસ્તાર બગીચા જેવો બની ગયો છે ૯૮૪ ફૂટની ઊંચાઇના આ ટાવર પર લગભગ છેવટ સુધી ચડી શકાય છે પગથિયાઓ છે તેમ ઓરડા જેવડી લિફ્ટની સગવડ પણ છે અમે તો ઉપર ચડવા માટે લિફ્ટ જ પસંદ કરી હતી વચ્ચે બે વખત લિફ્ટ બદલવી પડે છે અને જ્યાએ ખાવાપીવાની અને પેરિસનુ સારી રીતે દર્શન કરવાની સગવડ છે ત્યાંથી દેખાતી સીન નદીમા ન્યૂયોર્કના બાનામા જે સ્વાતંત્ર્યની પ્રતિમા ઉભી કરવામા આવી છે તેનુ નાનુ પ્રતીક ગોઠવેલુ દેખાય છે ઠેઠ ઉપરથી પેરિસનુ દર્શન



સીન નદીના સામે કાંઠેથી લીધેલી એફીલની તસ્વીર

★ ——— ★

બાંધણીની શોભા વધુમાં વધુ ત્યાંથી જોઈ શકાય છે. ઉપર ચડીને અમે ઘણા સમય સુધી બીજા પ્રવાસીઓની સાથે પેરિસના વિવિધ વિભાગોનું મન ભરીને અવલોકન કર્યું અને પુષ્કળ તસવીરો લીધી તથા ફિલ્મ પણ ઉતારી. એફીલની આસપાસ રોજ પ્રવાસીઓનો મેળો જામે છે. અહીં મુંબઈમાં એપોલો બંદર પર જેમ ફેરિયાઓ દેખાય છે તેમ ત્યાં પણ જોવા મળે છે. નીચે ઊતર્યાં પછી જુદા જુદા સ્થળેથી એફીલની તસવીરો લઈને અમે એને વિદાયની સલામ કરી લીધી.

એફીલને સામે કાંઠે બે સુંદર ઇમારતો છે. એક છે આધુનિક કલાનું સંગ્રહસ્થાન અને બીજી ઇમારત છે રાષ્ટ્રસંસ્થાની કચેરીની. આ કચેરી ખરેખર તો લગભગ બસો વર્ષ પહેલાં બંધાયેલો જૂનો એક મહેલ જ છે. પેરિસની ઘણી મહાન ઇમારતો વિષે આમ કહી શકાય એવું છે. આ મહેલની પાછળના ભાગમા પ્રાચીન ફ્રાન્સનો પરિચય આપતાં વિવિધ પ્રકારનાં સંગ્રહસ્થાનો છે. આમાં એક સંગ્રહસ્થાન છે પ્રજાનો પરિચય આપનારું, બીજું છે જહાજોનું, ત્રીજું છે હથિયારોનું, ચોથું છે લોકકલાનું. અહીં રંગમંચ અને વિશાળ સભાખંડ પણ છે. આ સંગ્રહસ્થાનના અવલોકનથી ફ્રાન્સની પ્રાચીન મહત્તાનો યથાર્થ ખ્યાલ મળી રહે છે. ઇતિહાસનાં પાના વાચતાં મનમાં જે ચિત્રો ઊભાં થાય તે અહીં વધુ સ્પષ્ટ અને અસરકારક બની જાય છે. આ સંગ્રહસ્થાન જોતાં અમારાં મન પર યુરોપના વિકાસ વિષે એક નવી અસર પણ પેદા થઈ. યુરોપની ઉન્નતિ ઓગણીસમી સદીના યાન્ત્રિકયુગથી થઈ છે એ વાત સાચી, પરંતુ એ યુગ, તે પહેલાંના યુગનો બાળક જ હતો એમ અમે ત્યાં જોઈ શક્યા. આનો અર્થ એ કે દરેક દેશનો સાચો અને સ્થિર વિકાસ તો ક્રમિક જ થઈ શકે છે. ફ્રાન્સનાં જૂનાં જહાજો, હથિયારો, કલાની વસ્તુઓ વગેરે જોતાં એ પ્રજા વિષે ઊંડા આદરની લાગણી આપણાં મનમાં પેદા થયા વગર રહે નહિ.

આધુનિક કલાનું સંગ્રહસ્થાન ઘણું વિશાળ છે. અનેક ખંડોમાં વિવિધ શૈલીનાં ચિત્રો ગોઠવ્યાં છે. કેટલાક શિલ્પના નમૂનાઓ પણ છે.



વચ્ચે જે દરવાજા જેવી ઇમારત દેખાય છે તે છે વિજયનું સ્મારક.
ત્યાંથી એક સાથે બાર રસ્તાઓ નીકળે છે

આ બધા ઉપર અમે નજર ફેરવી, કોઈક જગ્યાએ સમજવાનો પણ પ્રયત્ન કર્યો, છતા અમે એમા વિશેષ રસ લઈ શકયાં નહિ, કારણ આધુનિક કલાના અમારા અજ્ઞાન સિવાય બીજુ કઈ નહોતુ તે રાત્રે અમે પેરિસના રાજમાર્ગો પર તેની શોભા નિહાળવા માટે કૌતુક ફર્યા. પેરિસને કેટલાક લોકો પ્રકાશનગરી કહે છે તે અમુક અંશે સાચુ છે રાતની રોનક વધારે હોય છે રેસ્ટોરાંઓ ત્યારે ઊભરાતા હોય છે હજારો માણસો રેસ્ટોરાંઓની બહાર ફૂલવેલથી શણગારેલા મંડપ જેવી જગ્યાએ બેસીને જાતજાતના દારૂઓની પ્યાલીઓ ગગડાવતા હોય છે આવુ બધુ જોઈ અમે પાછા ફર્યા અને બીજે સવારે પ્રથમ નેપોલિયને રચેલુ વિજયનુ સ્મારક અને પછી જગવિખ્યાત 'લુર 'નું સગ્રહસ્થાન જોવા ઉપડ્યા

આ વિજયનુ સ્મારક નેપોલિયને ૧૮૦૮ મા પોતાના સૈનિકોના વિજયની કીર્તિ માટે શરૂ કર્યું હતુ ૧૮૩૬ સુધી તે પૂરુ થઇ શકયુ નહિ આજે એ સ્મારકની આસપાસ સુદર બગીચા જેવા ચોક છે અને ત્યાથી પેણા ભાગના પેરિસને આવરી લે એવા એક સાથે બાર રસ્તાઓ નીકળે છે આ સ્મારકના બધા સ્તભો ઉપર નેપોલિયનના વિજયના શિલ્પો છે કલાના એ સુદર નમૂનાઓ છે વિજય સ્મારકની નીચે એક શાશ્વત બળતો દીપક ગોઠવ્યો છે યજ્ઞવેદિ રચી હોય એવો એનો દેખાવ છે આની નીચે ફ્રાન્સના કોઇ અનામી—સૈનિકની કબર છે અને ઉપર આ જ્યોત જલે છે દરેક પ્રવાસી આ જ્યોતના દર્શન અવશ્ય કરતો હશે સ્મારકની ઉપર પણ જઇ શકાય છે અને ત્યાથી જ ફરતા બાર જેટલા વિશાળ માર્ગોની શોભા જોઇ શકાય છે

વિજયનુ સ્મારક નિહાળી ઘણા કલાકો ગાળવાની તૈયારી સાથે અમે 'લુર' નુ સગ્રહસ્થાન જોવા માટે ઉપડ્યા આની પ્રશસા વર્ષોથી સાભળી હતી ઘણા લોકોનો એવો મત છે કે દુનિયાનુ આ મોટામાં મોટુ સગ્રહસ્થાન છે એ સાચુ હોય કે ન હોય પરન્તુ અમે ત્યાં પહોચ્યા ત્યારે ભોમિયાએ સૌથી પહેલા અમને કહ્યુ કે આ સગ્રહસ્થાનના

એકથી બીજા છેડા સુધી આજુબાજુ નજર નાખ્યા વિના ઝડપથી ચાલતા પણ બે કલાક લાગી જશે. અમે ત્યાં ઝડપથી ચાલવા માટે નહોતા ગયા, પરંતુ જગતની સર્વોચ્ચ કલાના ઉત્તમ નમૂનાઓ નીરખીને અમારા અંતરને પાવન કરવા માટે ગયા હતા. એટલે 'લૂર'ની માહિતી આપતી પુસ્તિકા તથા નકશા પરથી પસંદગીના ખંડો નક્કી કરી લીધા અને અવલોકન શરૂ કર્યું.

'લૂર'નું સંગ્રહસ્થાન જે ઇમારતમાં ગોઠવવામાં આવ્યું છે તે પણ પ્રાચીન મહેલ જ છે. તેની સામે વિશાળ બાગ, વિવિધ પ્રતિમાઓ, સુંદર માર્ગો ગોઠવાયેલા છે. લગભગ છસો વર્ષ પહેલાનો આ મહેલ આજે પણ એટલો જ શોભાયમાન લાગે છે. એમાં ચિત્રો, શિલ્પો અને પ્રાચીન વસ્તુઓ ન હોય તો પણ એક સ્થળ તરીકે તે જોવા જેવું છે. જ્યાં એ લગભગ ૧૪મી સદીથી એમાં કલાની વસ્તુઓ એકત્ર થતી આવી છે અને આજે તો તે પરાકાષ્ઠાએ પહોંચી છે. ફ્રાન્સ, ઇટાલી, સ્પેઇન, હોલેન્ડ, જર્મની, ઇંગ્લાંડ અને અમેરિકાની વિવિધ કલાશાળાઓના ઉત્તમ નમૂનાઓ અહીં જોવા મળે છે. જગતના મહાન કલાકારો અને શિલ્પીઓની સર્વશ્રેષ્ઠ ગણાતી કૃતિઓ 'લૂર'માં સંગ્રહાયેલી છે. 'મોનાલીસા'નું ચિત્ર અને 'વિનસ દ'મેલો'ની પ્રતિમા પણ અહીં છે. દરરોજ દુનિયાભરના દેશોમાંથી હજારો માણસો 'લૂર'નાં દર્શન માટે આવે છે.

'લૂર'માં દાખલ થતાં સો ફૂટથી વધુ લાંબા પહોળા ખંડમાં બંને બાજુએ ઉત્તમ શિલ્પઆકૃતિઓ નજરે પડે છે. આવા તો અનેક ખંડો ત્યાં છે. કેવળ આ એક ખંડનું ઝીણવટથી અવલોકન કરવું હોય તો આખો દિવસ પસાર થઈ જાય. ત્યાંથી ઉપર ચઢીએ છીએ ત્યાં વિરાટ આકારની બે ફૂલદાનીઓ ગોઠવેલી દેખાય છે. એ બંને વચ્ચે લાંબું અંતર છે, છતાં કંઈક એવી ગોઠવણ કરેલી છે કે બંને ફૂલદાની પાસે ઊભેલા માણસો એકબીજા સાથે અત્યંત ધીમા સ્વરે પણ વાતો કરી શકે. આરસની આ ફૂલદાનીઓ ઉપરના કોતરકામને જોઈને સહેજ

આગળ વધીએ 'ત્યાં વિનસ દ' મેલો 'ની પ્રતિમા આપણી આંખને રોકી લેતી સામે જ ઊભેલી દેખાય છે. એની આસપાસ ઘણી પ્રતિમાઓ છે, છતાં તારાઓની વચ્ચે જેમ ચંદ્ર પ્રકાશે તેમ તે પોતાનું મહત્ત્વ સ્થાપે છે.

એ પછી ચિત્રોના ખંડમાં દાખલ થઈએ છીએ અને અનેક ચિત્રોને નિહાળતાં 'મોનાલીસા' પાસે પહોંચીએ છીએ. અહીં મોનાલીસાનું મૂળ ચિત્ર છે અને તેની અનુકૃતિઓ પણ છે. અમારા જેવા જાડી નજરે જોનારને મૂળ અને અનુકૃતિ વચ્ચેનો ભેદ સમજાય નહિ, પરંતુ કોઈ કલાના જ્ઞાતાને પૂછીએ છીએ તો એ ભિન્ન ભિન્ન ચિત્રોમાંની મોનાલીસાના હોઠ પરના સ્મિત અને કોમળતાથી એકબીજા પર ગોઠવેલા હાથના પંજા વચ્ચેનો ભેદ આપણને સમજાવે છે. અમે ત્યાં પહોંચ્યાં ત્યારે પણ આજના ફ્રાન્સના એક શ્રેષ્ઠ ગણાતા કલાકાર 'મોનાલીસા'ને ફલક પર ઉતારી રહ્યા હતા. ઠીક ઠીક સમય ત્યાં ગાળીને અમે આગળ વધ્યાં. આ ચિત્રો અને શિલ્પોનું વર્ણન કરવાનું અમારી શક્તિની બહાર છે એમ કબૂલ કરવામાં નમ્રતાની રજૂઆત નથી, પણ કેવળ હકીકતનો ઉલ્લેખ છે. સમય હોય તો આ ચિત્રો અને શિલ્પો અંગે પૂરતું સાહિત્ય પ્રથમથી વાંચી લેવું જોઈએ અને તેના નિરીક્ષણ વખતે કોઈ કલાકારને સાથે રાખવા જોઈએ. અમે તો અગાઉ કહ્યું તેમ, કોઈ શરતમાં ઊતર્યાં હોઈએ તેવાં ઝડપથી ફ્ર હર્તાં અને કંઈક અસાધારણ



જગવિખ્યાત ચિત્ર
મોનાલીસા



જોવા મળે ત્યાં જ થોભતાં હતાં. છતાં મન પર 'લૂર'ની જે છાપ લઈ આવ્યાં છીએ તે વર્ષો સુધી ભુંસાવાની નથી એટલું જરૂર કહી શકીએ.

'લૂર'નું એ સંગ્રહસ્થાન વર્ણવી ન શકાય તેટલું સમૃદ્ધ છે. એના એક એક ખંડમા કરોડો રૂપિયાની કિંમત ઊપજે એવી કલાકૃતિઓ સંઘરાયેલી છે. ત્રણ હજારથી વધુ શિલ્પકૃતિઓ છે. અઢી હજારથી વધુ ચિત્રો છે અને નાના ચિત્રોનો તો કોઇ પાર નથી. તેમાં ૭ ખંડોમાં પ્રાચીન અવશેષો સંઘરવામા આવ્યા છે. એ બધાનો રોમાંચક ઇતિહાસ સમજતાં તો વર્ષો વીતી જાય એમ છે. ગ્રીસ, રોમ, ઇજીપ્ત વગેરેના અવશેષો અહીં સારી સંખ્યામા જોવા મળે છે. અલબત્ત, ફ્રાન્સનું તો લગભગ બધું જ આ 'લૂર'માંથી મેળવી શકાય એવી સ્થિતિ છે. છેક મોડી સાંજે આ સંગ્રહસ્થાન જોઇને અમે પાછાં ફર્યાં ત્યારે બીજું કંઈ પણ જોવાની વૃત્તિ અમારા મનમા રહી ન હતી. રોમના વેટિકનથી અમે પ્રભાવિત થયાં હતાં. 'લૂરે' પણ એટલો જ પ્રભાવ અમારા મન પર પાથરી દીધો આ મધુર અને આહ્‌લાદક અસરોને માણતાં અમે મોડી રાત સુધી 'લૂર'ની આસપાસ બેઠા, ફર્યાં, જમ્યાં.

પેરિસના રમ્ય સ્થળો જોવામા ત્યાંનાં અર્થકારણ, રાજકારણ ને પ્રજાજીવનને અમે ભૂલી ગયા નહોતા જ્યાં જતા ને જેને મળતાં ત્યાં એ વિષે વાતચીત કરી લેતા. જે સાહિત્ય મળે તે પણ વાચતા. ફ્રેન્ચ ભાષા તો જાણતા નહોતા, પરંતુ અંગ્રેજી વર્તમાનપત્રો મેળવીને જોઇ જતાં. અમેરિકાના અખબારોની યુરોપીય આવૃત્તિ અને લંડનનાં પત્રો પર નજર ફરી જતી. મુખ્ય ધ્યાન ફરવામાં ને જોવામા હતું છતાં બીજું ઘણું ઘણુ જાણી શકાતુ હતુ.

સૌથી ઘેરી છાપ અમારા મન પર એ પડી કે પેરિસના અને તેને સમગ્ર ફ્રાન્સનું પ્રતિનિધિ ગણીએ તો ફ્રાન્સના લોકો દ'ગોલના શાસન પછી સ્થિરતા અનુભવવા લાગ્યા છે ને ફરીને વિશ્વના રાજકારણમાં તેઓ ઉન્નત મસ્તકે ઊભા રહી શકશે એમ માનવાં માંડ્યા છે. પ્રમુખ દ'ગોલ

વિષે મારા મનમાં એવી લાગણી હતી કે ફ્રાન્સની ચોક્કસ પરિસ્થિતિને કારણે એના હાથમાં સત્તાનાં સૂત્રો આવી ગયાં છે, પરંતુ પૅરિસની હવામાંથી જાણવા મળ્યું કે ફ્રાન્સની પ્રજાની આકાંક્ષાઓનું દ'ગોલ અત્યારે પ્રતીક બની ગયા છે. પ્રમુખ દ'ગોલને જ નહિ, સમગ્ર ફ્રાન્સને મૂંઝવતો અને દ'ગોલને સત્તા પર લાવવાનું નિમિત્ત બનેલો અલ્જીરીઆનો સવાલ હજી ઊકલ્યો નથી. ફ્રાન્સે છેલ્લી જે દરખાસ્તો રજૂ કરી છે તે ત્યારે વાતાવરણમાં નહોતી. અલ્જીરીઆને કારણે કેટલાક લોકો એમ કહેતા હતા કે દ'ગોલ એમાં સફળ નહિ થાય તો વહેલેમોડે ઊથલી પડશે. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ઊંડો રસ ધરાવનારાઓમાં કેટલાક લોકો જર્મની વિષે ચિંતા બતાવતા, બ્રિટનથી સાવધ રહેવાની વાત કરતા અને અમેરિકાનું વર્ચસ્ ઓછું થાય એવી ઇચ્છા વ્યક્ત કરતા. જનરલ દ'ગોલ સત્તા પર આવ્યા પછી એમણે પશ્ચિમી જૂથમાં જે રીતે વર્તવા માંડયું છે તેમાં ફ્રેન્ચ પ્રજાના માનસનો પડઘો પડે છે એમ માનવામાં હરકત નથી

ફ્રાન્સનો ઇતિહાસ ઘણો પ્રાચીન. સાહિત્યકલામાં એનું સ્થાન ઉન્નત. એક કાળે લશ્કરી ને આર્થિક તાકાત પણ ગણનાપાત્ર ફ્રેન્ચ પ્રજામાં ભૂતકાળનું આ અભિમાન તરત જ જોઈ શકાય પોતાની ભાષાનો આગ્રહ તો એટલો કે અંગ્રેજીનું જ્ઞાન હોય તો યે વિદેશીઓ સાથે ફ્રેન્ચમાં બોલે આમ તો સમગ્ર યુરોપમાં ફ્રેન્ચનો પ્રભાવ વધારે છે, પણ અંગ્રેજી ધીમે ધીમે એ સ્થાન લઈ લેશે એવો ભય સેવાય છે. બ્રિટનની સામે યુરોપના દેશોમાં જે પૂર્વગ્રહો છે તે અમેરિકા સામે હજી નથી તેથી જ અંગ્રેજી ભાષા તથા અમેરિકાની જીવનપદ્ધતિની અસર ફેલાતી જાય છે. દ'ગોલનું ફ્રાન્સ આમાંથી મુક્ત થવા અને ફરીને પોતાનો પ્રભાવ વિસ્તારવા મથતું હોય એમ ત્યાં જોઈ શકાય છે. બીજા વિશ્વયુદ્ધમાં યુરોપની ચાર મહાસત્તાઓ, અમેરિકા, રશિયા, બ્રિટન અને ફ્રાન્સમાં એક ફ્રાન્સ જ હિટલરના સંપૂર્ણ કબજા નીચે આવ્યું હતું અને તદ્દન નબળું પુરવાર થયું હતું. દ'ગોલ એ વખતે ફ્રાન્સના ઉદ્ધારક બન્યા તેમાં એની તાકાત કરતાં બ્રિટન-અમેરિકાની તાકાત વિશેષ

કારણભૂત બની હતી ફ્રાન્સને આ સ્થિતિનુ ઊંડુ દુખ છે વધુમા, પરાજય પામેલુ જર્મની અત્યંત વેગથી આર્થિક, રાજકીય ને લશ્કરી રીતે બળવાન થતુ જાય છે ને અમેરિકા તેના તરફ વધુ ધ્યાન આપે છે તેનો રોષ પણ ત્યા દેખાય છે

ફ્રેન્ચ પ્રજા પ્રકૃતિથી સ્વાતંત્ર્ય-પ્રિય છે, પરંતુ એની સ્વતંત્રતાને આમોદ-પ્રમોદની મર્યાદા હોય, એવી છાપ અમારા મન પર પડી છે. સ્થિરતા મળે, સલામતી મળે, સુખસગવડમા બાધા ન આવે, રોજના જીવનવ્યવહારમા બહુ દખલ ન થાય તો આ પ્રજા બંધારણ ને સત્તાકારણમા સ્વતંત્રતા પર મર્યાદા મુકાતી હોય તો તે સ્વીકારી લે, એવુ અમને લાગ્યુ બ્રિટનમા એથી જુદો જ અનુભવ આપણને થાય. અમેરિકાની વાત તો તદ્દન નિરાળી લોકશાહીનો વ્યવસ્થિત વિકાસ જે બ્રિટનમા જોવા મળે તે ફ્રાન્સમાં દેખાય નહિ ફ્રાન્સમા અનેક રાજકીય પક્ષો અથવા તો એકહથ્થુ શાસન ચલાવુ કારણ પણ એ જ આનો અર્થ એ નહિ કે ત્યા સરમુખત્યારી ચાલી શકે સરમુખત્યારો જીવનના સઘળા ક્ષેત્રોમા સત્તા વિસ્તારે, ફ્રાન્સની પ્રજા એ સહન કરી શકે નહિ. પેરિસમા ફરતા અમને સતત એમ થયા કર્યું કે રાજકીય પદ્ધતિ ને બંધારણ પ્રજાની પ્રાચીન પરંપરાને અનુરૂપ હોય નો જ સફળતા મળે નવી કોઈ પરંપરા સ્થાપિત કરવી હોય તો શક્તિશાળી વ્યક્તિનુ નેતૃત્વ અને અમુક સમય સુધી આઘાત-પ્રત્યાઘાત અનિવાર્ય બની જાય

ગ્રેટ બ્રિટન યુરોપમા છે છતા તેનાથી નિરાળુ છે એક રીતે જોઈએ તો યુરોપનો દરેક દેશ નોખુ વ્યક્તિત્વ ધરાવે છે કેવળ ભાષા જ નહિ, સસ્કૃતિની અને પ્રકૃતિની ભિન્નતા પણ આપણને દેખાય રશિયાને બાદ કરતા યુરોપમાં વિસ્તારની દૃષ્ટિએ ફ્રાન્સ સૌથી મોટુ છે એનો વિસ્તાર બે લાખ બાર હજાર ચોરસ માઈલથી અને એની વસતિ ચાર કરોડ ચાળીસ લાખથી વધુ છે ફ્રાન્સનુ ચલણ ફ્રાન્કમા છે એક રૂપિયાના લગભગ નેવુ ફ્રાન્ક મળે ખાનગી બજારમા

એક ડૉલરના ૪૨૦ને બદલે ૫૦૦–૬૦૦ સુધી ફ્રાન્ક મળે છે અને આવા દલાલીનો બોરો પણ પૅરિસની બજારમાં થઇ જાય છે ફ્રાન્સનુ અન્ન-ઉત્પાદન ઘણુ સારુ છે દૂધ ને પનીરમા પણ એ આગળ છે. દારૂની તો વાત જ ન પૂછો! કરોડો ફ્રાન્કનો દારૂ એ નિકાસ કરે છે એની જાતોનોયે પાર નથી ફ્રાન્સનાં દારૂ અને ચીઝ બહુ વખણાય છે ખનિજમા કોલસો અને લોખડ સારા પ્રમાણમાં છે ઉદ્યોગોમાં મોટરો, રેશમ, કેમિકલ્સ, પ્રસાધનો આગળ તરી આવે છે ઔદ્યોગિક ઉત્પાદન છે ના પાચ વર્ષમાં દોઢુ થયુ છે આયાત-નિકાસમા એ ખાધવાળો અને અમેરિકાની વિપુલ સહાય ન મળે તો મુસીબતમા મુકાઈ જાય એવો દેશ છે આમ છતા 'ભાગ્યુ તો યે ભરૂચ' એ રીતે ઉત્પાદનમા એનો નબર રશિયા, બ્રિટન અને એકાદ-બે બીજા દેશો પછી આવે છે વિમાનવ્યવહારમા એનો નબર ત્રીજો એલ્યુમિનિયમમા પાચમો, વિદ્યુત શક્તિમા સાતમો, કુલ ઉત્પાદનમા છઠ્ઠો વ્યાપારી જહાજોમા સાતમો, મોટર ઉત્પાદનમા ચોથો, લોખડમાં પાચમો, લશ્કરમાં પાચમો અને યુદ્ધજહાજોમા ચોથો, પરતુ છેલ્લા બ નેમા ત્રીજા નબરથી એ ઘણુ પાછળ

ફ્રાન્સના રાજકીય પનટાઓમા આર્થિક બાબતોએ મુખ્ય ભાગ ભજવ્યો છે એ પછીનુ સ્થાન આવે એના સામ્રાજ્યનુ આમા પણ સામ્રાજ્ય સાચવવા માટે વિપુલ પ્રમાણમા નાણા ખરચવા પડે તેની અસર વિશેષ થાય ફ્રાન્સે પોતાના મસ્થાનોને સામ્રાજ્ય ગણવાનો ઇનકાર કરી 'સઘ તરીકે ઓળખાવવાનો દભ ઘણા વરસથી કર્યા કર્યો છે દ'ગોલ સત્તા પર આવ્યા પછી અમુક ભાગો ફ્રાસના પ્રાતો ગણાય, અમુક જોડાયેના ગણાય અમુક સમવાય-તત્રના ભાગ ગણાય એવી વ્યવસ્થા છે, પરતુ આ તો 'નામરૂપ જૂજવા અંતે હેમનુ હેમ' એવી સ્થિતિ છે ફ્રાન્સનુ સામ્રાજ્ય આફ્રિકા એશિયા અમેરિકામા વિસ્તરેલુ છે ફ્રાન્સ કરતા તેના વિસ્તાર-વસતિ ઘણા વધારે છે બીજા વિશ્વયુદ્ધમાં ફ્રાન્સનો પ્રભાવ તૂટતા આ સામ્રાજ્ય સાચવવાનું મુશ્કેલ બની ગયુ છે ૧૯૫૪મા ન્ચીનની ડગ્રેકદીને પરિણામે પ્રથમ ઉત્તર-દક્ષિણ વીએટનામ, પછી

બંધારણ
મેળવી

કંબોડિયા અને છેવટે લાઓસ ગુમાવ્યાં. આફ્રિકામાં મોરોક્કો અને ટ્યુનિસિયા ખોયાં અને અલ્જીરીઆ કાંટાની પથારી જેવું બની ગયું છે. દ'ગોલે બંધારણ પર લોકમત લીધો તેને પરિણામે આફ્રિકાનું ફ્રેન્ચ ગીની સ્વતંત્ર થયું છે. અલ્જીરીઆને જાળવવા ફ્રાન્સની દરેક સરકારે કાળજાતૂટ મહેનત કરી છે, પરંતુ તેથી અલ્જીરીઆની રાષ્ટ્રીય ભાવના તૂટવાને બદલે ફ્રાન્સના આર્થિક ને રાજકીય કાળજા પર જ ફટકા પડતા રહ્યા છે.

૧૯૧૪–૧૮ના યુદ્ધની સરખામણીમા બીજા વિશ્વયુદ્ધમા ફ્રાન્સને ખુવારી ઓછી સહન કરવી પડી છે. આંકડાઓ જોઈએ તો પહેલામાં ૧૪ લાખ માણસો મરાયા હતા અને ૪૩ લાખ ઘાયલ થયા હતા. બીજામા માત્ર ૦ લાખ મર્યા અને ૪ લાખ ઘવાયા. એ જ રીતે નુકસાનનું પ્રમાણ પણ બીજામા ઘણુ ઓછુ રહ્યુ, પરંતુ ફ્રાન્સે ૧૯૪૦માં જે દેખાવ કર્યો તેથી તેની આંતરિક શક્તિ ને બાહ્ય પ્રતિષ્ઠા તૂટી ગયાં. હિટલરે ફ્રાન્સ પર ૧૯૪૦ના મેમા આક્રમણ કર્યું હતુ અને કેટલોક પ્રદેશ જીતી લીધો હતો. મેની આખરમા પેરિસ તરફ ધસારો કર્યો ૩જી જૂને પહેલો બોમ્બમારો થયો ને સાણસાવ્યૂહ આગળ વધ્યો. ફ્રાન્સના સત્તાધીશો એ જ વખતે અંદરથી તૂટી પડ્યા માત્ર ૧૦ દિવસમાં એમણે પેરિસને 'મુક્ત નગર' જાહેર કરી પીછેહઠ કરી દીધી. હિટલરનો સ્વસ્તિકધ્વજ એફિલ પર ફરક્યો ને ફ્રાન્સના બે ભાગલા પડ્યા. આગળ જતાં બીજો ભાગ પણ હિટલર ગળી ગયો એ પછી લગભગ ચાર વર્ષે ફ્રાન્સ મુક્ત થયુ અને જનરલ દ'ગોલ એનો તારણહાર ગણાયો. સ્વભાવિક રીતે એના જ હાથમા સત્તાના સૂત્રો આવ્યા એણે ફ્રાન્સને નવુ બંધારણ આપી ચોથું પ્રજાસત્તાક જાહેર કર્યું, પરંતુ એ બંધારણ અમલમા આવે તે પહેલા એ ફેંકાઈ ગયા હમણા એણે પાંચમું પ્રજાસત્તાક જાહેર કર્યુ છે. ચોથા અને પાંચમા પ્રજાસત્તાકમા ઘણો ફેર છે, એટલે ભૂતકાળની પરિસ્થિતિનું તત્કાળ પુનરાવર્તન થવાનો સંભવ દેખાતો નથી.

આ પ્રજાસત્તાકોનો ઇતિહાસ પણ જાણવા જેવો છે. ફ્રાન્સમાં ૧૭૮૯–૧૭૯૩ માં લોકક્રાંતિ થઈ. આ ક્રાંતિનાં નિશાનો આજેય પેરિસમાં જોઈ શકાય છે. બેસ્ટાઇલનો કિલ્લો કારાગાર તરીકે વપરાતો હતો. ૧૭૮૯ના જુલાઈની ૧૪મી તારીખે એ તૂટયો. ફ્રાન્સનો એ સ્વાતંત્ર્ય દિન ગણાય છે. ૧૭૯૨ માં પ્રથમ પ્રજાસત્તાકની સ્થાપના થઈ, ૧૭૯૯ માં નેપોલિયન સત્તા પર આવતાં તેનો અંત આવ્યો. નેપોલિયને સામ્રાજ્ય જમાવ્યું. ૧૮૧૪ માં એ તૂટી પડયો અને '૨૧ માં મરી ગયો. ૧૮૧૪માં ફરી રાજાશાહી આવી. તેની સામે ૧૮૩૦ માં બળવો થયો, પણ બીજું પ્રજાસત્તાક સ્થપાયું છેક ૧૮૪૮ માં. નેપોલિયન ત્રીજો ત્યારે તેનો પ્રમુખ બન્યો, પરંતુ ચાર વર્ષમાં એ સર્વસત્તા ધારણ કરી રાજા બની બેઠો. ત્રીજું પ્રજાસત્તાક સ્થાયું ૧૮૭૦ માં. એની આવરદા ૧૯૪૦ સુધી રહી. એ પછીનાં બંને પ્રજાસત્તાકો સ્થાપવાનું માન દ'ગોલને ફાળે જાય છે. આ સુકી હકીકતો એટલા માટે અહીં રજૂ કરી છે કે ફ્રાન્સની પ્રજા અને તેના રાજકર્તાઓનાં માનસનો પરિચય મળી રહે. કોઈ પણ પ્રજા પોતાના ભૂતકાળથી સર્વાંશે મુક્ત થઈ શકતી નથી. ક્રાંતિ, પ્રજાસત્તાક, રાજાશાહી, ક્રાંતિ, પ્રજાસત્તાક, આ છે ફ્રાન્સની પરંપરા. ૧૭૮૯ની ક્રાંતિના મૂળમાં પ્રજાની ભયાનક ગરીબી હતી અને છેલ્લા તંત્રપલટામાં પણ આર્થિક કારણ જ મુખ્ય હતું.

બીજા વિશ્વયુદ્ધ પછી અમેરિકાની સહાયથી ફ્રાન્સ ગાડું ગબડાવતું હતું. એ પહેલાં પણ 'માર્શલ યોજના'નું ઇંજેક્શન તેને આપવામાં આવ્યું હતું. પરંતુ ભાવો વધતા હતા, ચલણનું મૂલ્ય ઘટતું જતું હતું, કરવેરા વધાર્યા વિના આરોવારો નહોતો. હિંદી ચીનની લડાઈ ફ્રાન્સની તિજોરીનું તળિયું તોડતી હતી. એ પછી અલ્જીરીઆએ તો માનવખુવારી અને આર્થિક પાયમાલી એક સાથે પેદા કર્યાં. દ'ગોલ સત્તા પર આવ્યાની આ છે નક્કર ભૂમિકા. તંત્રપલટો આકસ્મિક કે અકારણ નથી હોતો તેનો ફ્રાન્સે પુરાવો આપ્યો છે. જનરલ દ'ગોલે ૧૯૫૮ના જૂનમાં સત્તા ગ્રહણ કરી. એ પછી પ્રથમ એણે રાષ્ટ્રીય

પક્ષોને અને પછી લશ્કરી અમલદારોને દબાવ્યા. ત્યારબાદ નવું બંધારણ આવ્યું ને તે પર લોકમત લેતાં ૮૦ ટકાથી વધુ મતો એણે મેળવી લીધા ફ્રાન્સનું નવું બંધારણ તેના પ્રમુખને એટલે આજે દ'ગોલને લગભગ સરમુખત્યાર બનાવી દે છે. પ્રમુખની પાસે સર્વ કારોબારી સત્તા છે. એ વડા પ્રધાનની નિમણૂક કરે છે ધારાસભા વિખેરી શકે છે. પ્રધાનો ધારાસભાના સભ્યો હોતા નથી. રાષ્ટ્રીય ધારાસભાએ અંદાજપત્ર, કેળવણી, આરોગ્ય વગેરે પ્રશ્નો વિચારવાના હોય છે 'મહાન રાષ્ટ્રીય કટોકટી'ને નામે ફ્રાન્સમા આ સ્થિતિ આવી છે લશ્કરી તાલીમ ઘણાં વર્ષોથી ફરજિયાત છે દ'ગોલ એક બાજુ લશ્કરી તાકાત વધારે છે ને તેના પર અંકુશ પણ રાખે છે, બીજી બાજુ રાજકીય ક્ષેત્રે લોકશાહીનો વિકાસ રંધવામા આવે છે.

ફ્રાન્સની યુરોપીય પ્રજાની આજની જરૂરિયાતો—આર્થિક સ્થિતિમા સુધારા, રાજકીય સ્થિરતા, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પ્રભાવ, વગેરે, નિત્ય જીવનના વ્યવહારમા સ્વતંત્રતા પર તરાપ ન પડે તે રીતે જળવાશે ત્યા સુધી પ્રમુખ દ'ગોલને વાંધો આવે એવુ દેખાતુ નથી. પૅરિસની બજારો માલ-સામાન અને ઘરાકોથી ઊભરાય છે. આમોદ-પ્રમોદના સ્થળો પર લોકોની ભીડનો પાર નથી લોકો કોઈ પણ વિષય પર ખાનગીમા ને જાહેરમા ચર્ચા કરી શકે છે. વાણી, લેખનનું સ્વાતંત્ર્ય છે. મૉસ્કો કે લેનિનગ્રાડ જેવું રુંધામણ પૅરિસમાં જોવા મળે નહિ બીજા વિશ્વયુદ્ધમા ફ્રાંસે શરણાગતિ સ્વીકારતા એનું તેજ હણાઈ ગયુ, પરંતુ કલેવર સલામત રહ્યુ. જર્મનીમા અમને જે નવરચનાનો પુરુષાર્થ જોવા મળ્યો તેની અહીં ઝાંખી પણ થઈ શકી નહિ પૅરિસને તો સંપૂર્ણ બચાવી લેવામા આવ્યું હતુ એટલે ઐતિહાસિક અને કલાના બધા સ્થળો આબાદ હતા.

'નૂ'થી પ્રભાવિત થયેલા અમે તે પછી બીજા સંગ્રહસ્થાનો જોવા ન ગયા એરટાઇનનો કિલ્લો, ૧૪૦૦૦ ચોરસવારનો વિસ્તાર ધરાવતુ વિરાટ ને કલામય થિયેટર, એક કાળે રાજમહેલ, જ્યા રાજકુટુંબ જ દીવાન બન્યુ હતુ તે ન્યાયમંદિર, વિશાળ વિદ્યાપીઠ અને કવાયતશાળાઓ, વગેરેનું

આખું અવલોકન કરી અમે સંતોષ માન્યો. પેરિસની ભૂગર્ભ રેલવેનો પરિચય પણ અમે મેળવ્યો. આ પહેલાં મોસ્કો ને લેનિનગ્રાડમાં મેં ભૂગર્ભ રેલવે જોઈ હતી અને આ પછી લંડન, ન્યુયોર્ક, ટોકીઓમાં તે જોઈ. મારી દષ્ટિએ સૌથી ઉત્તમ મોસ્કોની ભૂગર્ભ રેલવે- અને -સૌથી કનિષ્ઠ પેરિસની. એનાં સ્ટેશનો અને પ્લેટફોર્મો પણ અવાવરુ ગુફાઓ જેવાં અમને લાગ્યાં, જ્યારે મોસ્કો ને લેનીનગ્રાડમાં એ મહેલ જેવાં દેખાય. વસ્તુઓની ખરીદીમાં પેરિસમા ઘણી વિવિધતાઓ મળે, પરંતુ યુરોપના કોઈપણ શહેર કરતાં પેરિસનું જીવન અને વસ્તુઓના ભાવો અમને વધુ ખર્ચાળ લાગ્યાં. અલબત, અમેરિકાની તો વાત જ નિરાળી.

પેરિસમાં ઘણું જોયા પછી પણ બે સ્થળો જોવાનો અમારા મનમાં લોભ હતો. એક નેપોલિયનનું સ્મારક, કબર કહીએ તોયે ચાલે. એની જ સાથે ઘાયલ સૈનિકો માટેની ઇમારત તથા તેનું સંગ્રહસ્થાન. બીજું સ્થળ અમને આકર્ષી ગયું હતું તે નોત્રેદામનું દેવળ—તથા આસપાસની જગ્યાઓ. આનાતોલ ફ્રાન્સ અને વિકટર હ્યુગોનાં સાહિત્યમાં નોત્રેદામની આસપાસ વણાયેલી કથાઓએ આ આકર્ષણ પેદા કર્યું હતું. અમારા યજમાનની સાથે અમે પ્રથમ ઘાયલ સૈનિકોની ઇમારત જોવા ગયાં. ત્યાં જાતજાતના હથિયારોના નમૂનાઓ છે—પ્રાચીન અને અર્વાચીન. એની પાછળ મોટા ઘુમ્મટવાળું નેપોલિયનનું સ્મારક છે. આ સ્થળ અવશ્ય જોવું જોઇએ. ચારે બાજુ ધ્વજો અને પ્રતીકોથી ચોક્કસ પ્રકારનું વાતાવરણ સરજાય છે. નેપોલિયનનું સ્મારક વચ્ચે છે. એની મહત્તાની અસર આપણા પર થાય એવી એની રચના છે. ઉપરથી એના પર પ્રકાશ આવે તેવી ગોઠવણ કરવામાં આવી છે. આજુબાજુ બીજા ફ્રેન્ચ વીરોની પ્રતિમાઓ ગોઠવેલી છે. એની નજીકમા છે રાષ્ટ્રીય ધારાસભાની ઇમારત, ફ્રાન્સનું એ સંસદગૃહ. અમે ગયાં ત્યારે તેની બેઠક ચાલતી નહોતી, નહિ તો ઝાંખી કરી લેવાનું ચૂકત નહિ

નોત્રેદામનું દેવળ સીન નદી વચ્ચેના નાના બેટ પર આવેલું છે. અહીં આજુબાજુ પ્રાચીન પેરિસનાં દર્શન થાય છે, આ દેવળની

આસપાસ અનેક કથાઓ ગૂંથાયેલી છે. એની મુખ્ય બાજુએ દરવાજાઓની ઉપરની અટારીમાં ૨૮ જેટલી સુંદર પ્રતિમાઓ છે. ૧૧૬૩માં આ દેવળનો પાયો નાખવામાં આવેલો અને ૧૨૪૦ માં તે પૂરું થયેલું. ફ્રાન્સના રાજાઓના ઘણા પ્રસંગો આની સાથે સંકળાયેલા છે. ફ્રાન્સની પ્રથમ ક્રાંતિ વખતે નોત્રેદામ પણ ક્રાંતિકારીઓનો શિકાર બન્યું હતું અને તેને ઘણી હાનિ પહોંચાડવામાં આવી હતી. એ પછી બધું ઠીક કરી લેવામાં આવ્યું હતું એમ કહેવાય છે. યુરોપની ગોથિક કલાનો આ દેવળ અને તેનું સ્થાપત્ય ઉત્તમ નમૂનો ગણાય. અમે ત્યાં ઘણો સમય ગાળ્યો. રાજાઓની વાતો અને દેવળમાં આવેલાં પરિવર્તનો અંગે હકીકતો અને દંતકથાઓ સાંભળવામાં ખૂબ આનંદ આવ્યો. નોત્રેદામના મિનારાની ઊંચાઈ ૨૨૩ ફૂટની છે. દેવળની લંબાઈ–પહોળાઈ અનુક્રમે ૪૨૬ અને ૧૭૦ ફૂટ છે. એ જેટલું વિશાળ અને ભવ્ય છે તેટલું આકર્ષક પણ છે. એની અટારી પરથી પુરાણા પેરિસનું નિરીક્ષણ થઈ શકે છે.

પેરિસ અમે પૂરું કર્યું. રાજાઓના મહેલો ને તેના વૈભવોનાં સાધનો જેમ જોયાં, તેમ કલાના ઉત્તમ નમૂનાઓ પણ નીરખ્યા. આ પેરિસની સાથે આપણને કશો જ સંબંધ ન હોય તોય તેનો પ્રભાવ આજની કે ભવિષ્યની દુનિયામાં ઘટે નહિ એવી મનમાં લાગણી થઈ આવે એટલી એની વિશેષતાઓ છે. અમે એવી મમતા સાથે ત્યાંથી વિદાય લીધી હતી. પેરિસનું લોકજીવન કેવળ ઉપર ઉપરથી જ જોવાયું, કારણ કે અમારું મન હવે લંડન અને તેની આસપાસના પ્રદેશ તરફ અમને ખેંચી રહ્યું હતું. લંડનમાં પાંચ દિવસ ગાળીને વોશિંગ્ટનને માર્ગે પ્રયાણ કરવાનું હતું; એટલે યુરોપનો અમારો એ છેલ્લો મુકામ હતો. તા. ૧૫મી મેની બપોરે અમે ફ્રાન્સથી લંડન જવા માટે વિમાન માર્ગે રવાના થયાં. લંડન અને એટિંબરોનો પરિચય મેળવવા ઉપરાંત કેટલાક હિંદી મિત્રોને પણ મળવાની લાગણી અમે અનુભવી રહ્યાં.

★

# ૮. મહાનગરી લંડન

પૅરિસથી લંડન સુધીનો વિમાની પ્રવાસ સુખદ હતો. આકાશમાંથી લંડનનું નિરીક્ષણ કરતાં વર્ષોની ઇચ્છા પૂરી થતી હોય એવો ભાવ મનમાં આવી જતો હતો. વિમાની મથકથી શહેરની કચેરીએ જતાં અને ત્યાંથી લંડનના મધ્યભાગમાં આવેલી હોટેલ સુધી પહોંચતાં લંડનનું અમે જે અવલોકન કર્યું તે ખરેખર મુંબઇનું સ્મરણ જગાડતું હતું. મુંબઈ અને લંડન વચ્ચેનું સામ્ય પ્રથમ તો ડાબી બાજુએ ચાલતાં વાહનોથી, પછી મકાનો, રસ્તાઓ, પગથીઓ, વસ્તુભંડારો, વાહનો વગેરેથી અમે નિહાળ્યું; પરંતુ લંડનની વિશિષ્ટતા શોધી કાઢવાના અમારા માનસિક વલણમાં એ પછી પણ કશો ફેર પડયો નહિ. આ વિશિષ્ટતા તે પછી તો અમને વારંવાર દેખાવા લાગી, અમને એમ પણ થયું કે મુંબઈ અને લંડન વચ્ચે જે સામ્ય છે તે તો કેવળ કલેવરનું–ઉપરના પડનું જ છે. અંદરથી બંને શહેરો નિરાળાં છે. લંડનની બહાર જ્યારે અમે નીકળ્યાં ત્યારે તો એ દેશની અનેક વિશેષતાઓ અમારાં અંતરના ઊંડાણને સ્પર્શી ગઈ.

બપોર નમતાં અમે રિજન્ટ હોટેલમાં ગોઠવાઈ ગયાં હતાં. મુંબઈ છોડયે ત્રણ સપ્તાહ થઇ ગયાં હતાં અને દરેક શહેરમાં ઝડપથી બધું કેમ જોઇ લેવું તેનો અમને અનુભવ હતો એટલે સ્વસ્થ થઇને તરત જ બહાર નીકળી પડયાં. બજારોનું અવલોકન કરતાં અમે સૌથી પહેલાં પહોંચ્યાં બ્રિટિશ મ્યુઝિયમમાં. એની પ્રશંસા વર્ષોથી સાંભળી હતી. રોમમાં જે મહત્વ વેટિકનનું અને પેરિસમાં લુવ્રનું તે અંહી મ્યુઝિયમ તથા નેશનલ ગેલેરીનું. આ મ્યુઝિયમ વિવિધ પ્રકારની

આમ્નાયોનું સંગ્રહસ્થાન તો છે જ, પરંતુ તે કરતાંયે વિશેષ એ શિક્ષણનું ધામ છે બ્રિટનના રાજકર્તાઓએ પ્રથમથી આજ સુધી તેની એ રીતે રચના કરી છે એનો વિકાસ નિરંતર થયા કરે છે એમ કહીએ તો ખોટું નથી ઈ. સ. ૧૭૫૩માં પાર્લામેન્ટના ખાસ કાયદાથી તેની શરૂઆત થઈ આરંભમાં ત્રણેક લાખ રૂપિયા ખરચી સંગ્રહસ્થાનની સામગ્રી મેળવી એ પછી એના વિકાસ માટે લોટરીથી ૪૫ લાખ રૂપિયા મેળવ્યા. મ્યુઝિયમને તે પછી પણ પુષ્કળ ભેટો મળી છે. જગતનું એ



★

બ્રિટિશ મ્યુઝિયમમાં આવાં પ્રાચીન સ્થાપત્યોના અનેક નમૂનાઓ છે ઈ. સ. પૂર્વેના સાતસો વર્ષ પહેલાંના એસિરિયાના રાજવીઓના શિકાર વગેરેનો આ દરચો છે,

★

એક ઉત્તમ સંગ્રહસ્થાન ગણાય છે. સંશોધન અને અભ્યાસ માટે ત્યાં પુષ્કળ સગવડો ઊભી કરવામાં આવી છે. એકસાથે ૪૦૦ થી ૫૦૦ અભ્યાસીઓ એનો લાભ લઇ શકે એવી વ્યવસ્થા છે વિશાળ વાચનાલય, પ્રાચીન હસ્તપ્રતો, નકશા ખંડ, સરકારી દસ્તાવેજો વગેરે વિભાગોમા કોઇ પણ વખતે અભ્યાસીઓ જોઇ શકાય છે.

બ્રિટિશ મ્યુઝિયમની વિશેષતા પ્રાચીન અને અર્વાચીન ગ્રંથો, બ્રિટન અને બીજા દેશોની પુષ્કળ હસ્તપ્રતો, જૂના સિક્કાઓ અને ચંદ્રકો, પુરાણા અવશેષો અને ચિત્રો, ખાસ કરીને ગ્રીસ, રોમ, ઇજિપ્ત, બેબીલોન, એસિરીઆ, ચીન, ભારત અને બીજા દેશોના ઇતિહાસને જીવતી કરતી અનેકવિધ સામગ્રી ગણી શકાય. આમા પણ ગ્રીસ તથા રોમ અને પશ્ચિમ એશિયાના પાચ હજાર વર્ષ પહેલાંના અવશેષોનુ પ્રમાણ વિશેષ છે. બીજા વિશ્વયુદ્ધમા લંડન પર ભયાનક બોમ્બમારો થયો હતો, ત્યારે આ મ્યુઝિયમ એમાથી બચી શકયુ નહોતુ ઘણી સામગ્રી ખસેડી લેવામા આવી હતી અમને કહેવામા આવ્યુ કે ખાસ કરીને પુરાણા સિક્કાઓના મોટા ભાગનો નાશ થઇ ગયો છે. મ્યુઝિયમનું પુસ્તકાલય અત્યંત સમૃદ્ધ છે. દેશના કાયદા પ્રમાણે છાપખાનામાથી બહાર પડતા બધાં વર્તમાનપત્રો, સામયિકો અને પુસ્તકોની પ્રતો દરેક પ્રકાશકે અહીં મોકલવી પડે છે. આનો બ્રિટિશ પ્રજા અને બહારના લોકો પૂરો ઉપયોગ કરે છે વોશિંગ્ટનનુ કોંગ્રેસનુ પુસ્તકાલય આજે દુનિયાનુ મોટામા મોટું પુસ્તકાલય છે, પરંતુ પ્રાચીન હસ્તપ્રતો અને કેટલાક અપ્રાપ્ય ગ્રંથોને ધ્યાનમા લઇએ તો આનુ મહત્ત્વ વધી જાય એવો વજનદાર અભિપ્રાય છે

મ્યુઝિયમમા દાખલ થતા આપણી સમજણશક્તિને પડકારતી અને જિજ્ઞાસાને તીવ્ર બનાવતી અનેક પ્રાચીન ચીજો નજરે પડે છે. ગ્રીસનો ઇતિહાસ અહીં જીવતો થાય છે. રોમની હકૂમત તો લંડનમા પણ સ્થપાઇ હતી એટલે તેના સ્થાપત્યો વિશેષ છે. એથીયે વધુ રસ જગાડે

છે પશ્ચિમ એશિયાની સામગ્રી. એસિરીઆ, બેબીલોન અને ઇજિપ્તનાં સ્થાપત્યો, આભૂષણો, કલાવસ્તુઓ, ઘરવપરાશની ચીજો, કોતરકામના નમૂનાઓ, વસ્ત્રો, ધાતુ ને માટીનાં વાસણો, પેટીઓ, રમકડાંઓ, પ્રાણીઓનાં મહોરાંઓ, લાકડાની વસ્તુઓ, લાકડા ને પથ્થરનાં બનાવેલાં પશુઓનાં માથાંઓ, એ વખતની સંસ્કૃતિના વિકાસનો ખ્યાલ આપતા દસ્તાવેજો, ગણિતના વિકાસના નમૂનાઓ, તબીબીવિદ્યાના ગ્રંથો, પ્રાચીન પત્રો વગેરે જોઇને આપણે આશ્ચર્યમાં ડૂબી જઇએ. અમારા ભોમિયાએ કહ્યું કે ઇ. સ. પૂર્વે ત્રણ હજાર વર્ષ પહેલાં આ પ્રદેશ સંસ્કૃતિના શિખર પર હતો તેના અનેક પુરાવાઓ આ સામગ્રીમાં પડેલાં છે. એણે એમ પણ કહ્યું કે એ વખતે ખેતી તો થતી હતી, પણ સિંચાઇનાં ઉત્તમ સાધનો પણ હતાં. ગણિત વિષે તો ત્યાં સુધી જાણવા મળ્યું કે એ વખતે ૧૦ અને ૧૦૦ આંકડા પર બધું ચાલતું નહોતું, પણ ૬૦ નું એકમ હતું અને તેથી એક કલાકની મિનિટો અને મિનિટની સેકન્ડો ૬૦ ગણાય છે. એ કાળનાં હથિયારો પણ અમે જોયાં. ઇજિપ્તનો ખંડ આ મ્યુઝિયમમાં છે તેવો ઇજિપ્ત સહિત આ પ્રવાસમાં અમે ક્યાંય જોયો નથી. કેરોનું વર્ણન કરતાં મેં લખેલું કે ત્યાંના પ્રાચીન સ્થાપત્યો જોતાં મૃત્યુનો પ્રભાવ વિશેષ આવે છે. અહીં પણ એવું જ જોયું. અનેક શબો સંઘરવામાં આવ્યાં છે. શબો સાચવવાની વિવિધરંગી પેટીઓ ને તેના પર મૃત્યુ પામેલા લોકોની આકૃતિઓ! એ કાળમાં પવિત્ર ગણાતાં બિલાડી, મગર, બકરાં વગેરેની શબપેટીઓ પણ અહીં છે. આ આખો વિભાગ ગ્લાનિ અનુભવ્યા વિના જોઇ શકાતો નથી.

બાજુના ખંડમાં ઇતિહાસને જીવતો કરતી જે સામગ્રી છે તે જોવામાં અમને વધુ રસ આવ્યો. પાંચ હજાર વર્ષ પહેલાં માનવીની રહેણીકરણી કેવી હતી તેની ઝાંખી એ દ્વારા થઇ શકે છે. સ્વાભાવિક રીતે અમને પ્રશ્ન થતો હતો કે સૌથી પ્રાચીન સંસ્કૃતિ તો ભારતની ગણાય છે, તો પછી એનું અહીં કેમ કશું જણાતું નથી? આ પ્રશ્નનો નબળો જવાબ તે પછીના ખંડો જોવાથી મળ્યો ખરો, પરન્તુ મનને

સંતોષ થયો નહિ. ભારત માટેના ખાસ ખંડમાં ઈ સ પૂર્વેના સિન્ધુ
સંસ્કૃતિના અવશેષો છે, એ પછીના કાળની સાચી અને અમરાવતીની
સામગ્રી છે, પરંતુ તેનું પ્રમાણ ઈજિપ્ત, એસિરીઆ, બેબીલોન, ગ્રીસ
કે રોમ કરતાં ઘણું ઓછું ને ઘણું નબળું આ જોઈને મન પર કોઈ
પ્રભાવ પડે નહિ થોડા મહિનાઓ પહેલાં લેનિનગ્રાડમાં હર્મિટેજનું
સંગ્રહસ્થાન જોતાં પણ મેં આવી જ લાગણી અનુભવી હતી આપણાં
પ્રાચીન ચિત્રો ને સ્થાપત્યો વિદેશના સંગ્રહસ્થાનોમાં બહુ ઓછા પ્રમાણમાં
છે. બીજા ખંડોમાં અંગ્રેજ કલાકારોની કૃતિઓ ધ્યાન ખેંચે છે ચીન
અને દૂર પૂર્વના બીજા દેશોના પણ કેટલાક ઉત્તમ નમૂનાઓ છે જેમ
'લુર'માં તેમ અહીં પણ અમને થયું કે માત્ર આ મ્યુઝિયમ માટે જ
ત્રણેક દિવસ ફાજલ પાડવા જોઈએ, પરંતુ અમે તો તેને બપોરથી
સાંજ સુધીમાં જ પૂરું કરી દીધું !

બીજે અને ત્રીજે દિવસે અમે લંડનની બહાર ફર્યા. 'હેમ્પટન
કોર્ટ પેલેસ', 'વિન્ડસર કેસલ' અને 'ઓક્સફર્ડ' ખાસ નોંધ માગી
લે છે, પરંતુ તે કરતાંયે વિશેષ નોંધનીય તો છે 'સ્ટ્રેટફર્ડ ઓન
એવોન' અને વિશ્વકવિ શેક્સપિયરનું જન્મસ્થાન આ સ્થળો જોવામાં
અમે પૂરા બે દિવસ ગાળ્યા, પરંતુ તેનું વર્ણન બાજુએ રાખી લંડનનું
નિરીક્ષણ પૂરું કરવાનું જ યોગ્ય ગણાય. લંડનમાં જોવા લાયક ને
માણવા લાયક સ્થળો અનેક છે લંડનના રાજમાર્ગો પર હિન્દીઓ
એટલા મોટા પ્રમાણમાં જોવા મળે છે કે આપણે વિદેશમાં છીએ એવું
ભાન જ ઓછું થઈ જાય હિન્દી ભોજનાલયો પણ ઘણાં છે ને તેમાં
કેટલાક ખરેખર સારાં છે હિન્દી [illegible] જવાનું લંડનમાં સ્વાભાવિક
રીતે મન થાય, પરંતુ સામાન્ય નાગરિક તરીકે જ જઈએ ને માહિતી
માગીએ તો સંતોષ મળે નહિ અમને તો ત્યાં આપણા દેશના કેટલાં
વર્તમાનપત્રો પણ મળી શક્યાં નહિ બીજી વ્યવસ્થામાં પણ પ્રશંસા
કરવા જેવું જણાયું નહિ અમે છેક [illegible] દિવસે ત્યાં [illegible]

ઝીણવટથી જોવાનું કે અગત્યની વ્યક્તિઓને મળવાનું બની શક્યું નહિ. લંડનમાં હતા ત્યારે 'માય ફેર લેડી' નામનું અતિપ્રશંસા પામેલું નાટક ચાલતું હતુ, પરંતુ ત્યાં ઊભવાની જગ્યા પણ મળી નહિ. એ



ટેમ્સ નદીને કાંઠે આવેલા આ 'ટાવર ઓફ લંડન'માં ઘણા ટાવરો છે. વિમાનમાંથી લેવાયેલી આ તસવીરમાં ડાબી બાજુ શરૂઆતમાં છે ટ્રેઈટર્સ ગેટ, એની પાછળ ગોળ કિલ્લા જેવું છે ત્યાં ઝવેરાત રાખવામાં આવ્યું છે, જેમાં કોહીનૂર પણ છે એની બાજુમાં 'બ્લડી ટાવર', અહીં રાજકેદીઓને રાખવામાં આવતા; વચ્ચે છે તે વ્હાઈટ ટાવર, જૂનાં હથિયારો ને ગણવેશો ત્યાં છે ડાબી બાજુએ વૃક્ષોની પાછળ 'ગ્રાન્ડ ટાવર', અહીં કતલ કરવામાં આવી હતી. ડાબી બાજુ ઉપરના ખૂણે છે તે ફાંસીનો માંચડો, અહીં કેદીને મારવાનાં અને ત્રાસ આપવાનાં જૂનાં ભયાનક સાધનો છે.

જોયું અમે ન્યૂયોર્કમાં. 'સ્ટ્રેટફોર્ડ ઓન એવન'માં શેકસપિયરના સ્મારકરૂપ બંધાયેલા થિયેટરમાં 'ઓથેલો' ચાલતું હતું અને પોલ રોબસન એમાં ભાગ લેતા હતા, પરંતુ ત્યાંયે અમને નિરાશા મળી. અંતે કંઈક તો જોવું એવા ખ્યાલથી શેલીનું 'સેન્સી' જોયું. રંગભૂમિના વિકાસની એ દ્વારા સહેજ ઝાંખી થઈ.

લંડનનું નિરીક્ષણ કેટલાક લોકો 'ટાવર ઑફ લંડન'થી કરે છે. અમે તે ચોથે દિવસે જોવા ગયાં. લંડનના પ્રાચીન સ્થળોમાંનું આ એક છે. રોમન યુગના અવશેષની છાપ અહીં દેખાય છે. આમાં દેવળ છે અને બ્રિટિશ રાજારાણીઓનું ઝવેરાત પણ છે. બાજુમાં સુંદર ને વિશાળ ટેમ્સ નદી વહી જાય છે છતાં આ સ્થળના નિરીક્ષણને અંતે મન બેચેન બની જાય એવું છે. આ કહેવાય છે પ્રાચીન મહેલ, એનો દેખાવ છે કિલ્લા જેવો અને એનો ઉપયોગ થયો છે મધ્યયુગના ભયંકરમાં ભયંકર કારાગાર તરીકે ! અહીં એક ચિત્ર મૂક્યું છે તે પરથી 'ટાવર ઑફ લંડન'નો આછો ખ્યાલ આવી શકે એમ છે. એમાં દાખલ થવા માટે ટિકિટ ખરીદવી પડે છે. અંદર ગયા પછી ઝવેરાત જોવા માટે ફરી બીજી ટિકિટ લેવી પડે છે અને લાંબી લાઈનમાં ઊભા રહી એકાદ કલાક તપ કરવું પડે છે. અમને 'કોહીનૂર' જોવાનો લોભ હતો એટલે આ બધું અમે સહન કરી લીધું. 'ટાવર ઑફ લંડન'માં દાખલ થતાં જ સર્વ પ્રથમ એની રૂક્ષ પથ્થરની જાડી દીવાલો આપણી છાતી સાથે ભીંસાતી હોય એવો અનુભવ થાય છે. પુરાણા કિલ્લાની પેઠે એક પછી એક દરવાજા વટાવતા આગળ જવાય છે દરેક ખૂણે એક એક બુરજ છે. માનવી જ્યારે તલવાર ને બાણથી લડતો હશે તે કાળે આનો ઉપયોગ હશે. આગળ જતાં 'ટ્રેઈટર્સ ગેટ' આવે છે. રાજદ્રોહી કેદીઓને દેહાંત દંડ માટે નદી તરફના આ દરવાજામાંથી લાવવામાં આવતા હતા. આજેય એની ભય કરતા જળવાયેલી છે. એ પછી આવે છે 'બ્લડી ટાવર'. અહીં રાજકેદીઓને રાખવામાં આવતા હતા. એ પછીનું ટાવર છે ઝવેરાતનું, પણ એનોયે દેખાવ તો ફાંસીની ખોલી જેવો જ છે.



'વેસ્ટ મિન્સ્ટર એબે'ની અંદરના ઉત્તમ કલા-કારીગરીનો આમાંથી થોડો ખ્યાલ મળી રહે છે.

જ્યાં આજે જગતના ઉત્તમોત્તમ હીરાઓ સંઘરાયા છે. ત્યાં છઠ્ઠા હેનરીને મારી નાખવામાં આવ્યો હતો!

'ટાવર ઑફ લંડન' એક વાર જોયા પછી ફરી જોવાનું મન ન થાય 'ભૂત રુએ ભેંકાર' એવી છે એની સ્મૃતિ. વચ્ચે જે વ્હાઈટ ટાવર છે ત્યાં એક બાજુ દેવળ છે, ઉપર જૂનાં હથિયારો ને ગણવેશો છે. એની પાછળ દેહાંત દંડ અને શારીરિક શિક્ષાનાં અતિ ભયંકર સાધનો છે. માનવી કેટલો ક્રૂર હતો અથવા થઈ શકે, તેના નમૂનાઓ અહીં જોવા મળે છે. ફાંસીનો માંચડો, ગરદન કાપવાના કુહાડાઓ, હાથપગ કાપવાનાં સાધનો, વગેરે જોતાં કમકમાં આવે એવું છે. સામે લીલાં વૃક્ષો છે, પરંતુ તેની પાછળ ને બાજુએ પણ દેહાંત દંડની કથાઓ ગૂંથાયેલી છે. કેટલાય ગર્દનો, અમલદારો, કહેવાતા શત્રુઓનાં હાડકાંઓ આ કિલ્લાની ધરતી પર પડ્યાં હશે, દટાયાં હશે અને કેટલુ લોહી અહીં સિંચાયું હશે તેની કલ્પના કંપાવનારી છે. આની વચ્ચે છે ઝવેરાતનો ખંડ. અમે તે જોવા માટે ગયાં. એ ખંડમાં હીરાઓ ઝળહળે છે. અમને ખ્યાલ હતો કે કોહીનૂર સૌથી મોટો હીરો છે પરંતુ અહીં તો તેનો ત્રીજો કે ચોથો નંબર હતો. એ કરતાં મોટા ને વધુ તેજસ્વી હીરાઓ બ્રિટિશ તાજમાં ગોઠવાયેલા છે. રાજા-રાણીઓને ભેટ મળેલી હીરાજડિત તલવારો ને બીજી સામગ્રી પણ સંઘરાયેલી છે ઝવેરાતનો ખંડ આમ તો નાનો છે, પરંતુ અબજોનું ધન ત્યાં સંઘરાયેલું છે. ચારે બાજુ હત્યા જ હત્યા અને વચ્ચે આ તાજના હીરાનો ખંડ, એમાં કંઈ સંકેત હશે? સમગ્ર રીતે જોઈએ તો 'ટાવર ઑફ લંડન' એ ક્રૂરતાનું સ્મારક હોય એવી છાપ અમારા મન પર પડી.

ત્યાંથી બહાર આવી અમે 'વેસ્ટ મિન્સ્ટર એબે' જોવા ગયાં. એનો બાહ્ય દેખાવ રાજમહેલ અને દેવળના મિશ્રણ જેવો લાગે. એની વિશાળતાની મન પર અસર થાય. અંદર નજર નાખતાં ભવ્ય પણ જણાય, છેક બીજે છેડે દેવળ પાસે જઈએ ત્યારે એનાં કલા-કારીગરીથી

મુગ્ધ થઇ જવાય. બ્રિટનનાં રાજરાણીઓ અને મહાન મુત્સદ્દીઓની સાથે કવિઓના સ્મારકો જોઈ પ્રસન્નતા પણ અનુભવાય, પરંતુ આપણને સમજાય જ નહિ કે બ્રિટનના મહાન સામ્રાજ્યનો તાજ મૂકવાની ક્રિયા જ્યાં થાય છે ત્યાં શબોનું દફન શા માટે કરવામાં આવતું હશે ! બ્રિટિશ પ્રજા અને તેના રાજકર્તાઓ જીવનમરણને તથા આલોક–પરલોકને સમાન દષ્ટિથી જોવાની શક્તિ ધરાવતા હશે ! એકાદ બે અપવાદ સિવાય બધા જ રાજવીઓ અને રાણીઓને અહીં તખ્તનશીન કરવામાં આવ્યાં છે બ્રિટિશ પ્રજા રૂઢિચુસ્ત ને કંઈક વહેમી છે, જૂની પરંપરાને એ જાળવી રાખે છે. તાજપોશી માટેનો વિધિ તો ધોરણસર થાય જ, પરંતુ ચોક્કસ ખુરસી પર બેસવાનું હોય છે અને તેની નીચે, ઘણાં વર્ષો પર સ્કોટલેંડથી મેળવેલો પત્થર મૂકવામાં આવે છે! આ 'એબે' એટલે કે મઠ અથ ધર્મસ્થાનનો પાયો ૧૧ મી સદીમા નંખાયો. સેંટ પીટરનું એ દેવ એ પછી ૧૨મી ને ૧૬ મી સદીમાં તેમાં ઉમેરો થયો આજે તો દેવ રાજસિંહાસન અને સ્મારક એમ ત્રિવિધ મહત્વ તે ધરાવે છે. અહ બ્રિટનની પ્રણાલિકા અનુસાર રાજાઓને વિશેષ મહત્ત્વ અપાયું છે. આ સુધીમાં તેર રાજાઓ ને પાંચ રાણીઓ અહીં પોઢી ગયાં છે, સા અનેક રાજપુરુષો, કવિઓ તથા મહાન નાગરિકો પીટ, ગ્લેડસ્ટન, ઇઝરાઈલ ડાર્વિન, ન્યૂટન, મેકોલે, ચોસર, બ્રાઉનીંગ, ટેનીસન, મિલ્ટન, જોન્સન સ્પેન્સર વગેરે પણ અહીં સૂતા છે. તાજપોશીનો વિધિ જ્યા થાય છે તેની એક બાજુ છે રાજપુરુષો અને બીજી બાજુ છે કવિઓ. બ્રિટ એના સાહિત્યસ્વામીઓનું રાજપુરુષો જેવું બહુમાન કરે છે તે બીજા સ્થળોમા પણ જોવા મળે છે.

અહીંથી અમે પાર્લામેન્ટ, જેનુ સત્તાવાર નામ તો 'પેલેસ ઓફ વેસ્ટમિન્સ્ટર' છે તે જોવા ગયાં. લંડનમાં કદાચ સૌથી વધુ ધ્યાન એ ચનારી ને ભવ્ય ઇમારત એ જ હશે. એની વિશાળતા જોઈ અંદર ફરવાની અમારી હિંમત ચાલી નહિ. આ બાજુ બોમ્બમારો વધુ પ્રમાણમાં

થયો હતો એની નિશાનીઓ આજુબાજુ જોઈ શકાય છે 'લોકસભા'ની ઇમારતના ત્યારે ભુક્કા બોલી ગયા હતા, આજે એ ગર્વભેર ઊભેલી છે. પાર્લામેન્ટનો બહારનો દેખાવ, એનું સ્થાપત્ય, આસપાસનું વાતાવરણ ચિત્તને આકર્ષી લે એવા છે આ કહેવાય છે પેલેસ પણ ત્યાં કોઈ રાજા



બ્રિટિશ શિસ્તની જીવત પ્રતિમા હોય એવો આ સંત્રી બકિંગહામ પેલેસનો એક રક્ષક છે.

રહેતો નથી ને લાંબા સમયથી રહ્યો નથી લોકસભાના બને ગૃહો અને બીજી કચેરીઓ દૂરથી જોઈ અમે સંતોષ માન્યો. એવું જ થયું 'વ્હાઈટ હૉલ' વિષે એ છે સચિવાલય અહીંના ઘોડેસવાર સંત્રીની ફેરબદલી પણ જોવાલાયક ગણાય છે, પણ અમે તો બકિંગહામ પૅલેસના સંત્રીઓની બદલી જોઈ એની કલ્પના કરી લીધી

એ પછીના દિવસે સેંટ પૉલનું ભવ્ય દેવળ, નૅશનલ ગૅલેરી, દેશભક્તોના ચિત્રોનું સંગ્રહસ્થાન અને શહેરના જુદા જુદા લત્તાઓ જોવા લંડનની બહાર જતી વેળાએ બકિંગહામ પૅલેસનું બહારથી અવલોકન કરી લીધું હતું અહીં એક સંત્રીની તસવીર મૂકી છે સંત્રીઓ ઊભા હોય, ચાલે કે તેની બદલી થાય ત્યારે તેઓ યંત્ર જેવા જણાય છે. એની સામે કોઈ જુએ, હસે, એની તસવીર લે, અરે, કોઈ બાળક એને સ્પર્શ કરે તોય એ પાષાણની પ્રતિમા જેમ સ્થિર રહે! આ મહેલની અંદર જોવા જવાતું નથી આસપાસનો દેખાવ સુંદર છે, દરરોજ હજારો માણસો સંત્રીની ફેરબદલી જોવા ત્યાં આવે છે.

સેંટ પૉલનું દેવળ લંડનનું એક મહાન દેવળ ગણાય છે કલા પ્રાચીન સ્થાપત્ય તથા પરંપરાને કારણે તેનું મહત્ત્વ છે

લંડનમાં 'હાઈડ પાર્ક'નું નામ બોલતા મુખ પર મજાનું હાસ્ય ફરક્યા વિના રહે નહિ અહીં ગમે તે માણસ ગમે તે વિષય પર ભાષણ કરી શકે છે ને તેને થોડા શ્રોતાઓ પણ મળી જાય છે! એક સાંજે અમે પણ લોકશાહીના અતિરેક જેવું આ ગાંડાઓનું પ્રદર્શન જોવા ગયા હતાં!

લંડનના માર્ગો અને બગીચાઓ ખરેખર સુંદર છે ઇમારતો ન્યૂયૉર્ક જેવી મોટી નથી, નવા રચાયેલા શહેર જેવી સરખી નથી. રસ્તાઓ પણ યોજનાપૂર્વકના ન ગણાય, છતાં સ્વચ્છ અને સુઘડ તો તે લાગે જ. વસ્તુભંડારોનો પાર નથી. વપરાશની ચીજો પણ એમાં

ઊભરાતી હોય. લંડનની બસ ને ટેક્સીનો અમે લાભ લીધો. અજાણ્યાઓને મદદરૂપ થવાનો સ્વભાવ એમાં જોઇ શકાય.

લંડનની ભૂગર્ભ રેલવે જૂનામાં જૂની અને વ્યવસ્થિત છે. એમાં મુસાફરી કરતાં અમે આનંદ અનુભવ્યો. પેરિસ કરતાં સ્વચ્છતા, સુંદરતા ને વ્યવસ્થા ચડિયાતાં લાગ્યાં.



★
નેશનલ ગેલેરી પાસે આવા આઠ દસ ચિત્રકારો બેઠેલા હોય છે.
★

મન પર ઊંડી છાપ રહી જાય એવાં સ્થળોમાં ટ્રફાલગર સ્ક્વેર અને તેની આજુબાજુની સંસ્થાઓ ગણાય નેશનલ ગેલેરીમાં જતાં પહેલાં અમે દેશભક્તોનાં ચિત્રો જોવા ગયાં હતા. આ માર્ગમાં અર્ધભિખારી

ને અર્ધપાગલ જેવા લાગતા ચિત્રકારો રસ્તા પર બેસી ચિત્રો દોરે છે. આપણને પણ ફલક પર ઉતારી આપે છે. એવા ચિત્રકારની એક તસવીર અહીં મૂકી છે. આ પ્રજા પોતાના રાજપુરુષો, યોદ્ધાઓ, મહાન નાગરિકો અને સાહિત્યકારો પ્રત્યે કેવો આદર સેવે છે તેનો ખ્યાલ મેળવવા માટે આ સંગ્રહસ્થાનમાં જવું જોઈએ. છેલ્લા ૪૦૦–૫૦૦ વર્ષનો ઇતિહાસ એ દ્વારા જાણવા મળે છે ને નવી પ્રજા એમાંથી પ્રેરણા મેળવી શકે છે.

જેમ બ્રિટિશ મ્યુઝિયમ, તેમ નેશનલ ગેલેરી જોવાનું તો ચુકાય જ નહિ. ઇ. સ. ૧૮૨૪માં માત્ર ૩૮ ચિત્રોથી શરૂ કરાયેલી આ ગેલેરીમાં આજે જગતભરના કલાકારોનાં હજારો મૌલિક ચિત્રો છે ને તેમાં વૃદ્ધિ થયા કરે છે. બ્રિટિશ પ્રજા વેપારી છે, વ્યવહારકુશળ છે, મુત્સદ્દી છે, પરંતુ આવી સંસ્થાઓ ખાતરી ઉચ્ચારે છે કે ચિત્ર, શિલ્પ ને આકૃ કલાઓ અને આ ગુણો વચ્ચે વિરોધ નથી.

ટ્રફાલગર સ્કવેર એ લંડનનું ગૌરવ છે એમ કહીએ તો ખોટું નથી. હિટલરે ફ્રાન્સનો કબજો લીધો ને લંડન પર ભયંકર બોમ્બમારો કર્યો ત્યારે તેણે ટ્રફાલગર સ્કવેરમાં સ્વસ્તિક ધ્વજ ફરકાવવાનો હુકમ કર્યો હતો અહીં બ્રિટનના એક વીરપુરુષ નેલ્સનનું સ્મારક છે. ચોકની વચ્ચે ચાર ખૂણે ચાર સિંહોની ઉપરની વ્યાસપીઠ પર ૧૭૦ ફૂટનો સ્થંભ ઊભો કરી તેના પર ૧૭ ફૂટ ઊંચી નેલ્સનની પ્રતિમા ગોઠવી છે. આ સ્થળે ફરતાં અને આજુબાજુની સંસ્થાઓનું અવલોકન કરતાં પ્રવાસીનાં દિલમાં સહજ રીતે બ્રિટન વિષે આદરની લાગણી પ્રગટે એવું ત્યાંનું વાતાવરણ છે.

★

## ૯. બ્રિટનનો હૃદયપ્રદેશ

તા. ૧૫ મેની બપોરથી તા. ૨૦ની સાંજ સુધી અમે લંડન અને તેની આસપાસના લગભગ બસો માઇલના પ્રદેશનું નિરીક્ષણ કર્યું. આપણા દેશના વધુમાં વધુ લોકોનો સંપર્ક કોઇ એક શહેર અને દેશ સાથે હોય તો તે લંડન અને ગ્રેટ બ્રિટન. ઇતિહાસ અને દંતકથાઓ પણ આ દેશ અને શહેર વિષે આપણે વધુ જાણીએ. અંગ્રેજો સાથેના લાંબા સહવાસને કારણે રાગદ્વેષનું પ્રમાણ આ પ્રજા પ્રત્યે વિશેષ. વિદેશી ગુલામી સામે એક અથવા બીજા પ્રકારે કેટલાક ઝૂઝનારાઓનાં દિલમાં બ્રિટનના રાજકર્તાઓ જ નહિ, લોકો પ્રત્યે પણ ઘણાં વર્ષો સુધી રોષ અને તિરસ્કારની લાગણી હતી. બીજી બાજુ ઘણા સુધારકો અને શિક્ષિતો બ્રિટન પ્રત્યે આદરનો ભાવ પણ આ દેશમાં સેવતા હતા. અંગ્રેજોના અનુકરણની પાછળ કેવળ ગુલામી મનોદશા હતી એમ કહેવું સાચું નથી; એ પ્રજાનાં ઇતિહાસે, સાહિત્યે, કલાએ, રાજકીય અને ઔદ્યોગિક વિકાસે અનેકનાં મનમાં આદરભર્યું આકર્ષણ પેદા કર્યું હતું. ગાંધીજીના આગમન પછી આપણી આ લાગણીમાં વિવેકનું તત્ત્વ વિશેષ પ્રમાણમાં દાખલ થયું. રોષ ને તિરસ્કાર હકૂમત સામે, સત્તા સામે રહ્યા. માન આદરની લાગણીમાં પણ મર્યાદા આવી. સ્વાતંત્ર્ય પછી દ્વેષ–તિરસ્કાર જેવું રહ્યું નહિ અને ઓછાવત્તા પ્રમાણમાં મૈત્રીનો ભાવ કેળવાતો રહ્યો.

અમે જ્યારે પ્રવાસનો કાર્યક્રમ ગોઠવતાં હતાં ત્યારે 'ગમે તેટલી ઉતાવળે વૉશિંગ્ટન પહોંચવાનું હોય તો યે લંડન તો જોતાં જ જવું, યુરોપમાં બીજે ક્યાંય ન થોભાય તો કંઈ નહિ, લંડન તો એ ત્રણ

દેવસ ગાળવા જ', એવી અમારી મનોવૃત્તિ હતી કેટલાક મિત્રો આ બાબતમાં અમને નિરાશ કરતા હતા તેઓ કહેતા હતા અમેરિકાના ન્યૂયોર્ક અને બીજા શહેરોની સરખામણીમા લડન કઈ વિસાતમા નથી આપણુ મુબઇ લડનનુ જ પ્રતીક છે, એમ સમજી ને મુબઇવાસીને લડનમા નવીનતા જેવુ ભ્ભાગ્યે જ લાગશે ' મિત્રોના આ અભિપ્રાયને વજન આપવા અમે તૈયાર હતા, પરતુ છેક બાળપણથી જે શહેર અને દેશ વિષે પુષ્કળ વાચ્યુ ને સાભળ્યુ હતુ, અને એક કાળે, વિદેશ એટલે ઇગ્લાડ, એવો ભાવ મનમા સેવ્યો હતો તેને નજરે જોવાની અમારી ઉત્કટતા સહેજ પણ ઓછી થઇ નહોતી અને લડન તથા આસપાસના પ્રદેશનુ અવલોકન કર્યું ત્યારે તો એ ઉત્કટતા સાર્થક હતી એમ પણ પુરવાર થયુ

લડનની બહારનો પ્રદેશ લડન કરતા નિરાળો અને સુદર છે લડન શહેરમા ભીડનો પાર નથી વસત અને ગ્રીષ્મમા સારી હોટેલોમા જગ્યા મળવી મુશ્કેલ લડનના મધ્ય ભાગમા ગાડી ઊભી રાખવાની તો જાણે જગ્યા જ ન મળે એક દિવસ અમારી હોટેલથી બે માઇલ દૂરની એક રેસ્ટોરાંમા અમે જમવાનુ ગોઠવ્યુ હતુ રેસ્ટોરાની આજુબાજુના રસ્તાઓમા બરાબર એક કલાક ચક્કર લગાવ્યા પછી અમને ગાડી પાર્ક કરવાની જગ્યા મળી ! એ જગ્યા હોટેલથી પોણો માઇલ દૂર હતી ! લડનનો પ્રભાવ ન્યૂયોર્કે ઠીક પ્રમાણમા હરી લીધો છે જેમ બ્રિટનનો અમેરિકાએ હરી લીધો તેમ છતા લડન દુનિયાનુ મોટામા મોટુ શહેર છે ન્યૂયોર્ક અને ટોકિયો વસતિમા તેની હરીફાઈ કરે છે છતા હજી એ આગળ છે ટાવર ઓફ લડન બધાયુ ત્યારે વસતિ ૩૦ હજારની હતી આજે લગભગ ૮૦ લાખ છે વ્યાપાર-ઉદ્યોગનુ એ મથક છે દુનિયાનો નાણાકીય વ્યવહાર ન્યૂયોર્ક પછી આ શહેરમા જ વિશેષ થાય છે લડનનુ શેર બજાર અને બેંક ઓફ ઇગ્લાડ પ્રવાસીઓનુ પણ આકર્ષણ છે લડનના વિકાસની કથા કુદરતી રીતે સમગ્ર બ્રિટનના વિકાસ સાથે સકળાયેલી છે

'બ્રિટાનીઆ' એ રોમનો આવ્યા પહેલાનું નામ છે ઇતિહાસ એમ કહે છે કે ઇ સ પૂર્વે ૫૫ વર્ષે જુલિયસ સિઝરે ત્યાં સફળ આક્રમણ કર્યું હતું રોમન કાળના અવશેષો આજેય મોજૂદ છે એ પછી તો લડાઈની પરંપરા ચાલી છે અનેક રાજ્યો આવ્યા છે ને ગયા છે ફ્રાન્સ સાથેની સો વર્ષની લડાઈ, દરિયાઈ સત્તામાં સર્વોપરિતા પ્રાપ્ત કરવા માટેની સ્પેન સાથેની લડાઈ, ઉપનિવેશો મેળવવા માટે યુરોપની બીજી સત્તાઓ સાથેની અથડામણો વગેરેની કથાઓ ખરેખર રોમાંચક છે એક કાળે બ્રિટિશ ટાપુઓ યુરોપ ખંડનો ભાગ હશે પરંતુ હજારો વર્ષોથી એ યુરોપથી જુદા છે અને ત્યાંની પ્રજા યુરોપના વિવિધ દેશોમાંથી ઊતરી આવેલી પ્રજા છે અમેરિકા નવો દેશ છે એટલે ત્યાંની પ્રજાના મૂળ સહેલાઈથી જાણી શકાય છે પરંતુ બ્રિટનના બાબતમાં એવું નથી–આજનું બ્રિટન એટલે ઇંગ્લાંડ, સ્કોટલાંડ, વેલ્સ, ઉત્તર આયર્લેન્ડ અને અને ખાડીના ટાપુઓ આ બધું એકત્ર થતાં પણ વર્ષો લાગ્યાં છે ને પાર વિનાની અથડામણ થયેલી છે આજે પ્રાદેશિક ભેદ થોડા પ્રમાણમાં દેખાય છે, પણ બીજી રીતે ઉત્તર આયર્લેન્ડ સિવાય એક રાષ્ટ્રની દૃઢ અને જ્વલંત ભાવના ત્યાં પ્રવર્તે છે

બ્રિટનની આર્થિક, રાજકીય ને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનો અભ્યાસ તથા બ્રિટનના લોકોનો આછો પરિચય એ પ્રજા માટે માનની લાગણી પેદા કર્યા વિના રહે નહિ અનેક પ્રકારની વિકટ પરિસ્થિતિ સામે ઝૂઝતી એ ખમીરવંતી પ્રજા છે અંગ્રેજો ઘમંડી છે, અતડા છે, ગંભીર છે મદદ માટે સામે ચાલીને આગળ આવે નહિ આવા આક્ષેપો અમને તો સાચા લાગ્યા નથી, અમે તો જ્યાં ગયા ત્યાં સ્નેહભર્યો આવકાર પામ્યાં અને જ્યાં મૂંઝાયાં ત્યાં સહેલાઈથી મદદ મેળવી શક્યા બ્રિટિશ પ્રજાની પ્રામાણિકતા વિષે પણ અમારો મત ઊંચો રહ્યો અલબત્ત, ત્યાં પણ જકાતમાં ને કરવેરામાં ચોરી કરનારાઓ છે કાળાબજારીઆ અને નફાખોર પણ છે બીજા દેશોમાં પણ અમને એવું દેખાયું છે, પરંતુ તેનું પ્રમાણ આપણી સરખામણીમાં તેઓ પૂર્ણ પ્રામાણિક લાગે

એટલું ઓછું છે. દેશવિદેશના વ્યાપાર-ઉદ્યોગના એક અનુભવી સાથે આ વિષે અમારે લંડનમાં ચર્ચા થઈ ત્યારે તેમણે કહ્યું કે સામાન્ય નાગરિકોમાં ત્યાં ૯૫ થી પણ વધુ ટકા લોકો પ્રામાણિક છે. વ્યાપારી વર્ગમાં પણ દેખાવ તો એ જ પ્રકારનો છે, પરંતુ ઊંડા ઊતરીને જોઈએ તો ૨૦ ટકામાં અપ્રામાણિકતા દેખાઈ આવે ખરી. આપણે ત્યાં, એટલે કે હિંદમાં, એમના અભિપ્રાય પ્રમાણે એનુ પ્રમાણ ૮૦ ટકાથી વધુ છે!

બ્રિટનમાં રંગભેદ છે કે નહિ એ પ્રશ્ન વારંવાર પૂછાય છે. કેવળ બ્રિટનમાં જ નહિ, ગોરી પ્રજામાં ઓછા વત્તા પ્રમાણમાં એવો ભેદ અથવા તો પોતાની જાતિ વિષેનું અભિમાન છે. ૧૯૫૮ માં નોટિંગહામમાં ગોરાઓ અને કાળાઓ વચ્ચે મોટી અથડામણો થઈ હતી. લંડનમાં કાળાઓ પરના ઘાતકી હુમલાને કારણે ૧૭ થી ૨૦ વર્ષની ઉંમરના ૯ જુવાનોને ચાર ચાર વર્ષની સજા કરવામાં આવી હતી. અમે ૧૯૫૯ ના મે માસમાં ત્યા હતા ત્યારે મૂળ વેસ્ટ ઇન્ડીઝ બાજુના વતની એવા એક કામદારનુ લડનમાં કરપીણ ખૂન થયું હતું. એ વખતે લંડનનાં વર્તમાનપત્રોમા તેના વિસ્તૃત અને સચિત્ર અહેવાલો પ્રગટ થતા હતા. આ અહેવાલોની રજૂઆત રંગભેદની ઘાતકી નીતિ પર પ્રહાર કરનારી હતી. લંડનના કિશોરો અને જુવાનો કોઈ કાળા આદમી કે ઓરતની મજાક કરતા હોય અથવા તો કોઈ ગોરીના નાકે એવું ટોળું ઊભુ હોય અને રસ્તાની વચ્ચેથી ભયભીત દશામા કાળી વ્યક્તિ પસાર થતી હોય એવી તસવીરો ત્યાં પ્રગટ થતી હતી. અખબારો અને સામાન્ય જનોના સંપર્કની અમારા મન પર એવી અસર પડી કે ત્યાં રંગભેદ ચોક્કસ વર્ગમાં ને લત્તામા જ મર્યાદિત છે ને પ્રજાનો મોટો સમૂહ એવાં કૃત્યોને ધિક્કારે છે.

એક વહેલી સવારે અમે લડનની બહાર જવા નીકળ્યાં ત્યારે ઈંગ્લાંડની રૂપાળી ધરતીનુ વિશેષ અવલોકન થયુ. અમારી સાથે એક અંગ્રેજ જુવાન પણ હતો. એ મિત્રભાવે ગાડી ચલાવતો હતો. વ્યવસાયે

એન્જીનિયર હતો. પોતાના દેશ વિષે આદરભક્તિ ધરાવતો હતો, છતાં વિશ્વશાંતિના આદર્શ માટે મરી ફીટવા તૈયાર હોય એવું એના ઉદ્ગારો પરથી સમજાતું હતું. ગાંધી–નહેરુ પ્રત્યે એને અનહદ માન હતું. એનો સહવાસ અમને ગમી ગયો. લંડન છોડીને થોડાક માઈલ અમે આગળ વધ્યાં કે ચિત્રોમાં જોયેલાં ઈંગ્લાંડના ગ્રામવિસ્તારોનાં દૃશ્યો નજરે પડયાં. સુંદર બેઠા ઘાટનાં લગભગ એકસરખાં મકાનો, આગળ નાની ફૂલવાડી, ચોખ્ખા રસ્તાઓ, સ્વસ્થ પ્રકૃતિના લાગે એવા માણસો વગેરે જોઈને અમે પ્રસન્નતા અનુભવી. લંડનની બહારના બે દિવસના અવલોકને એ ધરતી પર પ્રેમ પેદા કર્યો એમ કહીએ તો ખોટું નથી. અમે એ વખતે આકરા શિયાળાનું, ગાઢ ધુમ્મસનું, વરસતા બરફનું વર્ણન સાંભળતાં હતાં, પરંતુ અમારી આંખ સામે તો વરસાદ પછીના કૂણા તડકાના, હસતાં ફૂલોનાં, સ્વચ્છ માર્ગોનાં અને સમભાવભર્યાં માનવીઓના જ દૃશ્યો આવતાં હતાં.

લંડન બહારનું અવલોકન કરતાં અમે સૌથી પહેલાં ગયાં 'હેમ્પટન કોર્ટ પેલેસ'માં. આઠમા હેનરીના જમાનાના વિલાસવૈભવનો ખ્યાલ આ મહેલ અને તેની પાસેના સુંદર બાગમાંથી મળી રહે છે. કલામય ચિત્રોથી દીવાલો શણગારેલી છે. હેનરી અને તેની છ પત્નીઓના શયનખંડો, દીવાનખાનું અને બાગની આસપાસ જે કથાઓ ગૂંથાયેલી છે તે પણ ત્યાં સાંભળવા મળે છે. મુખ્ય ખંડમાં ચિત્રોની ઉપર તે કાળનાં હથિયારો, ચિત્રોની પેઠે જે પદ્ધતિથી ગોઠવવામાં આવ્યાં છે તેની એક તસવીર અહીં મૂકી છે મહેલમાં ફરી લીધા પછી અમે તેની પાછળના વિશાળ ચોગાનમાં અને બાગમાં ફર્યાં અને ત્યાં તસવીરો લીધી. મહેલની જમણી બાજુનો પાછળના બાગનું પણ અવલોકન કર્યું. આ બાગ સાથે હેનરીની વિલાસિતાની અનેક વાતો જોડાયેલી છે. એ પછી અમે ગયાં 'વિન્ડસર કેસલ'માં. અહીં બધા વિભાગો ખુલ્લા નહોતા. કાયમી વસવાટ ધરાવતા દુનિયાના કિલ્લાઓમાં આ મોટામાં મોટો ગણાય છે ૯૦૦ વર્ષ સુધી બ્રિટનના રાજાઓના નિવાસસ્થાન માટે એનો



એવનના જમણા કિનારે વિશ્વકવિ શેક્સપિયરના સ્મરણમાં બંધાયેલું થિયેટર, દૂર જે દેવળ છે ત્યાં એની કબર છે.

ઉપયોગ થયો છે. અહીં બે દેરાળો છે, સમૃદ્ધ સંગ્રહસ્થાન છે, કિલ્લાની આસપાસ બે હજાર એકર જેટલી ખુલ્લા બાગ જેવી જમીન છે. જૂના કાળનાં દશ્યો તાજાં થાય એવી અનેકવિધ સામગ્રી ત્યા પડેલી છે.

લંડનની બહાર જવામાં અમારું આકર્ષણ 'સ્ટ્રેટફોર્ડ ઓન ઓવન' જોવાનું હતું. પહેલે દિવસે સવારથી સાંજ અમે આ મહેલ, કિલ્લો ને આસપાસના વિસ્તારો જોયાં. બીજે દિવસે વહેલી સવારે 'સ્ટ્રેટફોર્ડ ઓન ઓવન' જોવા નીકળ્યા. ઓવન એ સ્ટ્રેટફોર્ડની સુંદરતામાં અનેકગણી વૃદ્ધિ કરતી નદીનું નામ છે. સ્ટ્રેટફોર્ડ નામના ત્રણ ચાર શહેરો હોવાથી ઓવનનું નામ તેની સાથે જોડવામાં આવ્યું છે. પંદરેક હજારની વસતિનુ સ્ટ્રેટફોર્ડ આમ તો ઘણું નાનુ, પણ અતિ રળિયામણું



શેક્સપિયરનું આ જન્મસ્થાન જગતનું યાત્રાધામ બન્યું છે.

શહેર છે. એોવન નદીએ શહેરની શોભા વધારી છે ને વિશ્વકવિ વિલિયમ શેકસપિયરે એની પ્રતિષ્ઠા. શેકસપિયરનો જન્મ ૧૫૬૪મા આ શહેરમા થયો હતો મૃત્યુ પણ ૧૬૧૬મા અહીં જ થયુ હતુ શેકસપિયરનુ જન્મસ્થાન એ આ શહેરનુ મોટામા મોટુ આકર્ષણ છે એની યાત્રાએ જગતના લગભગ બધા દેશોમાથી હજારો યાત્રીએ આવે છે. જે ઘરમા શેકસપિયરે જન્મ લીધો તેનો ઇતિહાસ પણ રોમાચક છે. વિશ્વકવિની સ્મૃતિ આજે એ ઇમારતમા જે રીતે જાળવવામા આવી છે તે કોઇપણ દેશ માટે દષ્ટાતરૂપ બને એવી છે એ ઘરમા એકાદ બે કલાક ગાળતા શેકસપિયરનો યુગ આપણી સામે જીવતો થઈ જાય એવી સામગ્રી યોગ્ય રીતે ત્યા ગોઠવેલી છે.

ઈ. સ. ૧૬૧૬મા વિશ્વકવિ શેકસપિયરનુ મૃત્યુ થયુ તે પછી દેશ–વિદેશમાથી કેટલાક યાત્રીઓ એના જન્મસ્થાને આવતા હતા, પરતુ દુનિયાનુ તો શુ, ઇગ્લેડની પ્રજાનુયે ખાસ ધ્યાન તેના તરફ ખેચાયુ નહોતું ૧૮૪૭મા અચાનક એક દિવસે સ્ટ્રેટફોર્ડ અને લડનની દીવાલો ઉપર શેકસપિયરનુ ઘર જાહેર લિલામથી વેચવાના પોસ્ટરો ચોડાયા અને લડનની સરકારી જનતા એથી આઘાત પામી જાગી ઊઠી એ પોસ્ટરની એક તસવીર અહીં મૂકેલી છે એમા અમર કવિનો ઉલ્લેખ છે. ઇગ્લેડના ભવ્ય ભૂતકાળની સ્મૃતિ કરાવવામા આવી છે વિશ્વની સર્વશ્રેષ્ઠ પ્રતિભાના અવશેષનું વર્ણન છે આ દીવાલપત્ર વાચીને લડનના વર્તમાનપત્રોએ મોટુ આદોલન જગાવ્યુ ખાસ અગ્રલેખો દ્વારા એવો ભય પણ બતાવવામા આવ્યો કે જો લડન જાગૃત નહિ થાય તો અમેરિકાની સરકાર આ ઇમારતને ખરીદી લેશે અને આખેઆખી અહીથી ઉપાડી જશે! આને પરિણામે સ્મારક સમિતિની રચના થઈ આ સમિતિના પ્રતિનિધિઓ લિલામની બજારમાં ગયા અને બોલી કરતાં કરતા ત્રણ હજાર પાઉડ સુધી પહોચીને ઇમારત મેળવી શકયા એ પછી ૧૮૯૧મા પાર્લામેન્ટે ખાસ કાયદો કરીને જાહેર ટ્રસ્ટ રચ્યુ. વિશ્વકવિનુ જન્મસ્થાન સાચવવુ, કવિ સાથે સબધ ધરાવતી તમામ

SHAKSPEARES
HOUSE,
Stratford-on-Avon
MR. ROBINS
AT THE AUCTION MART LONDON
On Thursday, 16th of September, 1847,
HEART-STIRRING RELIC
ENGLAND'S
IMMORTAL BARD
THE MOST HONOURED MONUMENT OF THE GREATEST GENIUS
THAT EVER LIVED.
Swan & Maidenhead, a thriving Public House,
FREEHOLD.

શેક્સપિયરના જન્મસ્થળની ઇમારત લિલામ કરવાની જાહેરાતના પોસ્ટરનો નમૂનો, સન ૧૮૪૭.

★ ★

વસ્તુઓ મેળવવી ને જાળવવી, કવિના જીવન-કવનના અભ્યાસ માટે પુસ્તકાલય અને સંગ્રહસ્થાન બનાવવું એમ ત્યારે નક્કી થયું

સ્ટ્રેટફોર્ડની સુધરાઇના જૂના દસ્તાવેજ ઉપરથી વિલિયમના પિતા જોન શેકસપિયરની આ મકાન પર માલિકી હતી એમ સાબિત થતુ હતુ શેકસપિયરનો જન્મ જે ખડમા થયો હતો તેનો પુરાવો પણ પ્રાપ્ત થતો હતો એ મકાન વારસામા ઊતરતા ઊતરતા, છેવટે ૧૮૦૬ની સાલમા આ લિલામ કરનાર થોમસ કોર્ટને ૨૧૦ પાઉંડમા વેચી નાખવામા આવ્યુ હતુ શેક્સપિયરે તેના જીવનના બધા જ વર્ષો આ મકાનમા વિતાવ્યા નહોતા નાટકો લખવાનુ અને તેમા ભાગ લેવાનુ શરૂ કર્યા પછી ઘણા વર્ષો તેણે લડનમા ગાળ્યા હતા અને પછી ૧૬૧૦મા નિવૃત્ત થઇ તે પોતાને વતન પાછા આવી ગયા હતા શેકસપિયરના જીવનની અને કવનની વિગતો આ ઇમારતમા સુદર રીતે સગ્રહાયેલી છે અમે લગભગ ચાર કલાક આ ઇમારતમા ગાળ્યા હતા દરેક ખડમા એ ખડની એકેએક વસ્તુ માટે માહિતી આપનારની વ્યવસ્થા છે આપણા પ્રશ્નોના ખૂબ ધીરજથી ઉત્તર આપવામા આવે છે ઇમારતમા અને રાચરચીલામા જે કઈ ફેરફાર થયેલા છે તે પણ બતાવવામા આવે છે અતિશયોક્તિ જેવુ કઇ જ જણાતુ નથી આ જન્મસ્થાનનુ જાહેર ટ્રસ્ટ થયુ નહોતુ ત્યારે પણ હજારો માણસો એનુ દર્શન કરવા આવતા હતા આજે તો દર વર્ષે <u>નવેક લાખ માણસો ત્યા આવતા</u> હોવાની નોધ છે અને તેમા ૪૦ ટકાથી વધારે વિદેશના લોકો છે છેલ્ના વર્ષમા ૮૦ દેશોમાંથી યાત્રીઓ ત્યાં આવેલા છે.

સોયતળિયે અને પહેને માળે, દરેક ખડમા જૂની વસ્તુઓ ખૂબ કાળજીથી સાચવવામા આવી છે જ્યા તેવી વસ્તુઓ મળી નથી ત્યા તે કાળનો દેખાવ ઊભો કરવામા આવ્યો છ અહીં જે ચિત્ર મૂકયુ છે તેમા દેખાતી ખુરશી ઉપર શેક્સપિયર બેસતો કે નહિ એવા સવાલના જવાબમા કહેવામા આવ્યુ કે ખુરશી તે સમયની છે, પણ શેક્સપિયર તે વાપરતો જ હતો એવી ખાતરી નથી શેક્સપિયરનો જન્મ જે ખડમા થયો હતો તે ખડ આજે મૂળના કરતા કઇક વધુ સારો છે જૂના સ્થળ



શેક્સપિયરના ઘરના એક ઓરડાનું આ દૃશ્ય છે.
દીવાલમાં ઘર ગરમ રાખવાનું તાપણું છે.

વેપે કશી જ અનિશ્ચિતતા નથી અને લાકડાનું રાચરચીલું પણ એ જ છે. શેકસપિયર ભણતો હતો તે વખતે જે ડેસ્ક વાપરતો તે સારી રીતે સાચવવામાં આવ્યું છે. શેકસપિયરનું દીવાનખાનું અત્યારે નાનું સરખું સંગ્રહસ્થાન બની ગયું છે. એમાં શેકસપિયરની કૃતિઓની શરૂઆતની આવૃત્તિઓ, તસવીરો અને એની સાથે સંબંધ ધરાવતી વસ્તુઓ ભરપૂર માહિતી સાથે ગોઠવવામા આવી છે. આપણે સાચેસાચ કોઈ મંદિરમાં આવ્યા હોઇએ એવા ભાવો મનમાં ઊઠે તેવું વાતાવરણ છે.

જાહેર ટ્રસ્ટ થયા પહેલાં એ ઘરમાં આવી ગયેલા કેટલાક માણસોના હસ્તાક્ષરો એક ખંડની બારીના કાચ ઉપર આજે પણ વાંચી શકાય છે. એમાં સર વૉલ્ટર સ્કૉટ, થૉમસ કાર્લાઇલ, હેનરી ઇરવિંગ, થાકરે, ડિકન્સ વગેરેનો સમાવેશ થાય છે. ઇમારતની પાછળ સુંદર બાગ છે અને તેમાં શેકસપિયરનાં નાટકોમાં જેનો ઉલ્લેખ થયો છે એવાં વૃક્ષો ને ફૂલછોડો રોપવામા આવ્યાં છે. શેકસપિયરનું આ જન્મસ્થાન આજે આંતરરાષ્ટ્રીય સંસ્થા બની ગયુ છે. શેકસપિયરનો અભ્યાસ કરવા ઇચ્છનારને ત્યાં બધી સગવડો મળે છે. શહેરમાં ઍવનના કિનારા પર શેકસપિયરના સ્મારકરૂપે એક અદ્યતન સગવડોવાળું સુંદર થિયેટર બાંધવામા આવ્યુ છે. એની આગળ-પાછળ સુંદર બાગ છે. એક બાજુ ઍવન વહી જાય છે. પાસે જ ધ્યાન ખેંચે એવો પુલ છે. દૂર એક દેવળ દેખાય છે ત્યાં શેકસપિયર અને એના કુટુંબીઓને પોઢાડવામા આવ્યા છે. શેકસપિયરનાં નાટકો આ થિયેટરમાં ભજવાય છે.

*

## ૧૦. યુરોપના પ્રવાહો

બ્રિટનની લોકશાહીની તવારીખ ઇ. સ. ૧૨૧૫માં રાજા જોન પાસેથી પ્રજાએ સત્તા ખૂંચવી લીધી ત્યારથી શરૂ થાય છે. જેમ આપણે ત્યાં એક કાળે મહાજનોનો પ્રભાવ હતો તેમ ત્યાં ઉમરાવોનો હતો ૧૨૧૫માં મેગ્નાકાર્ટા દ્વારા રાજાની સત્તા પર અંકુશો મુકાયા અને ત્યાર પછી ક્રમે ક્રમે પ્રજાના હાથમાં સત્તા આવી. રાજાશાહી ત્યાં રહી, પરંતુ હકૂમત સર્વાંશે પ્રજાના હાથમાં આવી ગઈ. બ્રિટિશ પાર્લમેન્ટના વિકાસની કથા પણ એટલી જ પ્રેરક છે. આજની દુનિયાની સૌથી પુરાણી અને સાચા અર્થમાં માતૃત્વનું ગૌરવ પ્રાપ્ત કરી શકે એવી એ પાર્લામેન્ટ છે. છસોથી વધુ વર્ષથી ત્યાં કાયદાનું રાજ્ય શરૂ થયું છે. શરૂઆતમાં ઉમરાવોની સમિતિ રચવામાં આવી હતી, પછી એમાં ચૂંટણીનું તત્ત્વ દાખલ થયું હતું. ૧૪મી સદીના મધ્ય ભાગમાં બે ગૃહોની રચના થઈ હતી. મેગ્નાકાર્ટામાં સિદ્ધાંત સ્વીકારાયો હતો કે રાજા પણ કાયદાની હકૂમત નીચે આવે છે, એટલે કે રાજા નહિ, પણ કાયદો જ સર્વોપરી છે. આ સિદ્ધાંતનો વ્યવહારમાં કેટલે સુધી વિકાસ થયો છે તે આપણે આઠમા એડવર્ડે ગાદી છોડી તે પરથી સમજી શકીએ છીએ. બ્રિટિશ લોકશાહીનો વિકાસ પ્રજાની આ પ્રકૃતિનો પણ અચ્છો ખ્યાલ આપી રહે છે. વિદ્રોહ અને કતલની પદ્ધતિ છોડીને આંદોલન ને લોકમત દ્વારા બ્રિટિશ પ્રજાએ ઉમરાવોની સત્તા ઓછી કરી છે ને જનતાના ચૂંટાયેલા પ્રતિનિધિઓના હાથમાં સાચી સત્તા મૂકી છે.

---

બ્રિટનના રાજકીય પક્ષો વિષે સામાન્ય દિવસોમાં ખાસ કશું જાણવા મળે નહિ. ચૂંટણી અથવા તો સુએઝ જેવો કોઈ મહાપ્રશ્ન પેદા

. થયો હોય ત્યારે તો સામાન્ય માણસની વાતચીતમાં રાજકારણી મભિપ્રાય આપણે પામી જ ન શકીએ. ચૂંટણી દ્વારા રાજવહીવટ માટે જે ક્ષને પસંદ કરવામાં આવે તેના પ્રત્યે વિશ્વાસની લાગણી આપણને નાનંદાશ્ચર્ય ઉપજાવે. આપણે ત્યાં એનાથી બરાબર ઊલટી સ્થિતિ ! બ્રિટિશ પ્રજાના સહેજ પરિચયમાં આવતાં જ આપણને ખાતરી થાય કે એ ટરેલ ને શિસ્તબદ્ધ પ્રજા છે. એની રૂઢિચુસ્તતા, આકસ્મિક પરિવર્ત નેથી એને બચાવી લે છે અને સંકટના સમયે ધૈર્યશક્તિ પણ પ્રગટાવે છે. બ્રિટનમાં ચારપાંચ પક્ષો છે ખરા અને સ્વતંત્ર ઉમેદવારો પણ થોડાક હોય છે, પરંતુ મુખ્ય પક્ષો બે જ છેઃ રૂઢિચુસ્ત અને કામદાર. એ પછીનું સ્થાન લિબરલોનું અને છેલ્લે આવે સામ્યવાદીઓ. મુખ્ય બે જ પક્ષો હોવા છતાં ભાગ્યે જ કોઈ પક્ષ મતમાં ચોખ્ખી બહુમતી મેળવીને સત્તા પર આવે છે. આમ હોવા છતાં ચૂંટાયેલા પક્ષ માટે કોઈ એમ બોલતું નથી કે એ તો લઘુમતીથી ચૂંટાઇને આવ્યો છે !

બીજી વિશેષતા ત્યાં એ દેખાઈ કે સત્તાસ્થાનેથી હટી જનાર વ્યક્તિ કે પક્ષ બીજે જ દિવસે સામાન્ય નાગરિક બની જઈ શકે છે. લોકશાહી માટે સત્તાધારી જૂથ કે વર્ગ ખતરનાક ગણાય. સત્તા પરથી ઊતરેલાને ગમે ત્યાં ઉચ્ચ સ્થાન આપવું જોઇએ એવો ત્યાં કોઇ વિચાર કરતું નથી. ચૂંટણીમાં હારેલાઓ ને જીતેલાઓ સામાન્ય રીતે પોતાના મતવિભાગને વળગી રહે છે ને પ્રજા સાથેના સંબંધો દૃઢ કરે છે. કટોકટીને વખતે ત્યાં સંયુક્ત સરકાર રચી શકાય છે, તેનાં જે કારણો તપાસીએ તો રાષ્ટ્રીય ભાવનાની સર્વોપરિતા અને અતિ મહત્ત્વના પ્રશ્નો વિશેની એકમતી મુખ્ય ગણાય. બ્રિટનના કાયદાઓ તથા સામાન્ય માનવીની સ્થિતિનું અવલોકન કરીએ અને રાજકીય પક્ષોનાં જાહેર-નામાઓ વાંચીએ ત્યારે આપણને તરત સમજાય કે રૂઢિચુસ્ત કટ્ટર કહેવાતો પક્ષ ખરેખર રૂઢિચુસ્ત નથી અને કામદાર કહેવાતો પક્ષ સમાજવાદી નથી. કલ્યાણ-રાજ્યનો આદર્શ અને લોકશાહી પ્રત્યેની નિષ્ઠાને કારણે બે વિરોધી પક્ષો વચ્ચે બહુ મોટું અંતર નથી.

બ્રિટનની પરિસ્થિતિ વિશિષ્ટ છે. દેશ નાનો છે, વસતિ વધારે છે. ૯૩,૧૦૦ ચોરસ માઈલમાં ૫ કરોડ ૨૦ લાખ જેટલા માણસો રહે છે. દર ચોરસ માઈલે ૫૪૮ માણસો જેટલી ગિરદી છે. ફ્રાન્સ કરતા, અર્ધાથી ઘણો ઓછો વિસ્તાર અને વસતિ એક કરોડ જેટલી વધારે. બ્રિટનમાં ઔદ્યોગિક યુગનો પ્રારંભ અને સામ્રાજ્યનો વિસ્તાર એ જેમ પરસ્પર સંબંધ ધરાવે છે તેમ બ્રિટિશ પ્રજાના જીવનધોરણના વિકાસનું પણ છે. અંગ્રેજોને નેપોલિયને 'વ્યાપારી પ્રજા' કહી હતી, આજે પણ એ જ સાચું છે. આ પ્રજામાં ક્ષત્રિયના ગુણો છે. અનેક યુદ્ધો એ લડી છે ને જીતી છે. કલા, સાહિત્ય, ધર્મ, તત્ત્વજ્ઞાનમાં એનો ફાળો ઓછો નથી, છતા એનો પાયો વ્યાપાર–ઉદ્યોગની ભૂમિમાં છે એમ કહેવું જોઈએ. એની રાજકારણી પટુતા–મુત્સદ્દીગીરી પણ આ કારણે વિકસી છે. બીજા વિશ્વયુદ્ધ પછી બ્રિટન મહાસત્તા રહ્યું નહિ એ એની મર્યાદિત કુદરતી નબળાઈઓનું જેમ સૂચક છે, તેમ એ પ્રજા છેક પડી–મરી ન ગઈ, દુનિયાના રાજકારણમા મહત્ત્વનો ભાગ ભજવતી રહી અને અણુ–હાઈડ્રોજન બૉમ્બ પણ બનાવતી થઈ શકી તે એના ખમીરની ને કુશળતાની સાબિતી પૂરી પાડે છે. આપણે ત્યાં ખાનગી ને સરકારી વ્યાપાર–ઉદ્યોગનાં ક્ષેત્રોની ચર્ચા થાય છે. ખાનગી સાહસના સમર્થકો અમેરિકા ને પશ્ચિમ જર્મનીનો દાખલો આપે છે. બીજા છેડાના અંતિમવાદીઓ ચીન–રશિયાની સિદ્ધિ વર્ણવે છે, પરંતુ વાસ્તવિક રીતે જોઈએ તો સિદ્ધિને વરેલા દરેક દેશે પોતાની મુશ્કેલી પોતાની પદ્ધતિએ જ ઉકેલી છે ને કોઈનું આંધળું અનુકરણ કર્યું નથી. બ્રિટનની પરિસ્થિતિમાંથી આ જ્ઞાન સ્પષ્ટ રીતે મળી રહે છે.

બ્રિટનમાં રેલવેનું રાષ્ટ્રીયકરણ થયેલું છે. નહેરોનું પણ થયેલું છે. વિમાની વ્યવહારનું પણ એમ જ છે. વીજળી અને ગેસ પણ રાષ્ટ્રની માલિકીનાં છે. ત્યાંની રાષ્ટ્રીય વીમાયોજના જાણવા જેવી છે. માંદગીમાં, પ્રસૂતિમા, બેકારીમાં, ઔદ્યોગિક અકસ્માતમા, વૈધવ્યમા, ઉપરાંત, અનાથ બાળકોને અને વૃદ્ધોને આ યોજના દ્વારા રાહત મળે છે. તબીબી

સેવાનું પણ રાષ્ટ્રીયકરણ થયેલું છે. આ સમાજવાદી ધોરણનો અશત સ્વીકાર નથી તો બીજું શુ છે? રાષ્ટ્રીય વીમાયોજના ૧૯૧૮મા શરૂ થઈ ત્યારે તેમા સાડાસત્તર કરોડ પાઉન્ડનુ ખર્ચ થશે એમ ધારવામા આવ્યુ હતું. ૧૯૫૯મા એ અદાજ ૭૪ કરોડ પાઉડ સુધી પહોચ્યો છે। બ્રિટનની પ્રજાનુ ઉચ્ચ જીવનધોરણ, આ સામાજિક સેવાની જવાબદારીઓ, યુદ્ધસાધનો, જેમા અણુ અને હાઇડ્રોજન બૉમ્બ પણ આવી જાય તેનુ ખર્ચ, સરક્ષણકાર્યમા યુરોપની નેતાગીરી, નાટો, સીઆટો ને સેન્ટો કરારનુ સભ્યપદ, આ બધુ આકરો બોજો બની રહે એ સ્પષ્ટ છે. આ માટે બ્રિટિશ પ્રજા કરવેરા આપે છે અને ખૂબ ખૂબ માલ ઉત્પન્ન કરી વિદેશોની બજારોમા ઠાલવે છે.

બ્રિટનનો નિકાસવેપાર યુદ્ધ પહેલા હતો તે કરતા બમણો થયેલો છે, આયાત પણ વધી છે. બ્રિટનની આર્થિક પરિસ્થિતિમા 'નિકાસ કરો અથવા મૃત્યુ પામો' એ સૂત્ર વાસ્તવિક બની ગયુ છે. અલબત્ત, મારા જેવા અર્થકારણના અતિ સામાન્ય અભ્યાસીને તો એમ થાય કે બ્રિટન જ્યારે પોતાના સામ્રાજ્યનો મોટો ભાગ ગુમાવી બેઠુ છે, જે હાથમા છે તે પણ ધીમે ધીમે સરી જાય એવા સયોગો છે, આફ્રિકામા વહેલેમોડે આગ લાગશે અને પશ્ચિમ એશિયામા તો લાગેલી જ છે ને કેટલુક બળી પણ ગયુ છે ત્યારે આજનુ જીવનધોરણ કેટલો કાળ એ ટકાવી શકશે? વિદેશી બજારોમા ક્યા સુધી એ માલ મોકલી શકશે? અમેરિકાની સહાય પણ ક્યા સુધી મળશે? સમગ્ર અર્થતત્ર કૃત્રિમ પાયા પર તો નથી ઊભુ ને? પરતુ આ દૃષ્ટિએ તો જે બ્રિટન માટે સાચુ છે તે બીજા ઘણા દેશો માટે પણ સાચુ જ છે.

બ્રિટિશ પ્રજા પોતાનુ જીવનધોરણ ટકાવી રાખવા માટે કાળજાતોડ મહેનત કરે છે એમ કહીએ તો ખોટુ નથી બ્રિટનના વિદેશી રોકાણો, તેની અને અમેરિકાની રાષ્ટ્રીય આવકની સરખામણીમા, ત્રણથી ચાર ગણા વધારે છે, પરતુ તેનુ આર્થિક ઉપાર્જન ઓછુ ને ઓછુ થતુ જાય છે. અલ્પવિકસિત દેશોનો વિકાસ, ત્યાના કાયદાઓ, સામાન્યના

વિસ્તારમાં ઘટાડો અને બીજા દેશો સાથેની સ્પર્ધાને કારણે આવી સ્થિતિ પેદા થયેલી છે. બ્રિટનનો સૂર્ય જ્યારે સર્વત્ર તપતો હતો અને એ જગતની મહાસત્તા હતું ત્યારે તેની આયાતના ૩૦ ટકા જેટલી આવક વિદેશી રોકાણમાંથી મળી રહેતી હતી. પહેલા વિશ્વયુદ્ધ વખતની આ વાત છે. આજે એ આવક માત્ર બે જ ટકા હિસ્સો પૂરે છે.. પણ આ પ્રજા હજી ત્રાગી-નથી,-થાકી-નથી, હારી નથી. પરિસ્થિતિ અનુસાર પરિવર્તન આણવાની તેની શક્તિ અજબ પ્રકારની છે. આજે ત્યાં વિજ્ઞાનનું શિક્ષણ આશ્ચર્યકારક ગતિએ વધી રહ્યું છે. જગતની બજારો વિકસાવવા નવા ને નવા માર્ગો શોધાયા કરે છે. પૂરા સમય માટેનાં કામોમાં રોકાયેલાની સંખ્યા ૧૯૫૬માં અઢી કરોડથી વધારે હતી, આજે એમાં વધારો થયો છે, આપણે ત્યાં તો કરોડો લોકો માટે મુદ્દલ કામ નથી, બીજા કરોડો અર્ધબેકાર છે!

બ્રિટન જેવા મહાન દેશને માટે પાંચ દિવસનું રોકાણ અને લંડન તથા આસપાસનું જ માત્ર પરિભ્રમણ બહુ ઓછું ગણાય, પરંતુ આમાં અમારી પસંદગી ચાલે એમ નહોતી. તા. ૨૦મીની સાંજે અમે લંડનને સલામ કરી, ત્યાંથી વિદાય લઈ ન્યૂયોર્ક થઈ વોશિંગ્ટન જવા માટે ઊપડયા. મુંબઈથી કેરો સુધી અમે લાંબી સફર કરેલી, પરંતુ યુરોપમાં દાખલ થયા પછી તો માત્ર કલાક-દોઢ કલાકના પ્રવાસમાં અમે એકથી બીજા દેશમાં પહોંચી જતાં હતાં. આપણા દેશને કેટલાક લોકો ઉપખંડ કહે છે અને આપણે એક પ્રજા નહિ, પણ ઘણી પ્રજાઓનો સમૂહ હોઈએ તેમ ઓળખે છે એમાં એમનો દોષ નથી. આપણે જેટલા સમયમાં એકથી બીજા પ્રાંતમાં કે પ્રદેશમાં જઈએ તેટલા સમયમાં ત્યાં બીજા દેશમાં જઈ શકાય. હજારો વર્ષનો આપણો ઇતિહાસ, ક્રમેક્રમે વિકસેલી આપણી સંસ્કૃતિ, કાશ્મીરથી કન્યાકુમારી અને દ્વારકાથી જગન્નાથપુરી સુધીના આપણી ધાર્મિક એકતા વગરેનો જેમને પરિચય ન હોય તેઓ આપણને ભિન્ન ભિન્ન પ્રજાઓનો સમૂહ તથા ઉપખંડ માને એ સ્વાભાવિક છે. આપણા દેશમાં અનેક

બોલીઓ છે ને ૧૪ મુખ્ય ભાષાઓ છે, પણ અમેરિકા–યુરોપના ઘણા લોકોને મન તો આપણે ત્યાં મેંકડો ભાષાઓ છે! ધર્મોનો પણ પાર નથી! યુરોપ–અમેરિકામા આ વિશે અનેક પ્રશ્નો અમારી સામે આવતા હતા. જવાબ આપવામા યુરોપનું દષ્ટાંત અમને બહુ ઉપયોગી થઈ પડતું હતું.

યુરોપના જે દેશોની અમે ઝાખી કરી તેની સાથે આપણો પરિચય વિશેષ છે, કષ્ટક ઊંડો પણ છે, છતા અમેરિકા ને રશિયાની સમૃદ્ધિ તથા શકિત પાસે યુરોપના દેશો ઝાખા પડી ગયા હોવાથી એમની સરખામણીમાં પણ આપણે કેવા કગાળ અને નિર્બળ છીએ તે ઘણી વાર ભૂલી જવાય છે. આપણા દેશને મહાન નેતાઓ મળ્યા છે. ગાધી, નહેરુ ને સરદાર ઉત્તુગ શિખરો જેવા છે. આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિ અને ધર્મતત્ત્વજ્ઞાનનો વારસો પણ ભવ્ય છે. આ કારણે આપણે મોટા દેખાઇએ છીએ, પણ વાસ્તવમા તેમ નથી. કેવળ લશ્કરી ને આર્થિક તાકાતની જ વાત નથી, કઇ બાબતમાં આપણે આગળ છીએ તે શોધવુ પડે એવી આપણી સ્થિતિ છે. વિદેશના લોકો સાથે નક્કર હકીકતો અને આકડાઓથી વાતો કરવા માટે દુનિયાના મુખ્ય દેશોની સરખામણીમા આપણા દેશની સ્થિતિ હું તપાસતો હતો ત્યારે માત્ર એક બાબતમા આપણે સૌથી આગળ હતા. ઢોરોની સખ્યાની બાબતમા! પરતુ અફસોસ, એમાય હાડપિંજરોની સંખ્યા જ વધારે હતી! દૂધનુ ઉત્પાદન આપણું કેટલું કંગાળ!

જે પાંચ દેશોનુ અમે ઊડતુ અવલોકન કર્યું તેમા સ્વીટ્ઝરલેન્ડ બહુ નાનો દેશ છતા તેની સમૃદ્ધિ આજી નાખે એવી. એ દેશને બાજુએ રાખી બાકીના ચાર એટલે કે ઈટાલી, જર્મની, ફ્રાન્સ અને બ્રિટનને એક સાથે લઇએ તો તેમનો વિસ્તાર ૫,૧૭ ૩૭૦ ચોરસ માઈલ અને વસતિ કુલ ૧૯,૫૨,૭૯,૦૦૦ની છે આની સામે આપણા દેશનો વિસ્તાર ૧૨,૬૯,૬૪૦ ચો માઇલનો અને વસતિ ૩૯ કરોડથી વધુ છે. આપણે ઘણીવાર આર્થિક અવદશાની બાબતમા વસતિના વધારાને આગળ ધરીને બચાવ શોધીએ છીએ આપણાં સાધનોની સરખામણીમા વસતિ વધારે

છે જ. રશિયા, ચીન અને અમેરિકા આપણાથી વધુ વિસ્તાર ને સરખામણીમાં ઓછી વસતિ ધરાવે છે, પરંતુ યુરોપના દેશો તથા જાપાન વિષે આમ કહી શકાય એવું નથી. યુરોપના ચાર જે દેશોનો અહીં ઉલ્લેખ કર્યો છે એમના કરતાં માથાદીઠ જમીન આપણી પાસે વધારે છે. આ ચારમાં પણ વિસ્તારમાં ફ્રાન્સ ઘણો મોટો દેશ છે. બીજું સ્થાન ઇટાલીનું છે. એમની સરખામણીમાં પશ્ચિમ જર્મની અને બ્રિટન ઘણા નાના અને વધુ વસતિવાળા દેશો છે. આ દેશોનાં અંદાજપત્રો, ઉત્પાદન, આયાત-નિકાસ, અનામત ભંડોળ, ખુશકી, તરી ને હવાઈ સેના વગેરેના આંકડાઓ વાંચીએ ત્યારે આપણે હજી કેટલો લાંબો પંથ કાપવાનો બાકી છે તે સમજાય. અમેરિકાની ચર્ચા હવે પછીના લેખોમાં કરવી છે, પરંતુ યુરોપના આ દેશો પાસે પણ આપણે ઘણા નબળા છીએ.

આપણી આર્થિક નબળાઈનું સૌથી મોટું કારણ ૧૫૦-૨૦૦ વર્ષની ગુલામી છે તે ખરું છે. આખી દુનિયામાં ઔદ્યોગિક યુગ શરૂ થયો ત્યારે આપણે ગુલામ હોવાને કારણે પ્રગતિકૂચમાં સામેલ થઈ શકયા નહિ, પરંતુ બ્રિટિશ સત્તાની ગુલામી આવ્યા પહેલાં પણ ઘણાં વર્ષોથી આપણે તાકાત ગુમાવી દીધી હતી. એવી સ્થિતિમાં આપણે સ્વતંત્ર હોત તો યે યંત્રયુગનો પૂરો લાભ ઉઠાવી શકત કે કેમ તે શંકા છે. બ્રિટિશ રાજઅમલ દરમિયાન આપણું શોષણ થયું. પરાધીનતાને કારણે ઘણા દુર્ગુણો પણ આપણામાં આવ્યા, પરંતુ આ કાળની કેટલીક ઊજળી બાજુ પણ છે એમ વિદેશમાં જઈએ છીએ ત્યારે સમજાય છે. આપણી લોકશાહી એ બ્રિટિશ વારસો છે એની કેમ ના પાડી શકાય? દુનિયા સાથેના આપણા સંપર્ક માટે પણ તેને યશ આપવો જોઈએ. સત્તાનું પરિવર્તન શાંતિથી થયું તેમાં અંગ્રેજોનો હિસ્સો પણ છે. સ્વાતંત્ર્ય પછી બ્રિટન સાથે આપણે મૈત્રીનો સંબંધ કેળવી શકયા એમાં આ લાભોની અસર હોવી જ જોઈએ. યુરોપના બીજા દેશોમાં બ્રિટન સાથેની આપણી મૈત્રી અને રાષ્ટ્રસમૂહનું આપણું સભ્યપદ આજેય આશ્ચર્ય ઉપજાવે છે. લંડનમાં આપણે પોતાના દેશમાં હોઈએ એવો

કંઇક અનુભવ કરીએ છીએ તેનું કારણ પણ વર્ષોનો આ સંપર્ક અને બ્રિટનની કેટલીક ઉચ્ચ પ્રણાલિકા હશે એમ જરૂર કહી શકાય

અમને વારંવાર એમ થતું હતું કે આ દેશોએ આટલી બધી પ્રગતિ કરી તેનું રહસ્ય શું હશે? જે ચાર દેશોની અહીં વાત કરીએ છીએ તે દરેકની સ્થિતિ આ રીતે નિરાળી છે બ્રિટનની પ્રગતિમાં એની પાસે વિશાળ સામ્રાજ્ય હતું અને આજેય છે તેનો ઘણો હિસ્સો. ફ્રાન્સ પાસે કુદરતી સાધનો ઘણાં અને સામ્રાજ્ય પણ ઘણું મોટું. ઇટાલી પ્રમાણમાં ઓછું સમૃદ્ધ છે, એની કુદરતી સંપત્તિ અને થોડુંક સામ્રાજ્ય. જર્મની પાસે કુદરતી સંપત્તિ ને સામ્રાજ્ય પ્રશ્ન એ થાય છે કે આ દેશો પાસે નાની કે મોટી વસાહતો આવી જવાથી જ એમણે પ્રગતિ સાધી? જવાબ 'ના'માં આપવો પડે એવી સ્થિતિ છે એટલું ખરું કે બીજા દેશોને તેઓ ગુલામ ન બનાવી શક્યા હોત તો સમૃદ્ધિનો આટલો વિકાસ થાત નહિ, પરંતુ તેઓએ નાના-મોટા સામ્રાજ્યો જમાવ્યા હોવા છતાં પરિશ્રમ કરવામાં ને નવી નવી શોધો કરવામાં કદી પાછળ પડ્યા નથી—તેની નોંધ લેવી જોઈએ દુનિયાના બીજા દેશો ને પ્રદેશો પચાવી પાડવામાં એમને કેટલા જોખમો ખેડવા પડ્યા ને કેટલા કાવતરાં કરવા પડ્યાં એ વાત બાજુએ રાખીએ તોય પોતાનો કબજો ચાલુ રાખવા તથા ઉત્પાદન વધારી વધારી એ બજારોમાં ઠાલવવામાં એમણે અસાધારણ પરિશ્રમ કર્યો છે એમાં શક જ નથી આ પ્રજાઓનું જીવનધોરણ ઘણું ઊંચું આવ્યું છે અને તેઓ સુખસાહ્યબીમાં પણ રહે છે છતાં સખત મહેનત અને નવું શોધવાની વૃત્તિ એમણે ગુમાવ્યા નથી એ જ એમની પ્રગતિનું પ્રધાન કારણ અમને લાગ્યું છે

ઇટાલી અને જર્મનીએ લડાઈમાં કેટલું સહન કર્યું છે? એ બંને હારેલા દેશો જર્મની પર તો કારમા ઘા પડ્યા છે ને તેના ભાગલા પણ પડી ગયા છે ફ્રાન્સ માથે લડાઈ દરમિયાન અને તે પછી કેટલું વીત્યું છે! બ્રિટને બીજા વિશ્વયુદ્ધ પછી કેટલા બધા દેશો ગુમાવી દીધા! આવી

સ્થિતિમાં પણ આ દેશો વીજળીની ઝડપે આગળ વધે છે તેનું મુખ્ય કારણ પ્રજાની પુરુષાર્થશક્તિનું છે એવી અમારા પર છાપ પડી છે. અમેરિકાની સહાયનો હિસ્સો જરૂર છે, પરંતુ આપણે ત્યાં કેટલાક લોકો માને છે તેમ મુક્ત સાહસને કારણે જ ત્યાં પ્રગતિ થઈ છે તે સાચું જણાતું નથી. આ પ્રજામાં વૈજ્ઞાનિક દૃષ્ટિ ખીલેલી છે. ત્યાં હજારો–લાખો વિવિધ વિષયોના નિષ્ણાતો છે. લડાઈને કારણે તેઓ જેમ ઘવાયા છે તેમ વધુ સાહસિક પણ બન્યા છે. વિપરીત પરિસ્થિતિમાં, મુસીબતોની વચ્ચે અને ગતદિવસ એક કરીને કેમ કામ થઈ શકે તે તેઓ જાણે છે ને તેથી ટેવાયેલા પણ છે. પશ્ચિમ જર્મનીની અદ્ભુત પ્રગતિમાં જર્મન પ્રજાના સ્વભાવગત ખમીર અને જ્ઞાનનો હિસ્સો સૌથી વધારે છે.

આપણી સરખામણીમાં આ દેશોમાં સરકારી નિયંત્રણો ઓછાં છે તે ખરું, સરકારી વહીવટ પણ ઝડપી ને પ્રમાણમાં શુદ્ધ, દખલગીરી ને વિલંબનું પ્રમાણ નહિવત્, લોકો પર રાજ્યનો વિશ્વાસ ઘણો વધારે, અમલદારશાહી જેવું બહુ ઓછું દેખાય, આર્થિક વિકાસમાં આવી સ્થિતિનો હિસ્સો છે જ, પરંતુ બીજી બાજુ પ્રજાની પ્રામાણિકતા, કાર્યદક્ષતા, રાષ્ટ્રીયતા, પરિશ્રમ કરવાની શક્તિ ને વૃત્તિનું પ્રમાણ પણ આપણી સરખામણીમાં ઘણું વધારે, ઘણું ઊંચું. આપણે ત્યાં વિકાસની મંદ ગતિ માટે ઉદ્યોગપતિઓ, વ્યાપારીઓ ને સામાન્ય પ્રજા સરકારને દોષ આપે અને સરકાર દોષનો ટોપલો એમના શિરે મૂકે એવી હાલત છે. વાસ્તવમાં બન્ને દોષભાગી છે, પરંતુ એ સ્વીકારવાની તૈયારી અને તેમાંથી મુક્ત થવાની તીવ્ર લાગણી હજી દેખાતી નથી. વહીવટ સાથે સંબંધ ધરાવતી ઘણી બાબતો આ પ્રવાસમાં અમને જોવા–અનુભવવા મળી છે, પરંતુ તેની ચર્ચા અમેરિકાના વર્ણન વખતે કરવાનું યોગ્ય ગણાશે, કારણ કે ત્યાં અમે કંઈક નિરાંતથી અને વધુ પ્રમાણમાં જોઈ જાણી શક્યાં છીએ.

યુરોપના બધા દેશો જોવાનું અમારાથી બની શકે નહિ, પરંતુ આ પ્રવાસમાં પૂર્વ ને પશ્ચિમના નાના મોટા દેશો વિષે અમે જાણ્યું

ઘણુ. પૂર્વ યુરોપના સામ્યવાદી દેશો ગુનામોની છાવણી હોય એવી અસર પશ્ચિમી જૂથના દેશોમાં દેખાય છે. અમેરિકાના લોકો તો પૂર્વ યુરોપને મોટુ કારાગાર જ માને છે. રાજકીય દૃષ્ટિએ જોઇએ તો યુરોપમા ધીમે ધીમે બે ભાગ પડતા જાય છે રશિયા અને પૂર્વ યુરોપના સામ્યવાદી શાસનના પશ્ચિમી જૂથના દેશોમા બે પ્રકારે પ્રત્યાઘાતો પડયા છે. એક માન્યતા એવી છે કે સામ્યવાદી દેશોમા સર્વસત્તા રાજ્યના હાથમાં હોય છે. આમા પણ પક્ષ અને પછી જૂથ સાચી સત્તા ધરાવે છે, વ્યક્તિનુ સ્વાતંત્ર્ય વ્યવસ્થિત પ્રચાર અને દમન દ્વારા ત્યા હણી નાખવામા આવે છે. આનો પ્રત્યાઘાત પશ્ચિમ યુરોપમા વ્યક્તિના સ્વાતંત્ર્યને તથા સાહસને જે પક્ષ અને જે માણસ મહત્ત્વ આપે તેને લોકપ્રિય બનાવવામા પડયો છે બીજો પ્રત્યાઘાત કામદારો ને મધ્યમવર્ગના લોકોની સ્થિતિ સુધારવામા પડયો છે. રૂઢિચુસ્ત ને મૂડીવાદી લોકો તથા પક્ષોને ખાતરી થઇ છે કે જો કામદારો તથા મધ્યમવર્ગ અસંતુષ્ટ રહેશે તો સામ્યવાદ આવ્યા વિના રહેશે નહિ. આ કારણે યુરોપના પશ્ચિમી જૂથના દેશોમા કલ્યાણ–રાજ્યની ભાવનાનો ઘણો વિકાસ થયો છે સામ્યવાદ અને મૂડીવાદ વચ્ચેનો આ મધ્યમ માર્ગ છે એમ કહેવામા હરકત નથી. 'સમાજવાદ' શબ્દનો ઉપયોગ કર્યા વિના તેઓએ એ દિશામા સંતોષજનક પ્રયાણ કર્યુ છે

અમેરિકા સાથેના સંબંધની આ દેશો પર શી અસર થયેલી અમને જણાઇ તે પણ અહીં નોંધવુ જોઇએ વ્યક્તિસ્વાતંત્ર્યમા અમેરિકા સૌથી આગળ, કંઇક જોખમી ગણાય એટલુ આગળ છે, રાજ્ય કે પક્ષ પર નહિ, પરંતુ યુરોપની સામાન્ય જનતા પર તેની ઘેરી અસર પડી છે અને દિવસે દિવસે વધતી જતી હોય એમ લાગે છે અમેરિકાના લોકોની, ખાસ કરીને યુવક–યુવતીઓની રહેણીકરણી ~~જાણેઅજાણ્યે યુરોપીય પ્રજા પર અસર કરે છે. આ~~ વિષે રૂઢિચુસ્ત લોકો કંઇક ચિંતાતુર પણ છે રાજ્ય અને રાજ્યકર્તા પક્ષો પર વળી જુદી જ અસર દેખાય છે. યુરોપના દેશોમા સામ્યવાદ પ્રસરે નહિ ને

માટે અમેરિકા ત્યાં અઢળક નાણાં અને સાધનસામગ્રી ઠાલવે છે લડાઇ પછીનાં થોડાં વર્ષો આ દેશો ઘણા ભયભીત હતા એમની આર્થિક ને લશ્કરી હાલત પણ ચિંતાજનક હતી રૂઢિચુસ્ત પક્ષોએ આજના જેટલું બળ ત્યારે મેળવ્યું નહોતું આ કારણે અમેરિકાનું વર્ચસ્ ત્યાં વધુ પ્રમાણમાં સ્વીકારાતું હતું હવે આ સ્થિતિમાં પલટો આવી રહ્યો હોય એમ લાગે છે વિશ્વયુદ્ધના ઘાવ રુઝાયા છે સમૃદ્ધિ ને શક્તિમાં વધારો થયો છે રૂઢિચુસ્તો તાકાતવાન બન્યા છે, ઉદ્દામો કંઇક દબાયા છે રશિયાએ વધુ પ્રદેશ મેળવવાની નીતિ છોડી દીધી છે અથવા તેને છોડવી પડી છે એવી અસર વ્યાપક બનતી જાય છે ત્રીજા વિશ્વયુદ્ધનો ભય ઘણો ઓછો થયો છે અને સૌ એમ માનવા લાગ્યા છે કે રૉકેટ અને અણુયુગમાં નજીક-દૂરનો ભેદ નાશ પામ્યો છે આવાં કારણોસર યુરોપના દેશોની મનોવૃત્તિ—અમેરિકાનું-વર્ચસ્—ઓછું—કરવા-તરફ વળેલી છે જર્મની ને ફ્રાન્સ જમાનાજૂના વૈમનસ્યને ભૂલવા લાગ્યા છે ને પોતાનો પ્રભાવ વધારવા માગે છે તેનાં આ કારણો છે રાષ્ટ્રાભિમાન ફરીને જોર કરવા લાગ્યું છે

જેમ સામ્યવાદી દેશો તથા અમેરિકા સાથેના સબંધોની અસર પશ્ચિમ યુરોપના દેશો પર પડી છે તેમ રશિયા વગેરે પર પણ એમની અસર પણ પડેલી જ છે રશિયામાં સ્વાતંત્ર્યની આછીપાતળી હવા દેખાય છે સમાધાનની વૃત્તિ દેખાય છે એકબીજા દેશો સાથેના સબંધો વધારવામાં આવે છે તેનું એ જ કારણ છે કોઇ પણ પ્રજાને લાંબા સમય સુધી જગતના પ્રવાહોથી અલિપ્ત રાખી શકાતી નથી હું જ્યારે રશિયામાં હતો ત્યારે મેં જોયું હતું કે નવી પેઢી પર સામ્યવાદની ઘેરી અસર પડેલી છે કરોડો લોકો એ પદ્ધતિને વરી ચૂકેલા છે એમ માનવામાં હરકત નથી બીજી બાજુ આ નવી પેઢી બહારની દુનિયા જોવા-જાણવા પણ બહુ ઉત્સુક છે એમના મનમાં એવું પણ છે કે બીજી પ્રજા સાથે તેઓ ભળશે તો એ પ્રજાની એમના પર અસર થશે તે કરતાં વધુ અસર એમની જ એ પ્રજા પર થશે, આવો આત્મવિશ્વાસ ત્યાં જાગ્યો છે જેવી સ્થિતિ રશિયાની છે તેવી પૂર્વ યુરોપના બીજા

અમેરિકાના પ્રવાસના ૫૬ દિવસના કાર્યક્રમની આછી રૂપરેખા આ નકશો દર્શાવે છે.




દેશોની નથી ત્યાં સામ્યવાદમાં દૃઢતાપૂર્વક માનનારો એક નવો વર્ગ ઊભો થયો છે ખરો, પરંતુ પ્રજાના મોટા સમુદાયની હજી એ સ્થિતિ નથી. આ કારણે રશિયા બહારની દુનિયા સાથે સંપર્ક વધારે છે પરંતુ આ દેશોનો સંપર્ક તો સવિશેષ રશિયા સાથે જ રાખવામાં આવે છે પશ્ચિમ અને પૂર્વના જૂથની આ રીતે પરસ્પર અસર પડયા કરે છે સમગ્ર રીતે જોઈએ તો પશ્ચિમ યુરોપની પ્રજા વધુ પ્રમાણમાં સ્વાતંત્ર્ય ભોગવતી હોવાથી તેના પર વિશેષ અસર પડે છે

યુરોપ અમેરિકા જાપાન વગેરેનો પ્રવાસ કરતાં અમને કંઈ અદ્‌ભુત કે આશ્ચર્યજનક જોવા-જાણવા મળ્યું નથી છતાં નજરે જોવાની અસર કંઈક નિરાળી જ હોય છે એવો અનુભવ થયો છે વાચન અને અભ્યાસથી જે અભિપ્રાયો બંધાયા હતા તેમાં મૂળભૂત ફેર પડયો નહિ પરંતુ જે અભિપ્રાયો-કાચા હતા તે પાકા થયા અને કેટલીક શંકાઓ હતી તે દૂર થઈ અમારી દૃષ્ટિએ આ લાભ કંઈ જેવો તેવો નથી જગતના વિવિધ દેશોના અમારા જેવા સામાન્ય લોકોને મળવાથી જે મળ્યું તેનું તો મૂલ્ય થઈ શકે એમ નથી પરંતુ તે તો પ્રવાસને અંતે જ કહેવાનું યોગ્ય ગણાશે મુંબઈથી વૉશિંગ્ટન પહોંચતાં વચ્ચે અમે ૨૪-૨૫ દિવસ વચ્ચે ગાળ્યા આ દિવસો અત્યંત આનંદમાં ને જ્ઞાનપ્રાપ્તિમાં ગયા મુંબઈ છોડતી વખતે વતન છોડવાની લાગણી મનમાં થઈ હતી લંડન છોડતી વખતે વળી જુદા પ્રકારની લાગણી અનુભવી અમારા પ્રવાસનું નિમિત્ત અથવા તો તેનું મુખ્ય કારણ તો અમેરિકાનું જ હતું યુરોપમાં અમે એકલા મનફાવે તેમ ફરતા હતા અમેરિકામાં અમને વધુ સગવડો ને માર્ગદર્શન મળવાનાં હતાં અમેરિકા માટે શરીર-મનને તૈયાર કરીને અમે રાતના વિમાનમાં લંડનથી ઊપડ્યા વચ્ચે આયર્લૅન્ડની ધરતી પર અને કૅનેડાની ધરતી પર થોડો સમય થોભીને સવારમાં અમે ન્યૂયૉર્ક પહોંચી ગયા એ વખતે તો ન્યૂયૉર્કનું વિમાની મથક જ અમે જોયું કારણ કે અમારા પ્રવાસનો આરંભ વૉશિંગ્ટનથી અમેરિકાના પાટનગરથી, થવાનો હતો પ્રવાસનો વિગતવાર કાર્યક્રમ પણ ત્યાં જ ઘડાવાનો હતો

## ૧૧. અમેરિકામાં

ન્યૂયોર્કના બે વિમાની મથકોએ અમને અમેરિકાના વિકાસનુ ને એની વિપુલતાનુ આછુ દર્શન કરાવી દીધુ દુનિયાનું કદાચ મોટામા મોટુ એ વિમાની મથક. રાત ને દિવસ ત્યાથી અમેરિકામા ને દુનિયાના બીજા ભાગોમા અનેક વિમાની કપનીઓના વિમાનો ઊડયાં કરે છે લાઉડ સ્પીકરો દ્વારા એની જાહેરાતો ચાલ્યા જ કરતી હોય છે. વિમાની મથકમા યાત્રિક સાધનોનો પાર નથી. 'અમેરિકામા તો બટન દબાવવાથી જ બધું મળે' એનો અનુભવ અમે ત્યાથી જ શરૂ કર્યો. અલબત્ત, બટન દબાવતા પહેલા કોટના બટન ખોલી, અંદરના ગજવામાંથી પાકીટ કાઢી તેનું વજન ઓછુ કરવુ પડે! 'પૈસા ખર્ચ્યા સિવાય તમે કઈ જ મેળવી શકો નહિ અને પૈસા હોય તો કઈ મેળવવાનુ મુશ્કેલ નહિ', થોડીક અતિશયોક્તિ સાથે એ દેશ વિશે એવુ કહી શકાય જાતજાતના પીણાઓ, ચોકલેટ, બિસ્કિટ વગેરે, ટપાલની ટિકિટો, નાણાનુ પરચુરણ–આ બધું તો બટન દબાવતા મળે, પરતુ તસવીરો પણ એ જ રીતે પડાવી શકય અને વિમાની પ્રવાસનો વીમો પણ કોઈની મદદ વિના બટન દબાવવાથી ઉતરાવી શકાય! ન્યૂયોર્ક શહેર જોવાનો ત્યારે અમને અવકાશ મળ્યો નહિ વિદેશ કચેરીના એક પ્રતિનિધિએ અમને વિમાન બદલવામ મદદ કરી અને વોશિંગ્ટનમા અમારે કોને મળવાનું છે, કયા ઊતરવાનુ છે, કાર્યક્રમ કેમ ગોઠવવાનો છે વગેરે બાબતોની સમજ પાડી. અમને અનુભવ થયો કે હવે અમે માત્ર પ્રવાસી નથી રહ્યા, પરતુ મહેમાન બન્યા છીએ!

ન્યૂયોર્કથી ઊડી ૨૦૫ માઈલ સુધી નીચેની દુનિયાનુ નિરીક્ષણ કરતાં

લંડન સુધીમાં, બદલાતા સમયને કારણે, અમને સાડાપાંચ કલાકનો લાભ થયો હતો, હવે તેમાં બીજા પાંચ કલાકનો ઉમેરો થયો ! આપણી સાંજ એ ત્યાંની સવાર, એવી સ્થિતિ પેદા થઈ અમે બાળકો ને સ્વજનોને એ રીતે યાદ કરતા હતા વૉશિંગ્ટનમાં પણ અમારી સારસંભાળ લેનારાઓ હતા બીજા વિદેશી પ્રવાસીઓમાં અમારી સાથે યુગોસ્લાવીઆના એક પત્રકાર પણ હતા, પરંતુ અમારો ને એમનો કાર્યક્રમ નિરાળો હતો અમે પહેલેથી જ અમેરિકાના પ્રજાજીવનના બધા પાસાઓ જોવાની ઇચ્છા વ્યક્ત કરી હતી, એમનો રસ મુખ્યત્વે ખેતીવાડીનો હતો અમારે માટે જે હોટેલ મુકરર થઈ હતી ત્યાં અમે પહોંચી ગયા વિદેશકચેરીના અધિકારી સાથે બપોર પછી વાત કરવાની હતી એટલે સવારનો સમય વ્યવસ્થિત થવામાં અને પ્રથમ દષ્ટિએ વૉશિંગ્ટનનું અવલોકન કરવામાં ગાળ્યો. એ શહેરનો એકેએક ભાગ ઝીણવટથી તો અમે પછી જોયો, પરંતુ પ્રથમ દર્શને એનું ખૂબ આકર્ષણ થયું. સ્વચ્છ, શાંત ને વ્યવસ્થિત આ નગર જોઈને, રાજવહીવટ માટે આવું જ વાતાવરણ જોઈએ એમ અમને લાગ્યું. ન્યૂયૉર્ક ને શિકાગોથી વૉશિંગ્ટન તદ્દન નિરાળું છે. શહેરની બાંધણી ગમી જાય એવી છે પોટોમેક નદીના કાંઠે પથરાયેલું આ નગર ઘણું વિશાળ છે વસતિ માત્ર આઠ લાખની, પરંતુ જોવા જાણવાના સ્થળોનો પાર નથી પ્રથમ દષ્ટિએ નજરે ચડી આવે અમેરિકાના હૃદય જેવું કૅપિટોલ, એ પછી પ્રેરણાનો પ્રકાશ રેલાવતા જ્યૉર્જ વૉશિંગ્ટન, અબ્રાહમ લિંકન, થૉમસ જેફરસન વગેરેના સ્મારકો... પણ આ બધું તો નિરાંતે જોવું જોઈએ

અમેરિકાની વિદેશકચેરી સ્વાભાવિક રીતે અનેક વિભાગો અને પેટા વિભાગોમાં વહેંચાયેલી છે. વિવિધ યોજનાઓ દ્વારા વિદેશના જે મહેમાનો ત્યાં આવે છે તેમના પ્રવાસની વ્યવસ્થા પ્રાદેશિક તથા આયોજનિક પેટા વિભાગની કચેરીઓ દ્વારા થાય છે અમને મળેલી સૂચના અનુસાર અમારે એશિયા અને આફ્રિકાના વિસ્તાર માટેની 'ફૉરેન લીડર્સ' બ્રાન્ચની 'આંતરરાષ્ટ્રીય શૈક્ષણિક સેવા'— નામની

કચેરીમા જવાનુ હતુ અમેરિકાના અમારા કાર્યક્રમની સામાન્ય રૂપરખા તો મુબઈમા જ દોરી લેવામા આવી હતી, પરતુ તેની નાનીમોટી વિગતોને આખરી સ્વરૂપ ત્યા આપવાનુ હતુ અને પ્રવાસની સઘળી વ્યવસ્થા પણ ત્યાંથી જ થવાની હતી અમેરિકાનુ આ આમત્રણ સરકારના વિદેશ ખાતા તરફથી હતુ અને જે 'ઓળખપત્ર' આપવામા આવ્યુ હતુ તેમા 'આતરરાષ્ટ્રીય મૈત્રી અને જ્ઞાનમા વૃદ્ધિ' કરવાના હેતુનો ઉલ્લેખ થયેલો હતો આ લાબી પ્રવાસકથાના આરભમા જ કહ્યુ તેમ તે અગે કશુ બધન નહોતુ કશી અપેક્ષા પણ નહેતી • વિદેશ ખાતાના અધિકારીઓ સાથે જે ચર્ચાવિચારણા કરવાની હતી તેનો હેતુ પ્રવાસમા અમને આવશ્યક સહાય અને માર્ગદર્શન આપવાનો હતો કયા ફરવુ, શુ જોવુ, કોને મળવુ, કયા શહેરમા અને પ્રદેશમા કેટલો સમય ગાળવો વગેરે બાબતો અગે આખરી નિર્ણય અમારે જ કરવાનો હતો અમેરિકાના પ્રવાસનુ આકર્ષણ થવામા આ સ્વતત્રતા પણ એક મુખ્ય કારણ હતુ

અમેરિકાની સરકાર અનેક યોજનાઓ દ્વારા વિદેશોના વિવિધ ક્ષેત્રના કાર્યકરો અને અગ્રણીઓને એમના દેશમા નોતરે છે આમા જૂથો કે મડળીઓ પણ હોય છે અને વ્યક્તિઓ પણ હોય છે અમારે કોઈ જૂથમા જોડાવાનુ નહોતુ અમારો કાયક્રમ સ્વતત્ર રીતે ઘડવામા આવ્યો હતો વિદેશ કચેરીના બે અધિકારીઓ શ્રી ડગ્લીસ અને શ્રી મૅગ્ને અમે તે દિવસે બપોરે મળ્યા ત્યારે એમણે અમને ઉમળકાભેર આવકાર આપ્યો અમારા પ્રવાસને લગતા આવશ્યક કાગળો એ પહેના મુબઈની કચેરી તરફથી એમને મળી ગયા હતા આરભમા જ ઔપચારિક ખુશખબર પછી અમે કાર્યક્રમ ઘડવા બેઠા ત્યારે અમે જાણ્યુ કે મુબઈની કચેરીએ અમારો પ્રવાસ ઉપયોગી અને આનદજનક બનાવવા માટે ખૂબ જહેમત ઉઠાવી હતી અમારા રસના વિષયો અગે વૉશિંગ્ટનમા ફરીને પુષ્કળ ચર્ચા થઈ બને અધિકારીઓ વિનયી ને મિલનસાર હોવા ઉપરાત વિદેશીઓની જરૂરિયાતોને પણ સારી રીતે સમજનારા હતા પ્રવાસની

વ્યવસ્થા બાબતમાં અમને ત્યાં નવું જાણવા એ મળ્યું કે આ બધું કોઇ સરકારી કચેરી તરફથી નહિ, પરંતુ સરકારના આ પ્રકારનાં કાજ માટે એક જુદી ખાનગી સંસ્થા સ્થાપેલી છે તે દ્વારા થાય આમ કરવાનો હેતુ આ પ્રવાસને સરકારી અસરથી મુક્ત રાખવાનો હોય

પ્રાથમિક ચર્ચા-વિચારણા પછી અમારે બીજી સંસ્થામાં જવ થયું. એનું નામ 'ગવર્નમેન્ટલ અફેર્સ ઇન્સ્ટીટ્યુટ'. અહીં અમ કાર્યક્રમ અંગે એક અધિકારી નિયુક્ત કરવામાં આવ્યા હતા. બે મુલાકાતે તેઓ અમારા મિત્ર બની ગયા એમ કહીએ તો ખોટું ન તેઓ આ સંસ્થામાં જોડાયા પહેલાં અભ્યાસે અને વ્યવસાયે પત્ર હતા. દેશ, દુનિયા, રાજકરણ અને લોકો વિષે સારું જ્ઞાન ધરાવતા હ અમે પહેલીવાર મળ્યાં ત્યારે એમના મનમાં અમે માત્ર સહેલ કરવા અમેરિકામાં આવ્યાં હોઇએ એવી અસર હતી. તેઓ વારંવાર કહે 'મોટાં શહેરોમાં બહુ દિવસો ગાળવાનો અર્થ નથી, તમારે અમેરિકા અંદરના ભાગોમાં જવું જોઇએ અને લોકોને તેમની કુદરતી સ્થિતિ જોવા જોઇએ.' સંસ્થાઓ અંગે પણ એવી જ સલાહ હતી. ઉપરાં એમનો અભિપ્રાય ઘણાં બધાં શહેરો કે સ્થળો જોવાને બદલે થોડાં પ ચૂંટેલાં સ્થળો વધુ ઊંડાણથી જોવાનો હતો. અમારા રસના વિષયો એમ જાણ્યા અને અમે નક્કી કરી રાખેલો કાર્યક્રમ એમણે જોયો ત્યારે એમનં ભ્રમ ભાગી ગયો. માફી માગીને એમણે કહ્યું : 'ઘણા લોકો અહ સૌંદર્યસ્થળો જોવા ને શહેરોમાં જ વધુ દિવસો ગાળવા આવે છે તે મેં આવું 'ડહાપણ' કર્યું હતું. તમારા રસના વિષયો તથા કાર્યક્રમો અનુસરી હું બધું વ્યવસ્થિત કરી આપીશ.'

અને બીજે દિવસે એમણે સમગ્ર કાર્યક્રમને સુવ્યવસ્થિત કરી અમારા હાથમાં મૂકી દીધો. અમે વિવિધ ક્ષેત્રની અમુક વ્યક્તિઓને મળવા માગતા હતા, અમુક સંસ્થાઓ જોવાની અમારી ઇચ્છા હતી આમાં હોલીવૂડ અને એફ. બી. આઇ.થી માંડીને વર્તમાનપત્રોન

કચેરીઓ અને સેનેટ તથા કોંગ્રેસ સુધીનો સમાવેશ થતો હતો. અમેરિકા ઘણો મોટો દેશ, પાર વિનાની સંસ્થાઓ, અગત્યની વ્યક્તિઓનું પ્રમાણ પણ મોટું, મહત્ત્વના ગણાય એવા શહેરો ને સ્થળો પણ અનેક, એટલે બધું નમૂનારૂપે જ જોવાનું હતું શ્રી મેલ્વીન બર્ગહેમે અમારી જરૂરિયાતને અનુરૂપ જે કાર્યક્રમ ગોઠવ્યો હતો તે જોઈને અમે આનંદ અનુભવ્યો પ્રવાસને અંતે અમે એમને આભારનો પત્ર લખ્યો તેમાં ઔપચારિકતા નહોતી, અંતરની લાગણી જ વ્યક્ત થઈ હતી મુંબઈમાં અને પ્રવાસ દરમિયાન અમને એમ જણાયું કે શરૂઆતમાં દરેક વસ્તુ નક્કી કરવામાં ત્યાંની સરકારી કચેરી ઘણો સમય લે છે વૉશિંગ્ટનમાં અમારા ત્રણ દિવસ એમાં ગયા હતા, પરંતુ તે પછી બધું ખૂબ જ વ્યવસ્થિત અને સુંદર રીતે ગોઠવાઈ જાય છે અમને આ પ્રવાસમાં કોઈ સ્થળે કશી તકલીફનો અનુભવ થયો નહિ. યંત્ર જેવી નિયમિતતા અને સ્વજનો જેવો સ્નેહભાવ સર્વત્ર અનુભવ્યો તેનો યશ વ્યક્તિ કરતાંયે વિશેષ તો આ પદ્ધતિને આપવો ઘટે છે

અમેરિકામાં સોમવારથી શુક્રવાર સુધી બધી કચેરીઓ બરાબર કામ કરે છે. અગત્યની સંસ્થાઓ કે વ્યક્તિઓની મુલાકાતો પણ આ પાંચ દિવસમાં જ થઈ શકે. એમ કહી શકાય કે સોમવારે સવારે ૯–૩૦ વાગે સ્થપાતી સૃષ્ટિ શુક્રવારે સાંજે વિલીન થઈ જાય છે! શનિ-રવિની દુનિયા જ ત્યાં નિરાળી હોય છે અમે વૉશિંગ્ટન ગુરુવારે પહોંચ્યા હતા પહેલા બે દિવસમાં કેટલુંક જોયું ખરું, પરંતુ વિશેષ સમય કાર્યક્રમ ગોઠવવામાં ને વ્યવસ્થિત થવામાં જ ગયો. શરૂઆતમાં અમે વિદેશોના એલચી ખાતાઓની નજીકની એક હોટેલમાં ઊતર્યાં હતાં પછી એ બદલીને અમે શહેરના મધ્ય ભાગમાં આવ્યાં ત્યાંથી અગત્યનાં સ્થળોએ જવાનું વધુ સરળ હતું. સરકારી કચેરીઓ પણ ત્યાંથી નજીક હતી. શનિ-રવિ અમારે ક્યાં ગાળવા તેની મૂંઝવણ 'ઇન્ટરનેશનલ સેન્ટરે' ટાળી દીધી. આ સંસ્થા સરકારી મદદ મેળવે છે પણ બાકી રીતે બિનસરકારી છે.

અહીં વિદેશી પ્રવાસીઓનો મેળો જામે છે, ચૂંટેલા ગ્રંથોનું સારું એવું નાનું પુસ્તકાલય છે. અગત્યનાં વૃત્તપત્રો ને સામયિકો પણ ત્યાં મળે છે. વાહન અને ભોમિયા સાથે શહેરનાં સુંદર સ્થળો જોવાની વ્યવસ્થા પણ ત્યાંથી થઈ શકે છે. આ સંસ્થાનું સંચાલન એક સમિતિ દ્વારા થાય છે. આવી સંસ્થાઓમાં સ્ત્રીઓનું પ્રમાણ ઘણું મોટું હોય છે અગરસ્થાને પરિણીત કે અપરિણીત વૃદ્ધાઓને જોતાં આપણે આનંદ અને આશ્ચર્ય અનુભવીએ. એમનો ઉત્સાહ, એમની સ્ફૂર્તિ, એમનું જ્ઞાન અન્યને સહાય કરવાની એમની તત્પરતા જીવનભરના સેવકોમાં પણ આપણને ભાગ્યે જ જોવા મળે. 'આંતરરાષ્ટ્રીય કેન્દ્ર'માં અમને જે વૃદ્ધ બાઈ મળ્યાં તે વર્ષોનાં પરિચિત હોય અને અમારી એકેએક જરૂરિયાત સમજતાં હોય એટલાં તૈયાર હતાં.

શનિવારની વહેલી સવારે અમે ત્યાં પહોંચ્યાં ત્યારે ચીન, જાપાન, બ્રહ્મદેશ, સિયામ, નેપાળ, સિલોન વગેરે દેશોના પચાસેક જેટલા પ્રવાસીઓ ત્યાં એકઠા થઇ ગયા હતા આમાં વિદ્યાર્થીઓ હતા અને આમંત્રિતો પણ હતા. આરંભમાં એમની સાથે પરિચય કરવાનો અમે આનંદ લીધો ને પછી સુંદર સ્થળોનાં દર્શને જવા અમે નીકળ્યાં. અમેરિકાના બસ ડ્રાઇવરો ઉપર આપણે મુગ્ધ થઇ જઇએ એવું છે. એ એકસાથે ત્રણ પ્રકારના કામો કરે છે.- બસ ચલાવવી, ટિકિટો આપવી, ને પૈસા લેવા, સાથે સાથે ભોમિયાનું કામ પણ કરવું ! આ કાર્ય અંગે એમણે ખાસ તાલીમ મેળવી હોય છે.

અમારી મંડળી બે બસોમાં વહેંચાઇ ગઇ હતી. બસ શરૂ કરતાં પહેલાં ડ્રાઇવરે વૉશિંગ્ટન શહેરનો પ્રાચીન-અર્વાચીન પરિચય આપી દીધો. એ પહેલાં જ અમારા હાથમાં પરિચયપત્રિકા ને નકશો આવી ગયાં હતાં. યુરોપ-અમેરિકાનાં લગભગ દરેક શહેરોમાં અદ્યતન નકશાઓ સરલ જ મળી શકે. એ નકશાઓમાં જોવાલાયક સ્થળોની યાદી હોય અને નકશાની વચ્ચે તેનાં ચિત્રો પણ હોય. અમુક નકશાઓમાં બસ,

ટ્રામ, રેલવે વિષે પણ સારી એવી માહિતી મળી શકે. વૉશિંગ્ટનનો નકશો તો અહીં છાપવાનું મન થઈ જાય એટલો સુંદર છે. એમાં મહત્ત્વનાં રંગીન ચિત્રો છે. શહેરના મુખ્ય વિભાગોને જુદા રંગોમાં બતાવવામાં આવ્યા છે. જોવા લાયક સ્થળોની યાદી અને તે શોધવાની સરળ ચાવીઓ છે. કક્કાવારી પ્રમાણે પણ આસપાસનાં બધાં સ્થળો દર્શાવવામાં આવ્યાં છે. એલચીખાતાંઓ, પ્રતિમાઓ અને સ્મારકો, મુખ્ય હોટેલો, થિયેટરો, રેડિયો સ્ટેશનો, પોલીસ ચોકીઓ, વસ્તુભંડારો વગેરે ખાસ નિશાનો દ્વારા સૂચવાયાં છે. ઉપર નીચે અનેકરંગી ચિત્રો પણ છે. પોટેમેક નદી અને બાગબગીચા જુદા રંગોથી દર્શાવ્યાં છે. નકશાની ઉપર જે 'અનુક્રમ' આપ્યો છે તેમાં જોવા કે જાણવા જેવું કંઈ બાકી રહેતું નથી એમ કહી શકાય. જોવા લાયક સ્થળોનાં નામોની સાથે એ ક્યારે ખુલે ને ક્યારે બંધ થાય તે પણ બતાવવામાં આવે છે. મોટરની ઝડપ-મર્યાદાનો પણ એમાં ઉલ્લેખ હોય છે.

## ૧૨. વૉશિંગ્ટન

વૉશિંગ્ટન શહેરનો ઇતિહાસ રોમાંચક છે. એ વૉશિંગ્ટન ડી. સી. કહેવાય છે. ડી. સી.નો અર્થ 'ડીસ્ટ્રીક્ટ ઑફ કોલમ્બીઆ'. અમેરિકાનો એક રાષ્ટ્ર તરીકે ઉદ્ભવ અને વિકાસ આપણા કરતાં જુદી રીતે થયો છે. એનો ઇતિહાસ આપવાનું આ સ્થળ નથી, પરંતુ અમેરિકા અને ભારત બંને સમવાયી રાષ્ટ્રો હોવા છતાં રાજ્ય અને સંઘ વચ્ચેના સંબંધો નિરાળા છે. આપણે ત્યાં સંઘે રાજ્યોને સત્તા આપી હોય એવી સ્થિતિ છે. રાજ્યો એ વહીવટી ઘટકો છે. અમેરિકામાં રાજ્યોએ સંઘની રચના કરી છે એટલે કે રાજ્યોએ સંઘને સત્તા આપી છે. અમેરિકાએ સ્વાતંત્ર્ય યુદ્ધમાં સફળતા મેળવ્યા પછી પ્રથમ ન્યૂયૉર્ક અને પછી ફિલેડેલ્ફિયામાં કેન્દ્રીય સત્તા રાખવામાં આવી હતી, પરંતુ અમેરિકાનું બંધારણ ઘડાયું તે પહેલાંથી એવો મત પ્રવર્તતો હતો કે સમવાયી સરકારની બેઠક કોઇ એક રાજ્યની હકૂમત નીચે ન હોવી જોઇએ. આ માટે દક્ષિણ અને ઉત્તરનાં રાજ્યો વચ્ચે લાંબો વિવાદ ચાલ્યો હતો. છેવટે પોટોમેક નદીને કાંઠે મેરીલેન્ડ અને વર્જીનીઆ નામનાં રાજ્યો પાસેથી એકસો ચોરસ માઇલ જમીન મેળવીને ત્યાં રાજધાની સ્થાપવાનો નિર્ણય થયો હતો. આ સ્થળની પસંદગી ઈ. સ. ૧૭૯૧ના માર્ચમાં જ્યોર્જ વૉશિંગ્ટન અને તેમના પાંચ સાથીઓએ કરી હતી. 'જ્યોર્જ ટાઉન'ને નામે ઓળખાતા વૉશિંગ્ટનના વિસ્તારની ટેકરી પરથી રાજપુરુષ ને સૈનિક વૉશિંગ્ટને વેરાનમાં નજર ફેરવીને આ સુંદર સ્થળ શોધ્યું હતું એમ અમારા ભોમિયાએ ગૌરવથી અમને જણાવ્યું. એ પછી બે વર્ષે ત્યાં રાજધાનીનું શિલારોપણ થયું અને ૧૮૦૦ની સાલમાં સરકારની બેઠક ત્યાં આવી. અમેરિકાના રાષ્ટ્રપિતા અને

પ્રથમ પ્રમુખ જ્યોર્જ વૉશિંગ્ટનને એ વખતે આ લોકમાંથી વિદાય લઈ લીધી હતી

વૉશિંગ્ટન શહેર આજે જગતનાં અત્યંત સ્વચ્છ અને સુંદર શહેરોમાં આગળ પડતું સ્થાન ધરાવે છે પોટોમેક નદીને કારણે એની શોભામાં ઘણો વધારો થયો છે આ નદી, તેની સરવાણીઓ, ખાડીઓ અને એમાંથી રચાયેલો સરોવર જેવો વિસ્તાર* ઘણી બાજુએ પથરાયેલો છે વૉશિંગ્ટન શહેર એક વિરાટ બગીચો છે એમ કહેવાનું મન થાય એટલાં ત્યાં વૃક્ષો છે ને નાનામોટા બાગો પણ છે. વૉશિંગ્ટનની બાંધણીની અસર અમેરિકાના ઘણા શહેરો પર જોઈ શકાય છે જ્યોર્જ વૉશિંગ્ટનની સેનાના એક અમલદાર તરીકે કામ કરનાર ફ્રેન્ચ ઇજનેર લા એન્ફન્ટે



★
સમગ્ર અમેરિકાનું હૃદય
વૉશિંગ્ટન શહેર
અને
વૉશિંગ્ટનનું હૃદય આ 'કૅપીટોલ'
★

તેની રચના કરેલી છે શહેરની મધ્યમાં 'કૅપીટોલ'ને નામે ઓળખાતું સ્થળ મહારથનું એક ચક્ર હોય અને શેરીઓ ને રાજમાર્ગો તેના આરાઓ હોય એવી આ શહેરની ગોઠવણ છે કૅપીટોલને મધ્યમાં રાખી શહેરને ચાર ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે વિશાળ રાજમાર્ગો અમેરિકાના રાજ્યોના નામે 'એવન્યુ' તરીકે ઓળખાય છે અને શેરીઓને

એક બાજુ ફક્કાવારી અને બીજી બાજુ નંબર આપીને રચનામાં આવી છે રસ્તાઓ વિશાળ છે. પગથીઓ પણ ખૂબ પહોળી છે હજારો મોટરો માર્ગ પરથી પસાર થતી હોય તોયે ધમાલ કે ગીર્દી લાગે નહિ એટલી એની વિશાળતા છે અમે ત્યાં બે મહિનામાં હતા એટલે વૃક્ષો અને ફૂલછોડોની શોભા ઓર વધી ગઈ હતી સુપ્રસિદ્ધ સ્થળો તો ત્યાં જોવા જેવા છે જ, પરંતુ રસ્તા પર ફરવાથી પણ આપણે આહ્લાદ અનુભવીએ એવી એ શહેરની શોભા છે

સર્વ પ્રથમ અમને 'વ્હાઈટ હાઉસ'નાં દર્શન કરાવ્યાં આ છે અમેરિકાના પ્રમુખનું સત્તાવાર નિવાસસ્થાન ૧૮ એકરના વિસ્તારમાં



અમેરિકાના પ્રમુખનું નિવાસસ્થાન 'વ્હાઈટ હાઉસ': હજારો વૃક્ષો, ફૂલછોડો અને મેદાન વચ્ચે પ્રમુખ રહે છે

મોટો ભાગ તો વૃક્ષો, ફૂલો ને ફુવારાઓ રોકે છે. પ્રમુખના નિવાસસ્થાનમાં વહીવટી કચેરીઓ, પ્રમુખ માટેનું દેવળ, ભોજનખંડ, અતિથિખંડ વગેરેમાંથી કેટલુંક જોવા માટે ખુલ્લું છે. પ્રથમ તો આ સ્થળને પ્રમુખના મહેલનું નામ આપવામાં આવ્યું હતું, પરંતુ એ ઓળખાતું હતું 'વ્હાઇટ હાઉસ' નામે. એનો પાયો જ્યોર્જ વૉશિંગ્ટનના જીવનકાળ દરમિયાન નંખાયો હતો, પરંતુ એ ત્યાં રહી શક્યા નહોતા. અમેરિકાના બીજા પ્રમુખ જોન આદમ્સે ૧૮૦૦ની સાલમાં પહેલી વાર ત્યાં નિવાસ કર્યો. એ પછી બધા પ્રમુખો ત્યાં રહે છે. જોન આદમ્સથી માંડીને આઇઝનહોવર સુધી દરેક પ્રમુખે એમાં સુધારાવધારા કર્યા છે. સેંકડો વૃક્ષો સાથે પ્રમુખ અને પ્રમુખપત્નીની સ્મૃતિ સંકળાએલી છે. ટ્રુમેન વખતે તો કોંગ્રેસે ખાસ ઠરાવ કરી એનો 'પુનરુદ્ધાર' કર્યો છે. આ મહેલની પુનર્રચનાનું ખર્ચ લગભગ ત્રીસ કરોડ રૂપિયા જેટલું થયું છે એનું અંદરનું માળખું પોલાદનું બનાવવામાં આવ્યું છે. અમને કહેવામાં આવ્યું કે મુખ્ય મહેલમાં કુલે ૧૩૨ ઓરડાઓ છે, પાચ

લીફ્ટ રાખવામાં આવી છે, બ્રોડકાસ્ટીંગ અને ટેલીવીઝનનું સ્ટેશન છે. પ્રમુખ પોતાના નિવાસમાંથી જ આખા જગતને સંદેશો ને દર્શન આપી શકે છે! નહાવાનો હોજ, વ્યાયામશાળા, દવાખાનું અને એવી ઘણી સગવડો ત્યાં જ છે. એના ભોંયરામાં એટમ બૉમ્બ પડે તો સલામતીની વ્યવસ્થા પણ છે. જુદા જુદા ખંડોનાં સુંદર ચિત્રો, પ્રાચીન-અર્વાચીન શિલ્પકલાના નમૂનાઓ, પુસ્તકાલય વગેરે છે. અમુક ખંડોના ખાસ નામો પણ આપવામાં આવ્યા છે. આ 'વ્હાઇટ હાઉસ'ને નિભાવવા દર વરસે લાખો ડૉલર ખરચાય છે.

'વ્હાઇટ હાઉસ' જોઇને અમે જુદા જુદા માર્ગો પર ફરતાં સરકારી ઇમારતોના દૂરથી ને નજીકથી દર્શન કરતા જ્યોર્જ વૉશિંગ્ટનના સ્મારક સ્તંભ પાસે પહોંચ્યા. વચ્ચે સરકારી વહીવટી કચેરી, નાણાંખાતાની કચેરી, રાજ્યોની સામાન્ય કચેરી ગૃહખાતાની કચેરી, 'અમેરિકન રેડ

'ક્રોસ સોસાયટી'ની ઇમારત, સમવાયી અનામત દળોની કચેરી, નેશનલ હિસ્ટરી ઑફ સાયન્સ વગેરે પર નજર ફેરવી હતી. આ બધાં મકાનોની બાંધણી એકસરખી નથી, તેમ કલાત્મક પણ નથી. છતાં દરેકની વિશાળતા, સુંદરતા ને મજબૂતી આપણી આંખમાં વસી જાય એવી છે. વૉશિંગ્ટનના સ્મારક સ્તંભની આસપાસ વિશાળ મેદાન છે. વૉશિંગ્ટનમાં જગ્યાની તંગી તો ક્યાંય દેખાય જ નહિ. વિશાળ રાજમાર્ગો, મોટાં મેદાનો, વૃક્ષોની ઘટાઓ અને બગીચાઓ જ્યાં ને ત્યાં જોવા મળે આ સ્મારક સ્તંભની ઊંચાઈ ૫૫૫ ફૂટ છે. જમીન પર એનો ઘેરાવો ૫૧ ફૂટથી વધુ છે. ઉપર જવા માટે લીફ્ટની સગવડ છે. સફેદ આરસના આ સ્મારક–સ્તંભની પ્રશંસા ઘણી સાંભળી હતી, પરંતુ અમને તે બહુ આકર્ષક લાગ્યો નહિ. સાદાઈ અને ઊંચાઈને જો શોભા ગણીએ તો એ સુંદર છે. એની વિશેષતા સ્થળને કારણે છે. સ્તંભની અંદર લીફ્ટથી ૫૦૦ ફૂટ ઉપર જઈ શકાય છે. ત્યાં ચારે દિશાએ જોવા માટે બબ્બે બારીઓ રાખવામાં આવી છે. શહેરની શોભા તથા અગત્યનાં સ્થળોની ઝાંખી કરવા માટે આ સ્તંભ ઉત્તમ સાધન છે.

જ્યોર્જ વૉશિંગ્ટનનું આ સ્મારક કૉંગ્રેસની સંમતિ સાથે પ્રજાકીય નાણાંથી શરૂ કરવામાં આવ્યું હતું. વૉશિંગ્ટનના મૃત્યુ પછી પચાસ વર્ષે તેનો પાયો નખાયો. લગભગ ૧૫ લાખ રૂપિયા ખર્ચાતાં ૧૫૬ ફૂટનો સ્તંભ બની શક્યો. એ પછી તેની યોગ્યતા અંગે વિવાદ જાગ્યો અને આંતરવિગ્રહ શરૂ થયો તેથી કામ અટકી પડ્યું. અંતે ૨૫ વર્ષ પછી સરકારે જ એ જવાબદારી ઉઠાવવી પડી. એમ કહે છે કે આ સ્તંભમાં ૮૧૧૨૦ ટન આરસ વપરાયો છે. લીફ્ટને બદલે પગથિયાંનો ઉપયોગ કરીએ તો લગભગ ૯૦૦ પગથિયાં ચડવાં પડે છે. અમે બીજા પ્રવાસીઓની સાથે ૫૦૦ ફૂટ ઉપર ગયાં અને વૉશિંગ્ટનનું ત્યાંથી અવલોકન કર્યું. સ્થળ તરીકે આ સ્તંભ અમને ઉત્તમ એટલા માટે લાગ્યો કે એની પશ્ચિમ બાજુએ પ્રમુખ લિંકનનું સ્મારક છે, પૂર્વ બાજુએ છે કૅપિટૉલ, વ્હાઇટ હાઉસ અને દક્ષિણમાં થૉમસ જેફરસનનું સ્મારક. પ્રમુખ

લિંકનના સ્મારક અને આ સ્મારક સ્તંભની વચ્ચે અતિ વિશાળ અને લાંબો હોજ છે એમાં સ્તંભનુ સુંદર પ્રતિબિંબ પડે છે જેફરસનનું સ્મારક, પોટોમેકના જળનું સરોવર રચાયું હોય એવા જળરાશિને એક છેડે છે. વ્હાઇટ હાઉસ અને સ્મારક સ્તંભની વચ્ચે વિશાળ મેદાનો છે કેપિટોલ તરફ અહીંથી પાંચ–સાત રસ્તાઓ જાય છે તે કેમ જાણે બાગમાંથી જતા હોય



★

લિંકનની નિચાગ્ર-મગ્ન અને દર્દ-ઉદ્દામ એવી આ પ્રતિમા એકવાર જોયા પછી ભૂલી શકાય એમ નથી.

★

એવા રળિયામણા છે. એ રસ્તાઓ પર સરકારી ઇમારતો ઉપરાંત 'નેશનલ ગેલેરી ઓફ આર્ટ'નું પણ સુંદર અને ભવ્ય મકાન આવેલું છે. પ્રમુખ વૉશિંગ્ટનના જીવતા જ એની સેવાઓની સ્મૃતિરૂપે કંઇક કરવાની વિચારણા શરૂ થઇ હતી. આરંભમાં અશ્વારૂઢ વૉશિંગ્ટનની એક પ્રતિમા તૈયાર થયેલી, એ આજે વૉશિંગ્ટન સરકલમાં જોઈ શકાય છે. નગરની રચનામાં આવા સ્મારકનું સ્થાન હતું, પરંતુ વૉશિંગ્ટને જ તે અટકાવ્યું હતુ. વૉશિંગ્ટનના વ્યક્તિત્વનો પ્રભાવ આ સ્તંભ કરતાં વિશેષ એમના જન્મસ્થાને જોઇ શકાય છે.

જ્યોર્જ વૉશિંગ્ટનને સલામ કરી અમે પ્રમુખ લિંકનનું સ્મારક જોવા ગયાં. અહીં મન બહુ પ્રસન્ન થયું. અનેક શુભ ભાવનાઓ દિલમાં જાગી ઊઠી. પ્રમુખ લિંકન અને ગાંધીજી વચ્ચે ખરેખર ઘણું સામ્ય. ગુલામોના એ મુક્તિદાતાના જીવનના અનેક સ્મરણો જાગ્રત થઇ જાય એવું ત્યાંનું વાતાવરણ છે. એ સ્થળેથી વૉશિંગ્ટનનો સ્મારક સ્તંભ પણ વધુ સુંદર દેખાય છે. અમે ત્યાંથી લીધેલી સ્તંભની તસવીર અહીં મૂકેલી છે પ્રમુખ લિંકનના સ્મારકની રચના ગ્રીસના કોઈ પ્રાચીન દેવાલનું સ્મરણ કરાવે એવી છે અહીં પણ વિશાળ મેદાનો છે. એની પાછળના ભાગમાં પોટોમેકનો વિશાળ પટ પથરાયલો છે. એક લાંબા પુલ પરથી અમેરિકાના 'અનામી સૈનિક'ના સ્મારક તથા આરલિંગ્ટનના કબ્રસ્તાન પાસે જઈ શકાય છે લિંકનનું સ્મારકમંદિર આમ તો સાદું છે. મંદિરની શોભામાં બહારના સ્તંભોએ મહત્ત્વનો ઉમેરો કર્યો છે, લિંકનના મૃત્યુ વખતે અમેરિકાના સમવાયતંત્રમાં ૩૬ રાજ્યો જોડાયા હતા. એથી અહીં ૩૬ સ્તંભો એ સ્મારકની ચારેબાજુએ ઊભા કરવામાં આવ્યા છે આ સ્મારક મંદિર પૂરું થયું ત્યારે ૪૮ રાજ્યો થયા, દીવાલ પર એમના નામો કોતરાયા છે હવે અલાસ્કા ને હવાઇ ટાપુ ઉમેરાયા છે, એમનો સમાવેશ પણ કયાંક કરવો જોઇશે સ્તંભોની પોતાની પણ શોભા છે દરેકની ઊંચાઈ પચાસ ફૂટ અને ઘેરાવો સાડા પાંચ ફૂટ છે, સ્મારકમંદિરમાં પહોંચવા માટે ઘણા પગથિયાઓ ચડવા

પડે છે, પરંતુ ઉપર પહોંચી ખંડમાં પ્રવેશ કરતાં જ લિંકનની ભવ્ય મૂર્તિના દર્શનથી થાક ને તાપ ભૂલી જવાય છે

લિંકનની આ પ્રતિમા કલાનો એક ઉત્તમ નમૂનો છે. સ્મારકથી મૂર્તિનો ખંડ ઘણો વિશાળ છે એની વચ્ચે આરસની આરામ ખુરશી છે ને એની પર વિચારમગ્ન સ્થિતિમાં લિંકનની પ્રતિમા બેસાડવામાં આવી છે પગથી માથા સુધીના માપે ૧૯ ફૂટ ઊંચી આ પ્રતિમા ખરેખર ભવ્ય લાગે છે ખંડની દીવાલો અને છત પણ સુંદર છે લિંકનની પ્રતિમાની એ ખંડના દ્વારમાંથી લીધેલી એક તસવીર અહીં મૂકી છે, એમાં એ પ્રતિમાની બંને બાજુએ લિંકનના ઐતિહાસિક ઉદ્ગારો



લિંકનના સ્મારક પાસેથી આવો દેખાય છે જ્યોર્જ વોશિંગ્ટનનો સ્મારકસ્તંભ. એની ઊંચાઈ છે ૫૫૫ ફૂટ.

કોતરવામાં આવ્યા છે તે તસ્વીરમાં આવી શક્યા નથી. લિંકનના પ્રમુખ તરીકેના પ્રવચનની અને અતિ-વિખ્યાત એવા ગેટિસબર્ગના ભાષણ કંડિકાઓ ત્યાં કોતરેલી છે. એ વાંચતા આજેય આપણે રોમાંચ અનુભવીએ ને વાણીનો રણકાર પણ જાણે સાંભળીએ! લિંકનની આ પ્રતિમા સામેથી ને બાજુએથી જોવાનો આનંદ છે. ખંડ ઘણો વિશાળ છે અને પ્રથમ આરસની બેઠક ગોઠવી તેના પર સફેદ આરસની ખુરશી ને પ્રતિમા ગોઠવાયાં છે એટલે તેની ભવ્યતા વધી જાય છે. આ સ્મારકમાં લગભગ દોઢ કરોડ રૂપિયા જેટલું ખર્ચ થયું છે. લિંકનની પ્રતિમાના ખર્ચનો અંદાજ સાડા ચાર લાખ રૂપિયાનો છે. આ સ્મારકની રચના, અંદરનું વાતાવરણ, લિંકનના શબ્દો અને પ્રતિમા એ બધું જોતાં આપણે સ્વાતંત્ર્ય મંદિરમાં આવ્યાં હોઇએ એવા ભાવો મનમાં જાગ્યા વિના રહેતા નથી. લિંકનની સાથે જોડાયેલા સંગ્રહસ્થાન અને પુસ્તકાલયની મુલાકાત અમે સમયના અભાવે લઈ શક્યા નહિ, પરંતુ આ સ્મારક જોઇને તો ખૂબ જ સંતોષ અનુભવ્યો.

લિંકનનુ સ્મારક જોઈ અમે એરલિંગટનનુ કબ્રસ્તાન, અનામી સૈનિકની સમાધિ તથા જેફરસનનું સ્મારક જોવા ગયાં, સાંજના સમયે કેપિટોલનુ નિરીક્ષણ કર્યું અને બીજે દિવસે એટલે રવિવારે સવારે વોશિંગ્ટનથી ૧૬ માઇલ દૂર માઉન્ટ વરનોન, જ્યોર્જ વોશિંગટનનું જન્મસ્થાન ને મૃત્યુસ્થાન જોવા માટે ગયાં.

અમેરિકાએ એના અનેક મહાન પુત્રોની સ્મૃતિ વિવિધ રીતે જાળવી રાખી છે. આમા જ્યોર્જ વોશિંગ્ટન, અબ્રાહમ લિંકન અને થોમસ જેફરસન અસાધારણ વ્યક્તિઓ ગણાય છે. એમનાં સ્મારકો તીર્થધામ બની ગયાં છે. લિંકનના સ્મૃતિમંદિરના દર્શન કરી અમે આરલિંગ્ટનના રાષ્ટ્રીય કબ્રસ્તાનમાં ગયાં યુરોપના દેશોની પેઠે અહીં પણ કબ્રસ્તાનને એક રમણીય સ્થળ બનાવી દેવામાં આવ્યું છે અમેરિકાના આંતરવિગ્રહ વખતે આ સ્થળનો કબ્રસ્તાન તરીકે ઉપયોગ શરૂ થયો. અહીં હજારો

સૈનિકોને દાટવામાં આવ્યા છે. સંરક્ષણ ખાતાના આંકડા પ્રમાણે આંતરવિગ્રહ વખતે માર્યા ગયેલા અને અહીં દટાયેલા સૈનિકોમા બે હજારથી વધુ ખરેખર અનામી હતા ! આ સ્થળે સુંદર વૃક્ષો રોપવામાં આવ્યાં છે, ટહેલવાનું મન થાય એવા રસ્તાઓ છે અનામી સૈનિકની કબર અહીંનું એક આકર્ષણ ગણાય છે એનુ બહુમાન કરવા ને સંભાળ રાખવા હથિયારધારી સૈનિક ત્યાં ખડે પગે ને ચોક્કસ સમયે કવાયત કરતો હાજર હોય છે. બ્રિટનના રાજમહેલના સંત્રીની પેઠે એ પણ આસપાસના પ્રેક્ષકોને જોતો નથી ને યંત્રવત્ પોતાની ફરજ બજાવે છે. અહીં બે થિયેટરો પણ છે. એમા એકમાં તો પાચ હજાર જેટલા પ્રેક્ષકો બેમી શકે એવી સગવડ છે. અમેરિકાનાં સરકારી મકાનો એટલે ચમકદાર આરસના મહાલયો, કોતરકામ કે સ્થાપત્ય જેવું ઓછું, પણ બીજી રીતે બધું આકર્ષક, સમૃદ્ધ અને સગવડભર્યું.

કબ્રસ્તાનમા આનંદ-પ્રમોદનાં સાધનો અને આસપાસનું સુંદર વાતાવરણ એ યુરોપ-અમેરિકાની વિશેષતા-નહિ-તો-ખાસિયત-તો ગણાય જ. આમ તો આપણે પુનર્જન્મમાં માનીએ એટલે મૃત્યુનો ભય કે તેનો મહિમા આપણામા ન હોય અથવા ઓછો હોય, પરંતુ વ્યવહારમાં એમ દેખાય કે ભય આપણે ત્યાં વધારે છે અને મહિમા ત્યા વિશેષ છે. યુરોપ-અમેરિકામાં કેટલાંય વૃદ્ધ સ્ત્રી-પુરુષો અમને એવા મળ્યાં, જેમણે પોતાના મૃત્યુના અનુસંધાનમાં દાટવાની જગ્યા, કબરની આકૃતિ ને શોભા બધું પહેલેથી નક્કી કરી લીધું હોય અને સ્મશાનયાત્રા સાથે સંબંધ ધરાવતું ખર્ચ પણ એવી સંસ્થાઓને આપી રાખ્યુ હોય ! તેઓ મૃત્યુ ને કબરની વાતો પણ સહજ રીતે કરી શકે ! આ કારણે જ મહાન ઇમારતોમા શબો દાટવાનું ત્યા બની રહ્યું છે. અલબત્ત, દરજ્જા પ્રમાણે જ સૌને સ્થાન મળે છે. સમાનતા ત્યાં નથી. જ્યાં સ્મારક હોય ત્યાં શબ હોય જ એવુ નથી, છતાં કેટલેક સ્થળે એમ પણ હોય છે આરલિંગ્ટનમા અનામી સૈનિકની જે કબર છે તેમાં ખરેખર અનામી સૈનિકને દાટવામાં આવ્યો છે. એના ગણવેશની પસંદગી, એ મૂળ ફ્રેન્ચ

હશે એમ માનીને, ત્યાના સૈનિકોના એ સમયના વસ્ત્રો જોઇ એ કરવામા આવી હતી ! મૃત્યુનો મહિમા વધારવાની પાછળ રાષ્ટ્ર માટે ખપી જવાની વૃત્તિને ઉત્તેજન આપવાનુ અથવા તો યુદ્ધ અને સેનાનુ ગૌરવ વધારવાનુ કારણુ હોઇ શકે એમ અમને લાગ્યુ



થોમસ જેફ્રરસન :
સ્વાતંત્ર્યના
જાહેરનામાના અમર
શબ્દોની સાથે



અનામી સૈનિકને સલામ ભરી અમે થોમસ જેફરસેનના સ્મારકનુ દર્શન કરવા ગયાં. અહીં અમે બીજી વાર એકલા પણ આવ્યા હતાં. પોટોમેક નદીનાં પાણી ઊભરાતા અહી એક સરોવર જેવુ બની ગયુ છે. એના કાઠે સ્મારક છે વૉશિંગ્ટનથી બહાર જવાના મહામાર્ગો એની નજીકમાંથી પસાર થાય છે. આ સ્મારક દૂર દૂરથી જોઇ શકાય છે. પાસેના સરોવરમા હોડીઓ ફરે છે. અમે એક પેડલ બોટમા બેસવાનો આનંદ ત્યાં માણ્યો હતો હોડીમા સાયકલ જેવા પેડલ ગોઠવેલા હોય છે, એ ચલાવવાથી હોડી ચાલે છે. દિશા બદલવાનુ બાજુમા હૅન્ડલ હોય છે. વૉશિંગ્ટન આમ પણ ખુલ્લુ શહેર છે અને આ તો બહારનો ભાગ એટલે કુદરતનો સહવાસ વધુ પ્રમાણમા મળે છે સ્મારકની આ ઈમારત, જેફરસનની પસદગી પ્રમાણે, વરજીનીઆના એના નિવાસસ્થાનને નજર સામે રાખીને રચવામા આવી છે. લિંકન જેવી વિશેષતા જેફરસનની પ્રતિમામા અમને ન જણાઈ, છતા એ પ્રભાવશાળી તો છે જ. ૮૦–૯૦ ફૂટના ઘેરાવાવાળા ખડની વચ્ચે ૧૯ ફૂટ ઊંચી કાસાની પ્રતિમા અને આજુબાજુ ચાર દીવાલો પર સ્વાતંત્ર્યના જાહેરનામાના વચનો કોતરેલ છે તે, એ વાતાવરણમા વાચતા સવિશેષ અસરકારક અને વેધક બની જાય છે. અહીં આપેલી એક તસવીરમા પ્રતિમાની સાથે જેફરસનની એ અમર વાણીનો ખ્યાલ મળી રહે છે આસપાસ ૨૬ સ્તભો છે અને સ્મારક ૯૬ ફૂટ ઊંચુ છે. ૨૬ વર્ષ પહેલા જેફરસનની ૨૦૦મી જન્મજયતી વખતે આ સ્મારકનુ ઉદ્‌ઘાટન થયુ છે

*

## ૧૩. સ્મરણીય ઈમારતો

સવારનો પ્રવાસ પૂરો કરી, બપોરના આરામ પછી, અમે મ્યુઝીઅમો જવાને બદલે એકલાં જ નેશનલ આર્ટ ગેલેરી અને નેશનલ આર્કાઇવ્ઝ જોવા ગયા. આ માર્ગો પર ફરવાનું અનેક વાર થયું એટલે દૂરથી ને નજીકથી મહત્ત્વની ગણાય એવી બધી સરકારી ઈમારતો અમે જોઈ શક્યાં. સરકારનાં વિવિધ દફતરો જુદી જુદી ઈમારતોમાં હોવાથી એક વિશિષ્ટ નગર ત્યાં રચાઈ ગયું હોય એવું લાગે છે. વ્યાપાર, આરોગ્ય, તારટપાલ, મહેસૂલ, પોલીસ, ખેતીવાડી, વિમાનવ્યવહાર વગેરે દફતરો માટે સુંદર અને મહાકાય ઇમારતો ઊભી કરવામાં આવી છે. જ્યોર્જ વૉશિંગ્ટનના સ્મારકસ્તંભ અને કેપિટોલની આસપાસમાં આ સૃષ્ટિ રચાઈ છે એમ કહીએ તો ચાલે. સર્વોપરી અદાલત અને 'લાઇબ્રેરી ઑફ અમેરિકા' પણ કેપિટોલની ડાબીજમણી બાજુએ છે. સમય હોય તો આ બધી જ ઇમારતો જોવા જેવી છે. અમે ત્યાં ઘણું જોયું, પણ ઇચ્છા હતી એવાં બે સ્થળો જોઈ શક્યાં નહિ. એક તો ટંકશાળ અને બીજું સર્વોપરી અદાલતનું મકાન. ટંકશાળ દૂરથી જોઈ અને સર્વોપરી અદાલતને પસાર કરીને જવાનું ઘણી વાર બન્યું, પણ બહારથી જ એની શોભા નિહાળી. વૉશિંગ્ટન પાટનગર તરીકે જ વિકાસ પામેલું શહેર છે એટલે ત્યાં મોટામાં મોટો કોઈ ઉદ્યોગ અથવા તો કોઈ કારખાનું હોય તો આ ટંકશાળ. એના અનેક વિભાગો છે. એમાં સેન્ટના સિક્કાઓ, ડૉલરની નોટો, ટિકિટો વગેરે વિપુલ પ્રમાણમાં છપાય છે. ખાસ તકેદારી સાથે પ્રવાસીઓને એ બતાવવામાં આવે છે.

અમે પ્રથમ ગયા 'ધી નેશનલ આર્કાઇવ્ઝ'માં. અમેરિકાની સરકારના અત્યંત મૂલ્યવાન દફતરો અને દસ્તાવેજો ...

આ સ્થળ છે. અમેરિકાની પ્રજાએ સ્વાતંત્ર્યયુદ્ધ માંડયુ અને તેમાં સફળતા મેળવી ત્યારથી આ દફતરો ખૂબ સાચવીને અહીંથી તહીં



નેશનલ આર્કાઈવ્ઝ: સામે સ્વાતંત્ર્યનું જાહેરનામું, બંધારણ અને હક્ક પર એનાં મૂળ સ્વરૂપમાં

ફેરવવામાં આવતાં હતા. વોશિંગ્ટનમાં સ્થિર થયા પછી પણ એને સુરક્ષિત રાખવાની પાકી વ્યવસ્થા થઇ નહોતી. લગભગ ૭ કરોડના ખર્ચે આ ઇમારત બંધાયા પછી બધાં દફતરને અહીં સંઘરવામાં આવ્યાં છે. એના પરનો ચોકીપહેરો અને સલામતીની યાંત્રિક વ્યવસ્થા આંજી નાખે એવાં છે. એક ઇમારતની અંદર બીજી ઇમારત છે જેનાં દર્શન માત્રથી આપણી સામે અમેરિકાનો ઇતિહાસ જીવતો થાય એવા

દસ્તાવેજો અંદરના ભાગ 'સેફ્ ડિપોઝીટ વૉલ્ટ' કરતાંયે વધુ મજબૂત વ્યવસ્થામા સચવાયેલાં છે રાષ્ટ્રીય દસ્તાવેજોના આ સંગ્રહસ્થાનમા દર વરસે એ દેશના અને દુનિયાના હજારો માણુસો આવે છે સરકારની જુદી જુદી કચેરીઓ તથા પ્રજાવર્ગમાથી દર વરસે ચારથી પાચ લાખ માણુસો અમુક દસ્તાવેજ માટે ત્યા પૂછપરછ કરે છે ત્યાં સંઘરાયેલા દસ્તાવેજોની સંખ્યા કરોડોની છે

અમને જણાવવામા આવ્યુ કે ચાર ખાનાની 'ફાઇલિંગ કેબિનેટ' જેવા દોઢેક લાખ કબાટો ભરાય એટલી સામગ્રી ત્યા છે! એમા ૧૧ લાખ નકશાઓ છે ૨૭ લાખ તસવીરો છે. ૩ કરોડ ૫૦ લાખ ફૂટ ફિલ્મો છે ૩૫ હજાર રેકોર્ડો છે આ ઉપરાત કાગળિયાનો તો પાર નથી ૧૭૭૪ની સાલથી બધુ સંઘરવામા આવ્યુ છે આપણે ત્યા થોડા સમયથી આ જાતની સામગ્રી માટે પાકી વ્યવસ્થા કરવાની વિચારણા શરૂ થયેલી છે દરેક દેશમાં દફતર સાચવવાની ગોઠવણુ હોય છે અમેરિકા પાસે નાણુ વધારે છે એટલે તેનું સંગ્રહસ્થાન આખને આજી નાખે એવુ છે 'નેશનલ આર્કાઇવ્ઝ'ની પાસે આવતા જ અંદર જઇને જોવાનુ મન થાય એવો એનો બહારનો દેખાવ છે ૭૨ સ્તભોનો ટેકો લઇને ઊભેલી છતની વચ્ચે સુંદર કલાકૃતિઓ છે આજુબાજુ અમેરિકાના ઇતિહાસની ભવ્યતા સૂચવતા પ્રેરણાત્મક શબ્દો કોતરેલા છે પગથિયાં ચડતા કાસાના મોટા દ્વાર ઉપર આપણી પહેલી નજર પડે છે બાજુમાં સુંદર પ્રતિમાઓ છે એક બાજુ એક સ્ત્રી બાળકને લઇને ઊભી છે ને વારસાનો ભાન જગાડતા શબ્દો 'હેરીટેજ' ત્યા કોતરેલા છે બીજી પ્રતિમા છે સૈનિકની ત્યા જાગૃતિના સૂચક શબ્દો છે 'વીજીલન્સ'. બીજી બાજુએ એક પુરુષની પ્રતિમા સાથે 'ભૂતકાળ' અને સ્ત્રીની મૂર્તિ સાથે 'ભાવિ'નો ઉલ્લેખ થયો છે.

દરવાજામા આવતાં એના મુખ્ય ખંડ પર આપણી નજર પડે છે. સ્વચ્છ આરસમા, દફતર સાચવતા ધાતુનાં ને કાચનાં સાધનોનાં

પ્રતિબિંબ આપણને દેખાય છે અને દીવાલ પર મોટા ચિત્રો નજરે પડે છે એમા થોમસ જેફરસન સ્વાતંત્ર્યનુ જાહેરનામુ તે વખતની બંધારણસભાના પ્રમુખ જોન હેનકોનને અને જેમ્સ એડિસન અમેરિકાનુ બંધારણ જ્યોર્જ વોશિંગ્ટનને અર્પણ કરે છે તે પ્રસંગો ઝીલવામા આવ્યા છે આ વિશાળ ખંડમા એક પણ બારી નથી બહારનો પ્રકાશ ત્યા આવતો નથી પ્રકાશની વ્યવસ્થા આશ્ચર્યકારક છે આસપાસની ચોકી દેખાય નહિ છતા સમજાઇ જાય એ જાતની છે એમ કહેવામા આવે છે કે એ ખંડની દરેક વસ્તુને અમુક ક્ષણોમા જ સલામત પેટીઓમા સેરવી દઈ શકાય એવી વ્યવસ્થા છે રાતની વ્યવસ્થા એવી છે કે ત્યા કોઇ પણ માણસ આવે તો ચેતવણીનો ઘંટ વાગવા લાગે છે ભેજવાળી હવા કે બહારના પ્રકાશથી દસ્તાવેજને ઝાંખપ ન લાગે તેવી વ્યવસ્થા છે મુખ્ય ખંડમા સ્વાતંત્ર્યનુ હક્કનામુ, જુદા જુદા દેશો સાથેના સંધિકરારોના મહોર સહિતના મૂળ કાગળો વગેરે રાખવામા આવ્યા છે એકાદ કલાકમા આ બધાનો ખ્યાલ મળી શકે એમ છે, છતા અમેરિકાનો પ્રજાજન પ્રેરણાના અમી પીતો વધુ વખત ત્યા રોકાઇ જાય એવી તેની રચના છે અહીં મૂકેલી તસવીરમા ખંડની મધ્યમા મુખ્ય દ્વારની સામે જ, ઉપરના તખતામા સ્વાતંત્ર્યનુ જાહેરનામુ અને નીચેના કબાટમા પ્રજાના હક્કો અને બંધારણનો દસ્તાવેજ દેખાય છે આ જોઈ અમે 'નેશનલ ગેલેરી ઑફ આર્ટ' જોવા ગયા

કેવળ વોશિંગ્ટનમા જ નહિ, આખા અમેરિકામા જોવા લાયક સ્થળો અને મોટી કચેરીઓમા આરામ અને ભોજનની સરસ વ્યવસ્થા હોય છે 'સ-રસ' અલબત્ત નિરામિષાહારીઓ માટે, છતા શાકાહારી ઓને યુરોપના પ્રમાણમા ત્યા વધુ સગવડ મળે છે ચોખ્ખુ દૂધ વિપુલ પ્રમાણમા મળે, કાચા શાકભાજી ને પાકા ફળો પાઉરોટી, માખણ ચીઝ ને મધ દરેક જગ્યાએ મળી જ રહે 'નેશનલ ગેલેરી ઑફ આર્ટ'મા જઇને અમે પહેલુ કામ રેસ્ટોરાની મુલાકાત લેવાનુ કર્યું. આરામ કરવાની પણ બધે ઘણી સારી સગવડ હોય છે મુખ્ય ખંડમાં તો

મેળો જ જામ્યો હોય આરામથી બેસો, ગરમીમાં ઠંડી ને ઠંડીમાં હૂંફ આપવાની પૂરી વ્યવસ્થા, ચારેબાજુ ચિત્રો ને નકશાઓ સાહિત્ય જોઈએ તેટલુ મળે, માર્ગદર્શન અંગે કશી મૂઝવણ નહિ નેશનલ આર્ચિંગ્ઝની સુખદ અસર સ્મરણપોથીમાં મૂકીને અમે આ ભવ્ય કલાસગ્રહ જોવાનાં કામમાં લાગી ગયા ને સાજ સુધીનો સમય ત્યાં જ પસાર કર્યો રોમ, મિલાન, પેરિસ લડનનાં કલાધામો જોયા પછી અહીં નવીનતા ઓછી લાગે પરતુ અમેરિકા પાસે સપત્તિની વિપુલતા એટલે સગવડો વિશેષ દેખાય દરેક ખડમા ચિત્રો ઓછા એ કારણે પ્રેક્ષકોની ગિરદી પણ ઓછી, જે ગમે તે નિરાંતે જોઇ શકાય ચિત્રની સમજણ આપતી પુસ્તિકાઓ તો મળે, પરતુ મહત્ત્વના ચિત્ર ખડોને ચિત્રોનુ વર્ણન વાયરિંગ રેકોર્ડથી સાભળી પણ શકાય ! બહેરા લોકો બેટરીનો ઉપયોગ કરે ને કાનમાં યત્ર રાખે છે તેવી એની વ્યવસ્થા છે એ તમને ચિત્ર વિશે બધુ કહી દે ! જેની પાસે એ હોય તે સિવાય બીજુ કોઈ સાભળે પણ નહિ !

અમેરિકામાં સરકારની સહાય લોકોપયોગી સસ્થાઓને સારા પ્રમાણમા મળે છે ઘણી સસ્થાઓના નિભાવ અને સચાલનની જવાબદારી સરકાર ઉઠાવે છે આમાં આનદ ઉપજે એવુ એ છે કે મોટા ભાગની સરકારી ને અર્ધસરકારી સસ્થાઓનો ઉદ્ભવ કોઈ વ્યક્તિ કે વ્યક્તિઓના દાનથી થયો હોય છે 'નેશનલ ગેલેરી ઑફ આર્ટ'નું પણ એવુ જ છે શ્રી એન્ડ્રૂ મેલનના નામના ગૃહસ્થે લગભગ સાડા સાત કરોડ રૂપિયા આપ્યા અને તે પછી શિક્ષણ માટેના તેના ટ્રસ્ટના ટ્રસ્ટીઓની દેખરેખ નીચે આ મકાન બાધવામાં આવ્યુ છે આ ગૃહસ્થે સાડા સાત કરોડ રૂપિયા ઉપરાત પોતાના અગત સગ્રહસ્થાનમાંથી ૧૨૬ ચિત્રો અને ૨૬ શિલ્પકૃતિઓ પણ ભેટ આપી એ પછી દર વરસે સારા પ્રમાણમા ભેટો મળ્યા કરી છે સગ્રહસ્થાનની આજની સમૃદ્ધિ અનેકના દાન અને કલાપ્રેમનો સરવાળો છે સગ્રહસ્થાનમાં પ્રવેશતા ગોળાકાર ખડમા પથરાતો શાત પ્રકાશ અને વચ્ચેનુ સ્થાપત્ય આપણને આકર્ષી

લે છે. નકશો મેળવી એક પછી એક ખંડ ફરવાનું શરૂ કરીએ ત્યારે એમ થાય કે યુરોપની ૧૩ થી ૧૯ મી સદીની કલાકૃતિઓમાંની અનેક ઉત્તમ કૃતિઓ અહીં એકત્ર કરવામાં આવી છે. દરેક મહત્ત્વના દેશોના એક કે વધુ ખંડ રાખવામાં આવ્યા છે. અમને અહીં વિશેષ જોવા–જાણવાનું મળ્યું અમેરિકાના કલાકારોનાં ચિત્રોમાં, કારણ કે યુરોપનાં જે સંગ્રહસ્થાનો અમે જોયેલાં તેમાં એનું પ્રમાણ ઘણું ઓછું હતું. અમેરિકાની આરંભની કળાથી આજ સુધીનો તેનો વિકાસ અને જુદી જુદી શાળાઓના વિશેષતાઓ જોવા માટે આ સ્થળ ઉત્તમ છે. આ પછી અમે ન્યૂયોર્કમાં પણ સંગ્રહસ્થાન જોવા ગયાં હતાં. અમારા જેવાં ચિત્રપ્રેમી, પણ એમાં શાસ્ત્રીય રીતે નહિવત્ સમજનારને તો



★ નેશનલ આર્ટ ગેલેરીનો ભવ્ય અને સુંદર પ્રવેશખંડ ★

પુરાણા મહાન ચિત્રકારોનું જ વિશેષ આકર્ષણ રહ્યું એમ નિખાલસભાવે કબૂલવું જોઈએ.

તે દિવસે અમે વધુ કંઈ જોઈ શક્યાં નહિ. બીજે દિવસે સવારે માઉન્ટ વરનોન—જ્યૉર્જ વૉશિંગ્ટનનું જન્મસ્થાન ને મૃત્યુસ્થાન જોવા ગયાં. અહીં વૉશિંગ્ટનનું આપણને વિશેષ સ્મરણ થાય એવું વાતાવરણ છે. એનાં જીવનની વિગતો જાણતા હોઈએ તો પણ ફરી જાણવાની ઇચ્છા થાય એવું છે. ૧૧ મે વર્ષે પિતાનું મૃત્યુ થયું. ૧૬મે વર્ષે વરજીનીઆમાં એ સર્વેયર હતો. એ પછી લશ્કરમાં જોડાયો. ૨૧ મે વર્ષે 'મેજર' બન્યો. બે રાજ્યો વચ્ચેના સરહદી સંગ્રામમાં ઘોડેસવાર અફસરોમાંથી એ એક જ જીવતો રહ્યો હતો! એ લડાઈમાં એના બે ઘોડાઓ મરી ગયા હતા અને એના બખતરિયા કોટમાં બંદુકની ગોળીનાં ચાર કાણાં પડયાં હતાં! એણે એ વખતે એની માને લખેલું: 'ભગવાને કોઈ મહાન કાર્ય માટે મને જીવતો રાખ્યો છે.' એ પછી સરસેનાપતિ થયો. ધનિક વિધવા સાથે લગ્ન કર્યાં ને એના આગળના બાળકોના ઉછેરમાં સાથ આપ્યો એ પછી સ્વાતંત્ર્યયુદ્ધમા સરસેનાપતિ બન્યો ને બોસ્ટનમાંથી અંગ્રેજોને હકાવ્યા પછી પહેલાં ૧૩ સંસ્થાનોનું સંગઠન કરવાનું આવ્યું ત્યારે સૈનિક ઉપરાંત રાજપુરુષના ગુણો પણ એનામાં પ્રકાશી ઊઠ્યા. સૈનિક અને મુત્સદ્દીના ગુણો ધરાવતો આ પુરુષ અમેરિકાના સંયુક્ત રાજ્યોનો પહેલો પ્રમુખ બન્યો, બીજી વાર પણ એની વરણી થઈ, ત્રીજી વાર એ જ પસંદ થયો, પણ લોકશાહી પ્રણાલિકા વિકસવા દેવા માટે એણે એ પદ લેવાનો ઇનકાર કર્યો. મૃત્યુ એનું કરણ રીતે થયું. નિવૃત્ત થઈ માઉન્ટ વરનોન આવી ઘરની ને જમીનની સજાવટ કરી. એક વાર બરફ, વરસાદ ને તોફાનમાં સપડાયો ને ગંભીર માંદગીમાં પટકાઈને મરણ પામ્યો.

માઉન્ટ વરનોન વૉશિંગ્ટન શહેરનું મધ્યબિન્દુ એટલે કે લગભગ સ્મારક સ્તંભની દક્ષિણે સોળ માઈલ દૂર વર્જીનીઆમાં પોટોમેકના કિનારે છે. આ સ્થળ જ્યૉર્જ વૉશિંગ્ટનના વડવાઓએ વસાવેલું અને છેલ્લે

વોશિંગ્ટનના સાવકા ભાઈ વરનોનના મૃત્યુથી વોશિંગ્ટનના કબજામાં આવ્યુ સાવકા ભાઈનો અર્થ છે માતા કે પિતાનુ જુદાપણુ અમેરિકામા એ આશ્ચર્ય ગણાતુ નથી વરનોન અને વોશિંગ્ટનના પિતા એક હતા માતા જુદી હતી વોશિંગ્ટન આ સ્થળે લાબો સમય રહ્યા હતા, પર સ્વાતન્ત્ર્યયુદ્ધમાં જોડાયા પછી ક્યારેક જ આવી શકાતુ હતુ ર પછી પ્રમુખ તરીકે વરણી થતા ન્યૂયોર્ક અને ફિલેડેલ્ફીઆમા રહ્યા નિવૃત્તિનો સમય તો ઘણો ટૂકો નીકળ્યો ૧૭૯૯ના ડિસેમ્બરની ૧૪મીએ એમનુ મૃત્યુ થયુ પત્ની માર્થાનુ મૃત્યુ તે પછી અઢી વરસે એ દપતીન સ્મરણો આ સ્થળે સારી રીતે જળવાયા છે વોશિંગ્ટન શહેરથી માઉન વરનોનનો રાજમાર્ગ ખાસ નોધ માગી લે છે અમેરિકામા 'જેને હાઇ-વે, 'એક્સપ્રેસ વે,' 'ફ્રી વે' અને એના ઘણા નામે ઓળખાવવામા આવે છે તે માર્ગે અમારી 'બસ' દોડવા લાગી ત્યારે આસપાસની સુદરતાથ ચિત્ત પ્રસન્ન થઇ ગયુ ૧૬ માઇલનો મોટો ભાગ તો પોટોમેકના કાઠ પરથી જ પસાર થાય છે કોઇ કોઇ સ્થળે એનો પટ એટલો વિશાળ છે કે આપણે સાગરકાંઠે પ્રવાસ કરતા હોઇએ એવુ જ લાગે પોટોમેક નદી જળવ્યવહારનુ પણ ઉત્તમ સાધન છે એક બાજુ પાણી અને બીજી બાજુ લીલી કુજાર ધરતી જોતા આખો તૃપ્તિ અનુભવે એવો એ માર્ગ છે

અગિયારેક વાગે ત્યા પહોચ્યા ત્યારે યાત્રાળુઓને લઇને અનેક બસો ત્યા આવી હતી, પરતુ મુખ્ય દરવાજામા દાખલ થયા પછી વોશિંગ્ટનના નિવાસસ્થાન સિવાય કયાય ગિરદી જેવુ લાગે નહિ એટલી વિશાળ એ જગ્યા છે નિવાસસ્થાન બે માળનુ છે અદર જઇને બધુ જોવા માટે અમારે ત્યા હારમા ઊભા રહેવુ પડયુ ભોયતળિયે બેઠકનો ખડ છે, પાછળ નદી પર પડતો સગીતખડ છે, વચ્ચેના ખડમાથી ઉપર દાદર જાય છે બાજુમા શયનખડ અને પુસ્તકાલય છે એક ઓરડામાં રાચરચીલુ ગોઠવેલુ છે પહેલા માળે વોશિંગ્ટનના પત્ની માર્થાનો શયનખડ, વોશિંગ્ટનના બે અગત ખડ વગેરે છે બીજા માળે

નાનકડો ખંડ છે કહે છે કે વોશિંગ્ટનના મૃત્યુ પછી માર્થા ત્યાં સૂતી હતી અને પતિની કબર તરફ જોઈ રહેતી હતી દરેક ખંડમાં વોશિંગ્ટનના સમયનું સાચું ચિત્ર મળી રહે એવી ગોઠવણ છે દરેક ચીજ સાથેના સંભરણો ત્યાં સાંભળવા મળે છે મુખ્ય મકાનની પાછળ વરંડો ને મેદાન છે બાજુમાં નોકરો માટેની ઓરડીઓ છે. થોડે દૂર એ કાળનો ખ્યાલ મળી રહે એવું રસોડું રાખ્યું છે, તબેલો ને ગાડી પણ છે આસપાસમાં ફરી શકાય એવું છે ત્યાંથી થોડે દૂર વૃક્ષોના ઘટામાં વોશિંગ્ટન અને માર્થાની કબર છે મંદિર જેવું ત્યાંનું વાતાવરણ છે વોશિંગ્ટનના મૃત્યુ પછી તેને કુટુંબના ઘુમ્મટમાં જ દાટવામાં આવ્યો હતો, પરંતુ એણે પણ મૃત્યુ પહેલાં પોતાના કબર અંગે નિર્ણય કરી લીધો હતો એટલે માર્થાના મૃત્યુ પછી એ બંનેને વોશિંગ્ટનની ઈચ્છા મુજબના સ્થળે પોઢાડવામાં આવ્યા છે

માઉન્ટ વરનોનમાં સંગ્રહસ્થાન પણ છે વોશિંગ્ટન વિષેનું સાહિત્ય, તે કાળના ચિત્રો વગેરે ત્યાં મળે છે. ખાવાપીવાની સગવડ તો સર્વે સ્થળોની પેઠે અહીં પણ છે. સમય ગાળવો ગમે એવા આ વિશાળ અને સુંદર સ્થળે અમે અર્ધા દિવસથી વધુ સમય પસાર કર્યો અને સાંજે ફરીને એ જ સુંદર માર્ગ પર પ્રવાસ કરતા વોશિંગ્ટન પાછા ફર્યા

એ પછીના દિવસથી અમારા કાર્યક્રમનું સ્વરૂપ બદલાઈ ગયું અને જોવા કરતા જાણવાનું વિશેષ મળવા લાગ્યું

## ૧૪. કેપીટોલ

અમેરિકામા જે સ્થાન વોશિંગ્ટન શહેરનુ તે સ્થાન વોશિંગ્ટનમા કેપીટોલનુ એ સ્થળના દૂરથી દર્શન અનેક વાર કર્યા અને ત્રણેક વાર ત્યા ખાસ જવાનુ પણ થયુ. એક વાર દર્શનીય સ્થળ તરીકે તેનુ અવલોકન કરવા ગયા હતા બીજી વાર સેનેટ અને પ્રતિનિધિ સભાની બેઠકોની કાર્યવાહીનુ નિરીક્ષણ કરવાની સગવડનો લાભ લીધો હતો. ત્રીજી વાર એક સેનેટરને મળવા ગયા હતા 'કેપીટોલ'ની રચના એક ટેકરી પર કરવામાં આવી છે અને ઈમારતની ઊંચાઈ પણ ગણનાપાત્ર છે તેથી શહેરમા એ સૌથી ઊંચા સ્થળે છે એની આસપાસનો ૧૨૦ એકર જેટલો વિસ્તાર રમણીય બાગ જેવો બની ગયો છે અનેક પ્રકારના ઘટાદાર ને શોભા આપતા વૃક્ષો તથા ફૂલછોડ ત્યા જોવા મળે છે જ્યોર્જ વોશિંગ્ટને અને બીજા પ્રમુખોએ રોપેલા વૃક્ષો આજે પણ મોજૂદ છે સ્થાપત્યોના નમૂનાઓ પણ આકર્ષક છે કેપીટોલનુ શિલારોપણ ૧૭૯૨ મા જ્યોર્જ વોશિંગ્ટને જાતે કર્યુ હતુ એ પછી આઠ વર્ષે પાટનગરની રચના થઇ હતી

અમેરિકાની પ્રજાએ અંગ્રેજોની સામે વિજય મેળવતા જ પ્રજાસત્તાકની સ્થાપના કરી દીધી હતી આ વિજેતાઓ [illegible] બહાદુર સૈનિકો તો હતા જ, સાથેસાથે પ્રથમ કક્ષાના રાજપુરુષો ને લોકનાયકો પણ હતા, તે એમણે સ્વાતંત્ર્યની પ્રાપ્તિ પછી તરત જ પુરવાર કરી બતાવ્યુ હતુ આપણા દેશના મુક્તિયુદ્ધનો પ્રકાર નિરાળો હતો, કારણ કે સંયોગો જુદા હતા, નેતૃત્વ ભિન્ન પ્રકારનુ હતુ, પરંતુ એમા યે એમ પુરવાર થયુ છે કે ભારતનું સ્વાતંત્ર્યયુદ્ધ ખેલનારા નેતાઓ તે પછી જગતના પ્રથમ કક્ષાના રાજપુરુષો બની શકયા છે સરદાર વલ્લભભાઇ

અને પંડિત જવાહરલાલ તો ઇતિહાસમાં અમર બની રહે એવા પ્રખર મુત્સદ્દી પુરવાર થયા છે આઝાદી પછી પણ અમેરિકામાં અંગ્રેજો સાથે અથડામણો થઈ હતી ૧૮૧૪ માં કેપીટોલ અને વ્હાઈટ હાઉસ અંગ્રેજોએ બાળ્યા હતા એ વખતે કોંગ્રેસ અને પ્રમુખની કચેરીઓ બદલવી પડી હતી

અમેરિકાના સ્વાતંત્ર્યયુદ્ધનો ઇતિહાસ ખરેખર રોમાંચક છે આપણે સ્વાતંત્ર્ય ૧૯૪૭માં મેળવ્યું, પરંતુ તેનું જાહેરનામું ઘડી પ્રતિજ્ઞાઓ લીધી હતી ૧૯૩૦ ના જાન્યુઆરીની ૨૬મી તારીખે એવું જ ત્યાં પણ બન્યું હતું અમેરિકાનું આજનું સ્વરૂપ ત્યારે નહોતું. અંગ્રેજોના સંસ્થાનો બનેલાં માત્ર ૧૩ રાજ્યોએ ત્યારે વિદ્રોહનો ધ્વજ ફરકાવ્યો હતો સ્વાતંત્ર્યનું જાહેરનામું અને બંધારણ એમના દ્વારા ઘડાયાં હતાં આપણે સ્વાતંત્ર્યના વીરોને જેમ અસાધારણ વ્યક્તિઓ તરીકે યાદ કરીએ છીએ તેવી જ સ્થિતિ અમેરિકાની છે આપણે ત્યાં ધાર્મિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ દેશની એકતા હજારો વર્ષો પહેલાં સ્થપાયેલી હતી, પરંતુ રાજકીય એકતાનો પાયો અમુક પ્રમાણમાં બ્રિટિશ રાજઅમલ દરમિયાન નખાયો હતો સ્વાતંત્ર્યની સાથે દેશના ભાગલા પડયા તે સાચું, પ૬૨ જેટલા રજવાડાઓની સમસ્યા આપણે ઉકેલવી પડી તે પણ કબૂલ, છતાં અમેરિકા કરતાં આપણી સ્થિતિ અનેકગણી બહેતર ગણાય અમેરિકાનું સંયુક્ત રાજ્ય કેમ બંધાયું તેનો આછો ખ્યાલ મેળવવો જોઈએ મૂળમાં તો માત્ર ૧૩ રાજ્યો, આજે તેની સંખ્યા ૫૦ની થઈ છે આમાં ૪૮ રાજ્યો એક જથ્થે ભૌગોલિક રીતે સંકળાયેલાં છે બે નવાં રાજ્યો એલાસ્કા અને હવાઈ ટાપુઓ અનુક્રમે ૧૯૫૮ અને ૧૯૫૯ માં જોડાયાં હવાઇનાં વિધિસરના જોડાણ પછી થોડા જ દિવસોમાં અમે ત્યાં ગયા હતાં એટલે એની રંગત અમે જોઈ શક્યા હતા આ ૫૦ રાજ્યો ઉપરાંત, થોડાક 'પ્રદેશો' પણ અમેરિકા ધરાવે છે પોર્ટોરીકો, પનામા નહેર-પ્રદેશ, વર્જીન ટાપુઓ, ગુઆમ અમોઆ, વેક અને મીડવે ટાપુઓ ઉપરાંત એના વાલીપણા નીચે પણ અમુક ટાપુઓ છે

આપણે ત્યાં રિયાસતોનાં જે જોડાણો થયાં તે કરતાં અમેરિકાની સ્થિતિ જુદી છે. રિયાસતોની સ્વતંત્ર હસ્તી ને અધિકાર અહીં ભૂસાઈ ગયાં છે. ત્યાં તો રાજ્યો જ જોડાયાં છે અને એમની અસર સમગ્ર સમવાયતંત્ર પર પણ પડી છે. સ્વાતંત્ર્યની સાથે આપણને વિશાળ પ્રમાણમાં એકતા મળી હતી. જ્યારે અમેરિકામાં એવું નહોતું. આ કારણે આપણું બંધારણ સમવાયી હોવા છતાં વિશેષ સત્તાઓ કેન્દ્ર પાસે છે. જ્યારે અમેરિકામાં, જેને તેઓ 'ચેક ઍન્ડ બેલેન્સ' કહે છે એવી સ્થિતિ છે. રાજ્યોના અધિકારો કેન્દ્રને કારણે અંકુશિત બને છે અને કેન્દ્રના રાજ્યોને કારણે, આવું જ પ્રમુખ, કોંગ્રેસ અને ન્યાયતંત્રના અધિકારો વિશે છે. ત્યા સત્તાને અંકુશિત ને સમતોલ રાખવાનો પ્રયાસ સતત ચાલતો હોય છે. અમેરિકામાં અંગ્રેજો સામે લડાઇ-૧૭૭૫માં શરૂ થઈ હતી અને સ્વાતંત્ર્યનું ઐતિહાસિક જાહેરનામું ૧૭૭૬ ના જુલાઈની ૪થીએ પ્રગટ કરવામાં આવ્યું હતું. આપણે જેમ પ્રજાસત્તાક દિન ૨૬ જાન્યુઆરીએ ઊજવીએ છીએ તેમ અમેરિકા ૪થી જુલાઇએ ઊજવે છે. અમેરિકાની પ્રજાનો એ મોટામાં મોટો ઉત્સવદિન છે. એ પછી લડાઇ તો સાત વર્ષ ચાલી હતી. પેરિસમાં અંગ્રેજો અને અમેરિકનો વચ્ચે અમેરિકાના સ્વાતંત્ર્યના કરાર થયા ૧૭૮૩ના સપ્ટેમ્બરની ૩જી તારીખે, પરંતુ એ તારીખનું ત્યાં મહત્ત્વ નથી. ભારતની સ્વતંત્રતાની જાહેરાત જૂનની ૩જીએ થઈ હતી, પરંતુ આજે તેને કોણ યાદ કરે છે? સ્વાતંત્ર્ય મેળવ્યા પછી સ્વાભાવિક રીતે બંધારણ ઘડવાનું કામ ચાલ્યું હતું. ૧૭૮૭માં તે પૂરું થયું. ૧૭૮૯ના એપ્રિલની ૩૦મી તારીખે જ્યોર્જ વૉશિંગ્ટન એ બંધારણ અનુસાર પ્રથમ પ્રમુખ બન્યા અને વ્યવસ્થિત રાજવહીવટની શરૂઆત થઈ. અમેરિકા અને ભારતના સ્વાતંત્ર્યના ઇતિહાસમા કેટલુ બધું સામ્ય છે!

કેપિટોલનો વિકાસ તે પછી થતો જ રહ્યો છે. સેનેટ અને પ્રતિનિધિસભાના ખંડો છેક ૧૯૫૮માં થયા. આપણે જેમ લોકસભા

અને રાજસભા મળી સંસદ બને છે, તેમ ત્યાં 'સેનેટ' અને 'હાઉસ ઑફ રેપ્રિઝેન્ટેટીવ' મળીને 'કૉંગ્રેસ' બને છે, પરંતુ બે વચ્ચે ભેદ ઘણો છે.

'કેપિટોલનાં બધાં મકાનો લગભગ ચાર એકર જમીન રોકે છે. ૧૪ એકરમાં તે પથરાયેલાં છે; કુલ ૪૩૫ વિશાળ ખંડો છે. ૭૦૦ બારીઓ છે ૧૨–૧૫ લીફ્ટ હશે. દાદર પરથી ચડીએ તો ચારસો જેટલાં પગથિયાં ચડવાં પડે છે. ઘુમ્મટની નવરચના કરવામાં આવી છે. પ્રથમ તો ત્રાંબાનું પતરું જડેલાં લાકડાનો હતો, હવે સલામતી માટે આખો જ ઘુમ્મટ લોખંડનો બનાવ્યો છે ને તેને સફેદ રંગથી રંગ્યો છે. એના અંદરના ગોળાકારમાં સ્મારકો છે. ઘુમ્મટ પર સ્વાતંત્ર્યનું પ્રતીક મૂકવામાં આવ્યું છે. મુખ્ય ઇમારતની લંબાઇ ૭૫૧ ફૂટ, પહોળાઇ ૩૫૦ ફૂટ, ઘુમ્મટની ઊંચાઇ ૨૮૫ ફૂટ, કરોડો ડૉલરના ખર્ચે આ બધું બંધાયું છે. સેનેટ ને પ્રતિનિધિસભાની પાંખોમાં જ પ્રથમ એક દોઢ કરોડ રૂપિયા ખરચાયા હતા, પછી એના વિકાસમાં બીજા નવ કરોડ રૂપિયા ખરચાયા! કરોડોની જ વાત છે ત્યાં. કેપિટોલમાં જેમ પાર વિનાની સગવડો રાખવામાં આવી છે તેમ તેને સુંદર પણ બનાવવામાં આવ્યું છે. ઊંચી જાતના આરસનો બધે ઉપયોગ થયો છે. ચિત્રો, તસવીરો અને શિલ્પકૃતિઓમાં ભિન્ન ભિન્ન રાજ્યોના સુપ્રસિદ્ધ નાગરિકોની સ્મૃતિ પણ જાળવવામાં આવી છે.

કેપિટોલના વર્ણનની સાથે કૉંગ્રેસના પુસ્તકાલયને પણ યાદ કરી લેવું જોઇએ આ પુસ્તકાલય સાચે જ આજની દુનિયામાં અજોડ છે. એની વ્યવસ્થા પણ આશ્ચર્યચકિત કરી દે એવી છે. કોઇ પણ પુસ્તક આપણે માગીએ, બે ત્રણ મિનિટમાં જ તે આપણને મળી જાય. વાચન માટે પુષ્કળ સગવડો ને સુંદર પ્રકાશ–વ્યવસ્થા છે. એ વિશાળ ખંડનું વાતાવરણ પણ અભ્યાસપ્રેરક છે." આ પુસ્તકાલયનું અવલોકન કલાકો નહિ, દિવસો માગી લે એ મોટી ઇમારતોમાં તે વહેંચાયેલું છે. એમાં ગ્રંથો તો છે જ, ઉપરાંત, અગત્યનાં પત્રો, પત્રિકાઓ, ફાઇલો, અખબારો, હસ્તપ્રતો, નકશાઓ, દશ્યો, સંગીતના ગ્રંથો, ગ્રામોફોનની રેકોર્ડો,

પણ છે. આ બધ નો સરવાળો ૩ કરોડ ૬૦ લાખ થાય
શરૂઆત ૧૮૦૦ની સાલમા કોંગ્રેસે ખાસ કાયદો પસાર કરીને
હતી. સ્વાતત્ર્યના જાહેરનામાના ઘડવૈયા થોમસ જેફરસને પોતાના
અંગત પુસ્તકાલયના સાતેક હજાર જેટલા ગ્રથો ત્યા ભેટ આપ્યા હતા
આ પુસ્તકાલય પણ બે વખત આગનો ભોગ બની ગયુ હતુ ૧૮૧૪ની
સાલમા હજાર ગ્રથો બળી ગયા હતા ૧૮૫૧માં એથી વધુ મોટુ
નુકસાન થયુ હતુ અમેરિકાની અઢળક સપત્તિ અને તે કરતાં યે વધુ
પુરુષાર્થને પ્રતાપે આ પુસ્તકાલયનો વિકાસ થતો રહ્યો છે. એના
કબાટોની આલમારીઓની લબાઈ ૨૫૦ માઈલ ગણવામા આવે છે.
મુબઈથી વડોદરા કરતાં યે વધારે!

આ અભરાઈઓમા ૧ કરોડ ૧૪ લાખ પત્રિકાઓ, ફાઇલો વગેરે
છે. ૧ લાખ ૬૧ હજાર ફાઇલો અખબારોની છે ૧ કરોડ ૫૬ લાખ
હસ્તપ્રતો છે. ૨૩ લાખ નકશાઓ છે. ૨૦ લાખ સગીતની પ્રતો
છે. ૨૦ લાખ તસવીરો છે. દોઢ લાખ ગ્રામોફોનની રેકોર્ડો છે
દોઢ લાખ રીલ માઇક્રો ફિલ્મ છે. સવા લાખ ફિલ્મો છે. ઐતિ-
હાસિક પત્રો અને મહાપુરુષોની નોધપોથીઓ એના મૂળ સ્વરૂપમાં ત્યા
જાળવવામા આવ્યા છે, આ પુસ્તકાલયના અનુસધાનમા એક વાત
નોંધવા જેવી છે અમે દરેક શહેરમા તો નહિ પરતુ વૈવિધ્ય અને
મહત્ત્વની દૃષ્ટિએ જ્યા અનુકૂળતા જણાય ત્યા અખબારો તથા સામ-
યિકોની કચેરીઓનુ અવલોકન કરવા જતા હતા વોશિંગ્ટનમાં 'વોશિંગ્ટન
પોસ્ટ' પસદ કર્યુ હતુ પરંતુ તેનુ પુસ્તકાલય, બીજા સાધનોની
સરખામણીમા પાખુ અને ઝાખુ લાગ્યુ એટલે અમે તેનુ કારણ પૂછ્યુ.
અમને જવાબ મળ્યો. 'વોશિગ્ટનમા કોઈએ મોટુ પુસ્તકાલય વસાવવાની
જરૂર નથી. કોંગ્રેસના વિરાટ પુસ્તકાલયમાથી કોઇ પણ ક્ષણે, કોઇ પણ
ગ્રથ મેળવી શકાય છે એક ટેલિફોન પણ એ માટે પૂરતો થઇ પડે છે'
વિપુલ સમૃદ્ધિની સાથે આ સગવડ બીજે કયાં મળી શકે?

અમારા પ્રવાસનો હેતુ અમેરિકાને ઓળખવાનો હતો. આ માટે,

વિવિધ પ્રદેશના, ક્ષેત્રના, વ્યવસાયના લોકોને અમે મળતા હતા. લોકશાહી રાજતંત્રમાં લોકોની ઇચ્છાઓનું પ્રતિબિંબ રાજવહીવટ પર કેટલા પ્રમાણમાં પડે છે અને રાજસત્તા લોકોની આકાંક્ષાઓ યોગ્ય રીતે પૂરી કરી શકે છે કે નહિ તે જોવું પણ અમારી દૃષ્ટિએ અગત્યનું હતુ. આ માટે અમેરિકાના પૂર્વઇતિહાસનું વાચન, બંધારણની વિશિષ્ટતા, વ્યવહારમાં તેનો અમલ, લોકોનું તે તરફનું વલણ એ બધું જાણવું જરૂરી હતું. અમેરિકાની અસર આજે આખા જગત પર પડે છે. એના પ્રમુખ અસાધારણ સત્તાઓ ધરાવે છે. અમેરિકાના પ્રશ્નોને સમજવા માટે એની રાજ્યરચના સમજવી બહુ જરૂરી છે. અમેરિકાની કોંગ્રેસમાં આજે ડેમોક્રેટિક પક્ષ બહુમતીમાં છે અને પ્રમુખસ્થાને છે રિપબ્લિકન પક્ષના પ્રતિનિધિ આઇઝનહોવર. આપણે ત્યાં એવું બની શકે ખરું ? અમેરિકાના બંધારણની, લોકમાનસની અને પ્રણાલિકાની આ ભિન્નતા આપણે જાણવી જોઇએ. બીજો મુદ્દો લઇએ: આપણે ત્યાં હજારો વર્ષોથી ઊતરી આવેલી અસ્પૃશ્યતા બંધારણમાં ને કાયદાઓમાં ભૂસી નાખવામાં આવી છે છતાં સામાન્ય લોકોના વ્યવહાર વર્તમાનમાં આપણી એ શરમ હજુ કેટલેક સ્થળે કાયમ રહી છે, પરંતુ અમેરિકા જેવા વ્યક્તિસ્વાતંત્ર્યના પ્રખર હિમાયતી ને પૂર્ણ લોકશાહી દેશમાં, સવિશેષ એના દક્ષિણ વિભાગનાં રાજ્યોમાં નિગ્રોની હાલત વ્યવહારમાં ને કાયદામાં જોતાં આપણાં દુ:ખ ને આશ્ચર્યનો પાર ન રહે. આનાં કારણો જેમ પ્રજાનાં માનસમાં છે, ઐતિહાસિક પરંપરામાં છે તેમ સંયુક્ત રાજ્યના બંધારણની ભિન્નતામાં પણ છે તે સમજવા જેવુ છે.

અમેરિકાની મૂળ પ્રજા તો જે રેડઇન્ડીઅનને નામે ઓળખાય છે તે, એમની વચ્ચે જવાનો અવસર અમને એરીઝોના નામના રાજ્યમાં પ્રાપ્ત થયો હતો. એમની આજની સ્થિતિનું ચિત્ર યથાસ્થાને રજૂ થશે. નિગ્રો નામે ઓળખાતા લોકો મૂળ ગુલામો તરીકે આ દેશમા આવ્યા હતા. અમેરિકાના બંધારણનો પાયો જ નહિ, એની આખી ઇમારત યુરોપના જુદા જુદા દેશોમાંથી ત્યાં આવીને જેમણે વસાહતો સ્થાપી

હતી તે ગોરા લોકોના પુરુષાર્થનુ ફળ છે, તે લક્ષમા રાખવુ જોઇએ આ પ્રજાએ અસાધારણ કૌશલ્ય અને શક્તિ દાખવ્યા તે પણ આકસ્મિક નહોતા એટલુ આ પરથી સમજી શકાશે યુરોપીય પ્રજાના સાહસ અને શક્તિના તેઓ વારસદાર હતા એ જમાનામા હજારો માઇલનો દરિયો વીંધી, અનેક કુદરતી આફતોનો સામનો કરી, તેઓ જગલને મગલ બનાવવાની શક્તિ ધરાવતા હતા અમેરિકાનુ બધારણ આપણે વાચીએ અને ૧૭૨ વર્ષ પહેલા એ ઘડાયુ છે એ હકીકત ખ્યાલમા રાખીએ તો એના ઘડવૈયાઓની પ્રતિભાનો સાચો અદાજ પામી શકીએ આ બધારણમા આટલા વર્ષોમા માત્ર ૨૨ સુધારાઓ થયા છે આમા પ્રજાના હક્કોનુ સ્પષ્ટીકરણ કરતા પહેલા દસ સુધારા તો બીજે જ વરસે કરવામા આવ્યા હતા બધારણના મૂળભૂત સિદ્ધાતો ૧૭૨ વર્ષ પછી પણ એમ ને એમ જળવાઈ રહે એ હકીકત અસાધારણ ગણવી જોઇએ

બ્રિટનની પાર્લામેન્ટ એ લોકતત્રની જો માતા છે, તો અમેરિકાનુ આ બધારણ પ્રજાસત્તાક સમવાયતત્રમા પિતૃસ્થાને છે એમ સ્વીકારવુ જોઇએ દરેક પ્રજા પોતાના સસ્કાર અને આદર્શો અનુસાર રાજતત્ર રચે છે અમેરિકાની વસાહતો મુક્તિ માટે એકત્ર થાય, યુદ્ધ ખેલે, એ પછી રાજ્યનું સ્વરૂપ ધારણ કરે અને તેનો સઘ રચી પોતાની સત્તા પર મર્યાદા મૂકે—આજે નહિ, ૧૭૨ વર્ષ પહેલા એ ખરેખર આશ્ચર્યજનક છે. એ પહેલા માનવજાતના ઇતિહાસમા આવી હકીકત નોધાયેલી નથી આરભમા 'અકુશ અને સમતુલા'નો જે ઉલ્લેખ કર્યો છે તે પણ ત્યારથી આજ સુધીની પરિસ્થિતિને સ્પર્શે છે પ્રથમ ૧૩ રાજ્યોએ પોતાની અમુક સત્તાઓ સઘને અર્પણ કરી જે તાકાત પ્રાપ્ત કરી તેની અસર પશ્ચિમ બાજુએ વીજળીની ઝડપે થવા લાગી અલબત્ત, આજની કસોટીએ તે કાળનો વિકાસ અયોગ્ય લાગે વસાહતોની ખરીદીની આજે કલ્પના પણ થઈ શકે નહિ, ધાકધમકીનો પણ વિરોધ જ થાય, પરતુ બધારણના મૂળભૂત સિદ્ધાતને સબધ છે ત્યા સુધી તો એના ઘડવૈયાઓને, દીર્ઘદૃષ્ટિ અને સિદ્ધાતનિષ્ઠા માટે અભિ

નદન આપ્યા વિના રહેવાય નહિ આ બધારણ સમવાથી સ્વરૂપનુ છે આપણુ પણ એમ જ છે, પરંતુ આપણે ત્યા શેષ સત્તાઓ, એટલે કે બધારણમા સ્પષ્ટ રીતે જેનો ઉલ્લેખ નથી થયો તે સત્તાઓ રાજ્યો પાસે ને પ્રજા પાસે છે ગજ્યોની સરહદો બદલવી નવુ ગજ્ય રચવુ કે બે રાજ્યો જોડવા એ બધુ ત્યા એકલી કોગ્રેસ કરી શકે નહિ રાજ્યની ધારાસભાની સમતિ જોઈએ જ રાજ્યો પાસે આ પ્રકારે સત્તાઓ હોવાને કારણે અમેરિકાના એક ભાગમા સામાજિક કાયદાઓમા પ્રગતિ શીલતા દેખાય અને બીજે રૂઢિચુસ્તતા પણ દેખાય

સેનેટ અને હાઉસ ઑફ રેપ્રીઝેન્ટેટીવ્ઝની રચના પણ આપણી રાજ્યસભા ને લોકસભા કરતા જુદા પ્રકારે થાય છે રાજ્ય નાનુ હોય કે મોટુ, દરેક રાજ્યમાથી બે પ્રતિનિધિઓને સેનેટ માટે ચૂટવામાં આવે છે રાજ્યોની વસતિમા તો ઘણો મોટો તફાવત છે દા ત એક બાજુ ન્યુયોર્ક રાજ્યની વસતિ દોઢ કરોડની અને પેન્સીલવેનિયા તથા કેલિફોર્નિયાની વસતિ એક કરોડથી વધુ છે ત્યારે બીજી બાજુ નેવાડાની વસતિ બે લાખથી પણ ઓછી છે દસ લાખથી ઓછી વસતિવાળા ૧૫-૧૬ રાજ્યો છે આમ છતા દરેકને બે જ બેઠકો મળે છે પહેલા તો સેનેટ માટેના પ્રતિનિધિ ચૂટવાનો અધિકાર રાજ્યોની ધારાસભા પૂરતો મર્યાદિત હતો, પરંતુ ૧૯૧૩મા બધારણમા સુધારો કરી એ અધિકાર સામાન્ય મતદારોને આપવામાં આવ્યો છે કોગ્રેસની બે પાંખમા એક સેનેટ છે અને તેની પાસે જે અધિકારો છે તે જોતાં રાજ્યોને કેટલુ મહત્ત્વ ત્યા અપાય છે તેનો ખ્યાલ આવી શકશે. સેનેટના સભ્યપદ માટે ૩૦ વર્ષની વય જરૂરી છે એની બેઠકના પ્રમુખ હોય છે આખા દેશના ઉપ-પ્રમુખ. આપણે ત્યા પણ રાજ્યસભાનુ અધ્યક્ષસ્થાન ઉપ-રાષ્ટ્રપતિ સભાળે છે પ્રતિનિધિસભાની રચના સર્વાંગે વસતિના ધોરણે જ થાય છે ૨ લાખ ૯૦ હજારની વસતિમાથી એક પ્રતિનિધિ ચૂટી શકાય છે સરખામણી કરીએ તો સેનેટમા દરેક રાજ્યના બે પ્રતિનિધિઓ હોય ત્યારે પ્રતિનિધિસભામા વસતિના પ્રમાણમા પ્રતિનિધિત્વ મળવાને કારણે ન્યુયોર્કને ૪૩, કેલીફોર્નિયાને ૩૦,

પેન્સીલ્વેનિયાને ૩૦ બેઠકો મળી જાય, જ્યારે નાના રાજ્યો બેચાર બેઠકો જ મેળવી શકે સેનેટના સભ્યપદને કારણે રાજ્યોનો પ્રભાવ સમગ્ર રાષ્ટ્ર પર રહી શકે તે આ પરથી સમજી શકાય એમ છે

અમેરિકાના બધારણમા સત્તાના મુખ્ય ત્રણ વિભાગો છે એક તો કોગ્રેસ, તે ધારા ઘડનારુ મડળ છે બીજા પ્રમુખ, એ કારોબારની સર્વોચ્ચ સત્તા ધરાવે છે ત્રીજુ વરિષ્ઠ ન્યાયમદિર, બધારણના અર્થ અને ભાવના રક્ષક તરીકે એની સત્તા પણ અસાધારણ ગણાય આ ત્રણેય સત્તાઓ બધારણથી મર્યાદિત બનેલી છે, પણ તેની અસર ખૂબ જ વ્યાપક છે આમા પણ એક બીજા પર અકુશ રાખી સમતુલા જાળવવાની યોજના જોઇ શકાય છે કોગ્રેસ અને પ્રમુખ વચ્ચે અનેક વાર અથડામણો થાય છે ન્યાયતત્ર વિષે એમ ન કહી શકાય, કારણ કે એનો ચુકાદો આવ્યા પછી બધારણમા ફેરફાર કર્યા વિના કોઈથી કશુ બની શકતુ નથી બધારણનો સુધારો ત્યા બહુ મુશ્કેલ છે સેનેટ અને પ્રતિનિધિસભાના ૩ સભ્યો અથવા તો ૩ રાજ્યોની ધારાસભા અથવા તો ૩ રાજ્યોની પરિષદ સુધારાની દરખાસ્ત લાવે તો જ કોગ્રેસમા તેના વિષે વિચારણા થઇ શકે! આમા પણ સેનેટના સમાન સભ્યપદનો દરેક રાજ્યનો મૂળભૂત અધિકાર તો તે રાજ્યની સમતિ વિના લઇ જ શકાય નહિ અમેરિકાના બધારણના મૂળ દસ્તાવેજમા માત્ર ૨૨ જ સુધારાઓ થઇ શકયા છે તેનુ કારણ આ મર્યાદાઓનુ પણ છે આ ૨૨ મા પ્રથમના ૧૦ સુધારા હક્કનામા જેવા છે બાકીના બારમા એક નશાબદીનો, જે પાછળથી રદ કરવામા આવ્યો છે તે છે વાસ્તવમા દસ જ સુધારા ૧૭૦ વર્ષમા કરવામા આવ્યા છે!

આ ૧૦ સુધારામા ૩ સુધારાઓ ૧૮૬૭, ૧૮૬૮ અને ૧૮૭૦મા ગુલામીની નાબૂદી માટે કરવામા આવ્યા છે આ સુધારાઓ પછી જ અમેરિકાના પ્રત્યેક પ્રજાજનને, ખાસ કરીને નિગ્રોને કાયદા દ્વારા સમાન અધિકાર પ્રાપ્ત થયો છે એક સુધારામા દરેક રાજ્ય અને કેન્દ્રમા સ્ત્રીના મતાધિકારની ખાતરી આપવામા આવી છે પ્રમુખ-ઉપપ્રમુખની ચૂટણી, મુદત વગેરે સાથે સબધ ધરાવતા ત્રણ સુધારાઓ છે એક સુધારો રાજ્યોની સત્તાનુ સ્પષ્ટીકરણ કરે છે અને બીજા એકમા કેન્દ્રને

કર નાખવાની ખાસ સત્તા આપવામાં આવી છે. અમેરિકામાં દર ચાર વરસે પ્રમુખની ચૂંટણી થાય છે. જ્યોર્જ વોશિંગ્ટને ત્રીજી વાર પ્રમુખપદનો ઇનકાર કરીને જે પ્રણાલિકા પાડી હતી તે ખાસ સંયો રૂઝવેલ્ટના વખતમાં તૂટી ગઈ. ફ્રાન્કલિન રૂઝવેલ્ટ એક સાથે ૧૨ એટલે કે ૩ મુદત પ્રમુખપદે રહ્યા હતા (૧૯૩૩ થી ૧૯૪૫) પછી ૧૯૫૨માં બંધારણમાં ખાસ સુધારો કરીને બેથી વધુ વખત વ્યક્તિ પ્રમુખ બની શકે નહિ એવું બંધન મૂકવામાં આવ્યું. રિકાની પ્રજા લોકશાહી પ્રણાલિકા જાળવવા માટે કેવી કાળજી રાખે તેનો આમાં પુરાવો મળી રહે છે. આજના પ્રમુખ આઇઝનહોવ બીજી મુદત આવતા વર્ષે (નવેંબર ૧૯૬૦) પૂરી થાય છે એટલે તે માટે હવે પ્રમુખ થવાનો અવકાશ રહેતો નથી.

અમેરિકામાં પ્રમુખ ને ઉપ-પ્રમુખની ચૂંટણી માટે ખાસ જોગવાઈ છે. જાણવા જેવું એ છે કે સેનેટના સભ્યપદની મુદત છ વર્ષની પણ ત્રીજા ભાગના સભ્યો બીજે વર્ષે બદલાય છે. પ્રતિનિધિસભ સભ્યો બીજા વર્ષે ચૂંટાય છે. પ્રમુખપદની મુદત પાકા ચાર વર્ષની પ્રમુખ વધુ સ્થિરતા ને દૃઢતાથી કામ કરી શકે એવી આ સગવડ કોંગ્રેસની અને પ્રમુખની સત્તાઓ બંધારણ દ્વારા નક્કી થયેલી રોજેરોજના વહીવટને લક્ષમાં રાખી પ્રમુખના અધિકારોની યાદી વાંચ તો ઘડીભર આપણને એમ લાગે છે કે લગભગ સરમુખત્યાર જે અધિકારો એ ભોગવે છે. આ કારણે સેનેટ કે પ્રતિનિધિસભ ચૂંટણીમાં રાજકીય પક્ષના બળાબળનું જેવું પ્રતિબિંબ ઊઠે છે. પ્રમુખની ચૂંટણીમાં ઊઠતું નથી. પ્રમુખની ચૂંટણી પક્ષની મર્યાદાએ વટાવી જાય છે. આઇઝનહોવરની પસંદગી રિપબ્લિકન પક્ષની લોકપ્રિય કરતાં વિશેષ એમના અંગત વ્યક્તિત્વ ને લોકપ્રિયતાને કારણે થઈ હત

અમે ત્યાં ફરતાં હતાં ત્યારે આ વિષે જે લોકમાનસ જાણ્યું એ તે પરથી જે સંભવિતતા કલ્પી છે તેની ચર્ચા પછી કરીશું. પહેલાં પ્રમુખની અસાધારણ સત્તાઓનો વ્યવહારમાં કેમ અમલ થાય અને કોંગ્રેસ તથા પ્રમુખ એકમેક પર કેવી રીતે અંકુશ રાખે છે તે જોઈએ

## ૧૫. રાજબંધારણ

અમેરિકાના બંધારણની વિસ્તૃત ચર્ચા અહીં શક્ય નથી, જરૂરી પણ નથી. આ પ્રવાસકથાના આરંભે 'અભ્યાસ, અવલોકન અને ચિંતન'ના જે મર્યાદા નક્કી કરી છે તે અનુસાર ચાલવાનું જ યોગ્ય છે. અમેરિકાનું બંધારણ સિદ્ધાંતમાં અને વ્યવહારમાં અંકુશ અને સમતુલા



બંધારણીય સત્તાનું મુખ્ય કેન્દ્ર કેપીટોલ




પર જ રચાયું છે. કોંગ્રેસના બંને ધારાગૃહો પણ એકબીજા પર અંકુશ રાખી સમતુલા જાળવે છે. નાણાંને લગતો ખરડો પ્રથમ પ્રતિનિધિસભામાં આવે. બીજા ખરડાઓ ગમે તે ગૃહમાં આવી શકે, પરંતુ પ્રમુખની

વિદેશી બાબતો અંગેની પ્રવૃત્તિ પર વધુ અંકુશ રહે સેનેટનો કાયદો ઘડવાને લગતી અંતિમ સત્તા કોંગ્રેસની, પરંતુ કારોબારની ખાસ સત્તાઓ પ્રમુખના હાથમાં એટલે એ બેની વચ્ચે મેળ ન હોય તો રાજ્યવહીવટમાં મુસીબત ઊભી થાય બંધારણ અનુસાર કોંગ્રેસ દ્વારા પ્રજાનું સાર્વભૌમત્વ જળવાય છે બીજી બાજુ પ્રમુખ પણ કોઈ પક્ષનો નહિ સમગ્ર પ્રજાનો પ્રતિનિધિ ગણાય છે. પ્રમુખ કારોબારી વડો છે સેનાની બધી શાખાઓના તથા રાજ્યોના લશ્કરનો તે સરસેનાપતિ છે વિદેશી સંબંધો તેના દ્વારા જ બંધાય છે ને જળવાય છે માફી આપવાની એને જ સત્તા છે એના વહીવટી કાર્યમાં સહાય કરવા એ વિવિધ ખાતાઓના પ્રધાનો તથા અમલદારોની નિમણૂક કરે છે એ બધા પ્રમુખને જવાબદાર હોય છે બીજી બાજુ કોઈ પણ બાબતમાં નિર્ણય લેતા પહેલા પ્રમુખે તે ખાતાના વડાનો લેખિત અભિપ્રાય મેળવવો પણ જરૂરી હોય છે બીજા દેશો સાથે સંધિ–કરારો કરવાની, રાજદૂતો, કોન્સલો, વરિષ્ઠ અદાલતના ન્યાયમૂર્તિઓ, ખાતાના વડાઓ વગેરેની નિમણૂકો કરવાની પણ પ્રમુખને સત્તા છે, પરંતુ તેના પર 'સેનેટની સલાહ તથા સંમતિ' લેવાની મર્યાદા છે

આમ છતાં દરેક બાબતમાં અંતિમ સત્તા કોંગ્રેસ જ ધરાવે છે પ્રમુખ સર્વ સેનાનો સરસેનાપતિ હોવા છતાં યુદ્ધ જાહેર કરવાની ને સેનામાં વધારો–ઘટાડો કરવાની સત્તા કોંગ્રેસ પાસે છે કરવેરા નાખવાની સત્તા પણ કોંગ્રેસની જ સમગ્ર રાષ્ટ્રને લાગુ પડતા કાયદાઓ ઘડવાનો, લોન કાઢવાનો, વિદેશો તથા રાજ્યો સાથેના વ્યાપારનું નિયમન કરવાનો, નાણું વગેરેનો, જમીન–પાણી વગેરેનો કબજો લેવાનો વગેરે અધિકાર કોંગ્રેસ ધરાવે છે અમેરિકામાં વ્યવહારના સાધનો એક ટપાલકચેરીના અપવાદ સાથે ખાનગી માલિકીનાં છે ને ટપાલ પર કોંગ્રેસનો અધિકાર છે પ્રમુખ કંઈ પણ કરવા ચાહે ત્યારે તેણે તે માટેના અધિકારો કોંગ્રેસ અથવા તેના ધારાગૃહ પાસેથી મેળવવા જોઈએ વ્યવહારમાં આ અધિકારો એટલા મોટા જથ્થામાં આપવામાં આવે છે કે પ્રમુખ વિના વિલંબે અને ભય રાંકાથી પર રહીને કાર્ય કરી શકે છે કોંગ્રેસમાં કોઈ

પણ કાયદા માટે ખરડો લાવવાની વિપુલ સગવડો છે. પ્રમુખ કોંગ્રેસને અનેક પ્રકારે ભલામણ કરે છે, સલાહ આપે છે, એના કારોબારના અનુસંધાનમા ખરડાઓ અને ઠરાવો પણ રજૂ થાય છે. કોંગ્રેસના સભ્યો પણ ખરડાઓ અને ઠરાવો લાવી શકે છે. આપણે ત્યા પ્રમુખ પાસે બધારણીય સત્તાઓ ઓછી નથી, પરતુ બધારણ દ્વારા તેના પર પ્રધાનમડળની 'સહાય અને સલાહ' લેવાનુ બધન છે. આપણે ત્યાં પ્રધાનમડળ પ્રમુખની ઈચ્છાનુસાર નિમાયેલુ ગણાય છે, પણ એ જવાબદાર હોય છે લોકસભાને. જે પક્ષની બહુમતી હોય તેના નેતાને પ્રમુખ વડા પ્રધાન બનાવે છે અને તેની 'સલાહ' અનુસાર બીજા પ્રધાનોની નિમણૂક કરે છે. સાદી રીતે જોઈએ તો આપણે ત્યાં પ્રમુખ અને વડા પ્રધાન સયુક્ત રીતે જે અધિકારો ભોગવે છે તે અમેરિકામા એકલા પ્રમુખ ભોગવે છે.

અમેરિકાના બધારણ અનુસાર પ્રમુખ પાસે 'વીટો'નો, કોઈ પણ ઠરાવ કે ખરડાને કાયદાનુ સ્વરૂપ અપાતા અટકાવી દેવાનો અધિકાર પણ છે. કોંગ્રેસમા બધારણ અનુસાર કોઇ ખરડો બહુમતીથી પસાર થાય તે પછી પ્રમુખ તેના પર સહી કરે ત્યારે જ તે કાયદો બની શકે. આપણે ત્યા પણ એમ છે, પરતુ આપણે ત્યા પ્રમુખે એના પર પ્રધાન મંડળની 'સલાહ' અનુસાર સહી કરવી જ પડે અને પ્રધાનમડળ પણ સંસદના નિર્ણય અનુસાર જ વર્તી શકે, જ્યારે અમેરિકામા પ્રમુખને 'વીટો'ની વિશિષ્ટ સત્તા આપવામા આવી છે. પ્રમુખની માન્યતાની વિરુદ્ધ કોંગ્રેસ જો બહુમતી નિર્ણય કરે અને પ્રમુખ દસ દિવસ સુધી તેના પર સહી ન કરે કે 'વીટો' ન વાપરે તો એ ખરડો કે ઠરાવ આપોઆપ કાયદો બની જાય પ્રમુખ સહી કરે તો તો એ બને જ. પ્રમુખ જો 'વીટો'નો ઉપયોગ કરે તો જે ધારાગૃહમા પ્રથમ એ ખરડો આવ્યો હોય ત્યા પુનર્વિચારણા માટે એ પાછો મોકલવામા આવે પ્રમુખે સહી ન કરવા માટે જે કારણો આપ્યા હોય તેની ત્યા ચર્ચા થાય. ધોરણસર બને ધારાગૃહો એના પર વિચારણા કરે. તેઓ પ્રમુખના

વાંધા સાથે સંમત થતા હોય તો તેનો સ્વીકાર કરી સુધારા કરે જો તેઓ વિરૂદ્ધમા હોય તો ફરીને મતદાન થાય આ મતદાનમા બને ગૃહોની જુદીજુદી બેઠકમા હાજર રહેલા સભ્યોના ૨/૩ સભ્યો ખરડાની તરફદારી કરે તો પ્રમુખનો 'વીટો' નિષ્ફળ જાય અને એ ખરડો કાયદો બની જાય આમા પણ કોગ્રેસ પર પ્રમુખનો 'વીટો' અને પ્રમુખના 'વીટો' પર કોંગ્રેસનો ૨/૩ બહુમતીથી અધિકાર એટલે કે અ કુશ અને સમતુલા'!

પ્રમુખ અને કોગ્રેસ વચ્ચે આવી અથડામણો ત્યા થતી હોય છે પ્રમુખ ટ્રુમેનના સમયમા તો ઘણી વાર આવુ બન્યુ હતુ અમેરિકાના રાજકીય પક્ષોના બ ધારણો આપણા જેવાં બ ધનયુક્ત નથી જ્યાં સ્પષ્ટ નિર્ણય ન લેવાયો હોય ત્યા સભ્ય કોઈ પણ બાજુ મત આપી શકે છે પ્રમુખ આઇઝનહોવર રિપબ્લિકન પક્ષના છે છતા ડેમોક્રેટો બહુમતીમા હોવા છતા તેઓ 'વીટો' વાપર્યા વિના ઘણા ઠરાવો ને ખરડાઓ પસાર કરાવી શકે છે એમણે તો નવી પદ્ધતિ પણ શરૂ કરી છે અગત્યની બાબત અ ગે તેઓ જુદા જુદા જૂથમા બ ને ગૃહોના બ ને પક્ષોના સભ્યોને મળે છે અને પોતાની વાત સમજાવે છે અમેરિકામા રાજકીય પક્ષોમા વિરોધ ખાતર વિરોધનુ વલણ બહુ ઓછુ અને તે પણ આતરિક બાબતોમા જ જોવા મળે છે, વિદેશી બાબતમાં ઘણી એકમતી છે કોગ્રેસ અનેક ખરડાઓ ને ઠરાવો પસાર કરે છે એની સ ખ્યા સેકડોની હોય છે ત્યા ધારાગૃહોની બેઠકો કરતાં વધુ કામ ખાસ સમિતિઓ દ્વારા કરવામા આવે છે ખરડાઓ અને ઠરાવોમા કેટલાક ખાસ અને કેટલાક સામાન્ય હોય છે પહેલી જાતના ખરડ મા પક્ષના સભ્યોના ટેકાની પ્રથમથી વ્યવસ્થા કરવામા આવે છે અને બીજી જાતના લગભગ સર્વમાન્ય બની રહે છે મતભેદવાળા ખરડાઓ પર સમિતિઓમા પુષ્કળ ચર્ચાવિચારણા થાય છે કેટલાક ખરડા ત્યા જ અવસાન પામી જતા હોય છે સમિતિની પ્રથા તો ઈગ્લાંડમા અને આપણે ત્યા પણ છે, પર તુ અમેરિકામાં તેનો વિકાસ અને વિસ્તાર ઘણો મોટો છે એક

વર્ષમા ૨૦૦ જેટલી સમિતિઓ અને પેટાસમિતિઓ કાર્યશીલ રહી હોય એવા દાખલા ત્યા છે આ સમિતિઓ અદાલતની પેઠે સેંકડોની સખ્યામા સાક્ષીઓને બોલાવે છે, તેમની જુબાનીઓ નોંધે છે કેટલીક વાર એવી જુબાનીઓ હજારો પાનાની થાય છે સમિતિની રચના કોંગ્રેસના મુખ્ય બે પક્ષોની સભ્યસખ્યાના પ્રમાણને લક્ષમા રાખીને કરવામા આવે છે. આમા જૂના, અનુભવી, પીઢ સભ્યોને પ્રથમ પસદગી મળે છે

સમિતિની આ પ્રથાનો વિકાસ એટલો બધો થયો છે કે ત્યા સેનેટની કે પ્રતિનિધિસભાની બેઠકના અવલોકનમા ખાસ રસ આવતો નથી અમે સેનેટના ખડમા પ્રેક્ષક તરીકે ગયા ત્યારે તેનો બહારનો દમામ તો આજી નાખે તેવો હતો પ્રેક્ષકો યે સારી સખ્યામા હતા, પરતુ હાજર રહેલા સેનેટરોની સખ્યા માત્ર દસની હતી! પ્રતિનિધિસભાના સભ્યો તો ૪૩૫ પરતુ તેના સભાખડમા ૨૦થી વધુ સભ્યો જોવા ન મળ્યા! અમને ત્યારે સમજાવવામા આવ્યુ કે કાયદા ઘડવાનુ ખરુ કામ સમિતિઓમા જ થાય છે, અલબત, સેનેટ અને પ્રતિનિધિસભાને સમિતિના અહેવાલ પર અને એણે તૈયાર કરેલા ખરડા પર સુધારા-વધારા કરવાનો કે તેને ફેંકી દેવાનો પૂરો અધિકાર છે સમિતિની રચના પાછળનો આશય તો એ છે કે જેમ આખી પ્રજા શાતિથી ચર્ચા વિચારણા કરી શકે નહિ એમ સમજીને પ્રતિનિધિત્વ ધરાવતા ધારાગૃહો રચવામા આવ્યા તેમ ધારાગૃહો અગત્યની બાબતો અગે ઊંડાણથી અભ્યાસ કરી શકે નહિ સબધ ધરાવતા લોકો અધિકારીઓની જુબાનીઓ લઇ શકે નહિ અને એકબીજાના વિચારોનુ ખડનમડન કરી મધ્યમમાર્ગ શોધી શકે નહિ માટે સમિતિની પ્રથા દાખલ કરવામા આવી આ પ્રથાથી કામ સહેલુ થાય છે અને દરેક સવાલનો ઊંડાણથી અભ્યાસ થઈ શકે છે પક્ષીય બધનો પણ એમા ઢીલા પડી જાય છે

અમેરિકાના બધારણમા અકુશ અને સમતુલા જાળવનારુ ત્રીજુ અગ છે ન્યાયતત્રનુ અમેરિકાની સર્વોચ્ચ અદાલતના વરિષ્ઠ ન્યાયમૂર્તિઓ

આજીવન સમ્યને ધોરણે નીમવામા આવે છે બંધારણના શબ્દ અને અને ભાવ વિષે આખરી અભિપ્રાય ઉચ્ચારવાની સત્તા એમના સિવાય બીજા કોઈને નથી ન્યાયની દૃષ્ટિએ એમ સ્વીકારવામા આવ્યુ કે, કોગ્રેસ અને પ્રમુખના અધિકારો અબાધિત નથી, પરંતુ મર્યાદિત છે તેઓ પોતાના અધિકારક્ષેત્રની બહાર પગ ન મૂકે તે જોવાની વરિષ્ઠ અદાલતની ફરજ છે, કોંગ્રેસના કાયદા માટે અને પ્રમુખના હુકમ માટે આ કસોટી બહુ અગત્યની મનાય છે આગળ આપણે જોયુ કે અમેરિકામા બંધારણમા સુધારો કરવાનુ અતિ મુશ્કેલ છે છેલ્લા ૧૭૨ વર્ષમા વાસ્તવિક રીતે માત્ર ૧૦ સુધારાઓ થયા છે આ કારણે વરિષ્ઠ અદાલતનો ચુકાદો બંધારણમા સુધારો કરીને કે સામાન્ય રીતે ફેરવી શકાતો નથી બંધારણમા સુધારાઓની દરખાસ્તો તો ઘણી વાર આવી છે, પરંતુ કોગ્રેસના બે ગૃહોમા પૂરા મત ન મળે અને એ મળે તો પૂરતા પ્રમાણમા રાજ્યોની સમંતિ ન મળી શકે એ કારણે ઘણા સુધારાઓ ઊડી ગયા છે

વરિષ્ઠ અદાલતે પ્રમુખના હુકમની સામે ચુકાદો આપવો પડયો હોય એવો માત્ર એક દાખલો નોધાયેલો છે પ્રમુખ ટ્રૂમેનના પ્રમુખપદ દરમિયાન કોરિયાનુ યુદ્ધ શરૂ થયુ હતુ કોગ્રેસની પહેલેથી સમંતિ લીધા વિના એમણે કોરિયામા સેના ઉતારી યુદ્ધ આદર્યુ હતું આ સામે કોગ્રેસ અવાજ ઉઠાવી શકત, પણ તેણે એ પગલુ મંજૂર રાખ્યુ બીજો બનાવ ૧૯૫૨મા પોલાદના કારખાનાનો કબજો લેવાના હુકમનો બન્યો કોરિયાનુ યુદ્ધ ચાલે ત્યારે હડતાળને કારણે ઉત્પાદન બંધ ન પડે તે હેતુથી આ હુકમ બહાર પાડવામા આવ્યો હતો, પરંતુ વરિષ્ઠ અદાલતે એવો ચુકાદો આપ્યો કે પ્રમુખ પોતાના અધિકારની મર્યાદા વટાવી ગયા છે, ખાનગી મિલકતનો કબજો લેવાનો અધિકાર કેવળ કોગ્રેસ જ આપી શકે વર્ષો પહેલા પ્રમુખ લીંકનના જમાનામા આંતરવિગ્રહ વખતે ‘હેબિયસ કોર્પસ’ને લગતો નાગરિક અધિકાર મોકૂફ રાખવાનો હુકમ લીંકને કર્યો હતો. અદાલત એની સામે ફેસલો આપે તે પહેલા કોગ્રેસે

એ અધિકાર પ્રમુખને આપી દીધેલો એટલે કશી મુશ્કેલી નડી નહોતી. છેલ્લા બનાવમા લીટલ રૉકનો દાખલો તાજો જ છે વરિષ્ઠ અદાલતના ચુકાદા સામે અવાજ ઉઠાવવાનો પ્રયત્ન કેઈ સ્થળે થાય છે ખરો પરંતુ લોકમત હમેશા તેની તરફેણ કરે છે આ સર્વ અંકુશ અને સમતુલાની યોજનામા વરિષ્ઠ અદાલત પણ મહત્ત્વનો ભાગ ભજવે છે

એક દૃષ્ટિએ જોઈએ તો લોકશાહીમા સર્વત્ર અંકુશ મૂકી સમતુલા જાળવવામા આવતી હોય છે આપણે ત્યા અને ઇંગ્લાંડમા કારોબારી સત્તા પર સંસદનો અંકુશ છે જ સંસદ અને સરકાર બંધારણની વિરુદ્ધ જાય તો તેની પર ફેંસલો આપવા વરિષ્ઠ ન્યાયમંદિર પણ છે. અમેરિકાના બંધારણમા પ્રમુખની વિશેષ સત્તાઓ અને ખાસ કરીને રાજ્યોના તથા તેનુ પ્રતિનિધિત્વ કરતી સેનેટના ખાસ અધિકારો હોવાને કારણે અંકુશનુ પ્રમાણ વધારે છે આ અંકુશના લાભ અને ગેરલાભ બંને છે લાભ એ કે કેન્દ્ર વિશેષ સત્તાધારી બની શકે નહિ ગેરલાભ એ કે કોઈ પણ રાજ્ય સમગ્ર રાષ્ટ્રની પ્રગતિમા બાધરૂપ બની શકે આપણે ત્યા રાજ્યોને એટલા અધિકાર અપાયા હોય તો પ્રગતિનો વેગ જ અટકી જાય બંધારણમા સ્વીકારેલા નીતિદર્શક સિદ્ધાંતો કાગળ પર જ રહી જાય આપણા રાજકીય પક્ષોના વલણો પણ ત્યાંના કરતા જુદા છે. કેન્દ્રમા અને રાજ્યોમા જુદા પક્ષો બહુમતીમા હોય એવુ તો બનવાનુ જ. આવી સ્થિતિમા કેન્દ્રના પ્રગતિરથને કોઈ કેન્દ્ર કે કોઈ ઓરિસ્સા અટકાવે અથવા તો જુદા માર્ગે વાળના પ્રયાસ કરે તો અનર્થ થઈ જાય

કોઈ પણ દેશમા નવો વિચાર ઝીલનારાઓની સંખ્યા હમેશા ઓછી હોય છે આ ઓછા માણસો લોકહિતની લાગણી સાથે પ્રજાની જડતાને ભેદે છે અને તેને પ્રગતિશીલ માર્ગે ખેંચી જાય છે કેન્દ્ર પાસે વિશેષ અધિકારો હોય તો જ આવુ બની શકે છે મહાપુરુષો સામાન્ય રીતે સંકુચિત ક્ષેત્રમા પેદા થતા નથી ને થાય છે તો ત્યા બંધાઈ રહેતા નથી અસ્પૃશ્યતા જેવા મહાપાતકના નિવારણ માટે અથવા બિનસાંપ્રદાયિક

રાજનીતિ ઘડવા માટે કે ક્રાંતિકારી સામાજિક સુધારા માટે વ્યાપક લોકલાગણી પર અસર કરી શકાય છે, પરંતુ રાજ્યો કે ઘટકો પાસે સત્તા હોય તે દરેક સ્થળે તેનામાં પરિવર્તન લાવી શકાતું નથી. અમેરિકાનું આજનું વાતાવરણ રંગભેદની વિરુદ્ધનું છે, છતાં ત્યાં રંગભેદ રહી શકે છે તેનું કારણ કેન્દ્રની મર્યાદિત સત્તાનું છે. બંધારણમાં સહેલાઈથી, સુધારો થઈ શકે નહિ એવું બંધન અમુક મર્યાદા સુધી આવકાર્ય ગણાય, પરંતુ સુધારો કરવાનું લગભગ અશકય બની જાય તે પણ ઇષ્ટ તો નથી જ. આ ઉપરથી એમ ફલિત થાય છે કે દરેક દેશનું બંધારણ, એની સ્વતંત્રતાના સંયોગો અને પ્રજામાનસ સાથે સંબંધ ધરાવે છે. અમેરિકાના બંધારણની જેમ વિશેષતા છે તેમ મર્યાદા પણ છે. આપણે ત્યાં પણ એમ જ છે.

અમેરિકાના રાજકીય પક્ષો વિષે બહુ જાણવા જેવું નથી. પક્ષો ત્યાં બે જ છે. ડેમોક્રેટિક પક્ષ ને રિપબ્લિકન પક્ષ. ડેમોક્રેટિક પક્ષને મુખ્ય ટેકો ત્યાંના કામદાર વર્ગનો છે. રિપબ્લિકનને મૂડીદારોનો. મધ્યમ વર્ગ બંને બાજુ વહેંચાયેલો છે આમાં પણ ઉચ્ચ મધ્યમ વર્ગ રિપબ્લિકનોને પક્ષે છે. હમણાં હમણાં આ સ્થિતિમાં પરિવર્તન થવા માંડયું છે. સેનેટ અને પ્રતિનિધિસભાની ચૂંટણીમાં મતદારો જે દૃષ્ટિ રાખી મતદાન કરે છે તે દૃષ્ટિ પ્રમુખની ચૂંટણીમાં જળવાતી નથી. પ્રમુખની પસંદગી અમેરિકાની પ્રજા વિશિષ્ટ દૃષ્ટિએ જ કરે છે. એમાં છેલ્લાં વર્ષોમાં આંતરિક કરતાંયે વિદેશી બાબતોની અસર વધુ પ્રમાણમાં પડે છે. વ્યક્તિની લોકપ્રિયતા મહત્ત્વનો ભાગ ભજવી જાય છે. અમે ત્યાં ફરતાં હતાં ત્યાર પછીના વર્ષે,' ૧૯૬૦ના નવેંબરમા આવનારી ચૂંટણીનું વાતાવરણ શરૂ થઈ ગયું હતું. પક્ષ અને તેની નીતિ પર ભાર મૂકનારો પ્રચાર ખાસ દેખાતો નહોતો, પરંતુ પ્રમુખપદના સંભવિત ઉમેદવારો અંગે પુષ્કળ લખાતું-બોલાતું હતું. સોનીના ત્રાજવામાં ચોખાનો એક દાણો મૂકતાં જેમ એ એક કે બીજી બાજુ નમી જાય, તેમ નિક્સન, સ્ટીવન્સન, રોકફેલર, કેનેડીના કિસ્સામાં બનતુ હતું. અમેરિકાની પ્રજા

વધુમાં વધુ ચિંતાતુર અને રોષિત હતી રશિયા વિષે. એ બાબતમાં કોણ અસરકારક નીવડશે તેની તુલના લોકો કરતા હતા.

પ્રમુખપદ માટેની ઉમેદવારી મેળવવાનું કાર્ય ત્યાં ઠીક મુશ્કેલ છે. પક્ષ પોતાનો ઉમેદવાર પસંદ કરે તેમાં પણ ચૂંટણીનું તત્ત્વ હોય છે. બંને પક્ષો પોતાનાં સંમેલનો ભરી ત્યાં ઉમેદવારની પસંદગી કરે છે. પ્રમુખપદેચ્છુને પહેલી લડાઈ તો પક્ષમાં જ આપવાની હોય છે. અમે ત્યાં હતા ત્યારે પક્ષ તરીકે ડેમોક્રેટિક પક્ષનું વધુ જોર દેખાતું હતું, પરંતુ, એ પક્ષનું સમર્થન કરનારાઓ પણ કહેતા કે પક્ષ જો સ્ટીવન્સનને ઊભા રાખી શકે તો આશા છે. રિપબ્લિકન પક્ષમાં નિક્સન અને રોકફેલર વચ્ચે હરીફાઈ છે. નિક્સનનો સિતારો ધીરે ધીરે વધુ ચમકવા લાગ્યો. બંને પક્ષના સંભવિત ઉમેદવારોમાં વધુમાં વધુ અને વ્યવસ્થિત પ્રચાર નિક્સન વિષે થતો હોય એવી ત્યાં અમારા મન પર છાપ પડી. છેલ્લી ચૂંટણીમાં રોકફેલર ન્યુયોર્કના ગવર્નર ન બની શક્યા હોત તો નિક્સનને પડકારનાર કોઈ નથી એમ મનાતુ હતું. હવે એ સ્થિતિમાં થોડો ફેર પડયો છે. સ્ટીવનસન વિષે સામાન્ય અભિપ્રાય ઘણો જ સારો. એને બે વાર હાર ખમવી પડી તે એની ગેરલાયકાતને કારણે નહિ પરંતુ આઇઝનહોવરની લોકપ્રિયતાને કારણે, એવો મત ત્યાં સાર્વત્રિક જણાયો. અમેરિકામાં રાજકીય પક્ષોનો પ્રારંભ લગભગ શરૂઆતથી થયો છે. આજના બે પક્ષોના ઉદ્‌ભવને પણ સોથી વધુ વર્ષ થઈ ગયા છે. ચૂંટણી પહેલાં ઘણે મહિને પક્ષોનાં સંમેલનો મળે છે. તેને ત્યાં ખૂબ મહત્ત્વ આપવામાં આવે છે. ઉમેદવારોની પસંદગી ત્યાં જ થાય છે. ૧૯૫૬માં યોજાયેલી છેલ્લી ચૂંટણીમાં બંને પક્ષોએ સાથે મળી પ્રચારની નીતિના સિદ્ધાંતો પણ નક્કી કર્યાં હતા. આ નિર્ણય પ્રમાણે કોઈ ઉમેદવારની સામે અંગત આક્ષેપ થઈ શકે નહિ. એની નીતિ, ધર્મ, રાજ્ય વગેરેનો ઉલ્લેખ કરી તેની સામે પ્રચાર કરી શકાય નહિ. એનાં કે એનાં કુટુંબીઓના અંગત જીવનની વાતો જાહેરમાં કે ખાનગીમાં બોલી શકાય નહિ. ચૂંટણી વખતે જે ગાંડપણ પેદા થાય છે તેને કાબૂમાં રાખવાનો આ પ્રયાસ પ્રશંસાપાત્ર ગણાય.

અમેરિકામાં સરકારના મુખ્ય અધિકારીઓ, ન્યાયમૂર્તિઓ, સેને તથા પ્રતિનિધિસભાના સભ્યો વગેરેને કેટકેટલો પગાર મળે છે તે જાણવુ પણ રસપ્રદ થઈ પડશે. પ્રમુખને દર વરસે એક લાખ ડોલર પગા અને અર્ધો લાખ ડોલરનું ભથ્થું મળે છે. આ બને રકમ કરપાત્ર છે.એ ઉપરાંત ૪૦ હજાર ડોલર સુધીની રકમ પ્રવાસ-ખર્ચ માટે આપવામા આવે છે. (એક ડોલર એટલે ૪ રૂપિયા ૭૮ નવા પૈસા) પ્રમુખ નિવૃત્ત થાય ત્યારે દર વરસ ૨૫ હજાર ડોલર નિવૃત્તિ વેતન મળે છે અને એના મૃત્યુ પછી એની વિધવાને ૧૦ હજાર ડોલર અપાય છે. ઉપપ્રમુખને ૩૫ હજાર ડોલર પગાર અને ૧૦ હજાર ડોલર ભથ્થું મળે છે. પ્રમુખનાં પ્રધાનમંડળના દરેક સભ્યને વરસે ૨૫ હજાર ડોલરનો પગાર મળે છે. વરિષ્ઠ ન્યાયમંદિરમાં કુલ ૯ ન્યાયમૂર્તિઓ છે, દરેકને ૩૫ હજાર અને વરિષ્ઠ ન્યાયમૂર્તિને પાંચસો વધુ ડોલર દર વર્ષે મળે છે. મહત્ત્વની અદાલતોના ન્યાયમૂર્તિઓને વરસે ૨૦ થી ૨૫ હજાર ડોલર આપવામા આવે છે કોંગ્રેસની બાજુએ, સેનેટ અને પ્રતિનિધિસભાના સભ્યોને દર વરસે ડોલર ૨૨,૫૦૦, સ્પીકરને ૩૫,૦૦૦ પગાર અને ૧૦,૦૦૦ ભથ્થું આપવામાં આવે છે,

અમેરિકામાં બધી બાબતોની નોંધ લેવાની રૂઢિ છે. પ્રમુખો અંગે આવી ચિત્રવિચિત્ર નોંધો મળે છે: વિલિયમ હેનરી હેરીસનું ચૂંટણી પછી અવસાન થતા એ ઓછામાં ઓછા સમય, એટલે માત્ર એક મહિનો પ્રમુખપદ ભોગવી શકયા. વધુમા વધુ એટલે બાર વર્ષ પ્રમુખપદ ભોગવ્યું ફ્રાન્કલિન રૂઝવેલ્ટે સાત પ્રમુખો એના પ્રમુખપદ દરમિયાન જ અવસાન પામ્યા, આમા ૪ કુદરતી મોતથી મર્યા અને ૩ ની હત્યા થઇ. બધા પ્રમુખોમા જેમ્સ મેડિસન સૌથી ઠીંગણા અને દુબળા, ૫ ફૂટ ૪ ઇંચ ઊંચા અને સો રતલથી ઓછા વજનના પ્રમુખ હતા, જ્યારે વિલિયમ હોવાર્ડનું વજન ૩૩૨ રતલ હતું ! પ્રમુખસ્થાને બિરાજેલા વ્યવસાયે સૈનિક એવા ૯ હતા અને ૧૦મા અ ઇઝનહોવર છે. જેમ્સ બુચન અપરીણિત પ્રમુખ હતા અને જોન ટેઇલર, ૧૪ બાળકોના પિતા

બન્યા હતા ! પાચ પ્રમુખોને બાળકો જ નહોતા પ્રમુખોમાથી ત્રણનુ મૃત્યુ અમેરિકાના સ્વાતત્ર્ય દિને, એટલે ૪થી જુલાઈએ જ થયુ હતુ ! જ્યોર્જ વોશિંગ્ટન અને હર્બર્ટ હુવરે પગાર લીધો નહોતો ગ્રોવર કલેવેલેન્ડ પ્રમુખ થયા પહેલા કદી વોશિંગ્ટન આવ્યા નહોતા ! અમેરિકાની એ ખાસિયત છે કે કઇ પણ અવનવુ બને એટલે તેના પર નિષ્ણાતો બેસી જાય અને અદાજ કાઢવા લાગે જો અણુ–હાઇડ્રોજન બોમ્બનુ યુદ્ધ થાય તો ગેમ અદાજ પ્રમાણે તે માત્ર આઠ દિવસ ચાલે અને તેમા અમેરિકાના બે કરોડ માણસનુ મૃત્યુ થાય ! એમની ગણતરી પ્રમાણે સામ્યવાદીઓની ખુવારી વધુ થાય ને છેવટે તેઓ પરાજય પામે અમેરિકામા દરેક શહેરમા હજારો માણસો સમાઇ શકે એવા ભૂગર્ભ આશ્રયસ્થાનો બાધનામા આવ્યા છે મોટા શહેરોમા તેનુ પ્રમાણ વધારે છે

યુરોપના દેશોના પ્રમાણમા અમેરિકાના લોકો રાજકારણમા વિશેષ રસ લેતા હોય એવી છાપ અમારા પર પડી લોકમતની અસર પણ ત્યા ઘણી છે આ અસર હજારો વર્તમાનપત્રો સામયિકો, રેડિયો ટેલિવિઝન વગેરે દ્વારા પ્રગટ થાય છે વર્તમાનપત્રોમા અમુક નિવેદન વિચારો કે યોજનાઓ રજૂ કરવા માટે ત્યા આખા ને આખા પાનાઓ જાહેરખબર તરીકે અપાય છે આપણે ત્યા જાહેરખ તરીકે કોઈ કપનીના પ્રમુખનુ ભાષણ કે કોઇ સભાની જાહેરાત આવે, પરતુ આવુ કદી દેખાય નહિ કોઇ એવો પ્રયાસ કરે તો તેની કિંમત પણ ઓછી થઇ જાય વતમાનપત્રોનો ફેલાવો લાખોની સખ્યામા સામયિકોનો પણ પાર નહિ રેડિયો સ્ટેશન ગમે પણ વ્યક્તિ કે પેઢી ધરાવી શકે છે ને અમુક નિયમનો સાથે જે ઇચ્છે તે બ્રોડકાસ્ટ કરી શકે વોઇસ ઓફ અમેરિકા નામે સરકારી રેડિયો છે પરતુ ખાનગી મથકોનો પાર નથી વોઇસ આફ અમેરિકાની મુલાકાતે અમે ગયા હતા ખાનગી વ્યવસ્થાનુ અવલોકન પણ અમે કર્યુ હતુ એવી જ રીતે ટેલિવિઝનના કાર્યક્રમો પણ મોટા પ્રમાણમા ખાનગી પેઢીઓ દ્વારા અપાય છે રેલવે અને ટેલિફોન પણ ખાનગી માલિકીના આ બધુ નમૂનારૂપે અમે જોયુ વોશિંગ્ટનમાથી જ એની શરૂઆત થઇ હતી

❦

## ૧૬. અખબારોની દુનિયા

અમેરિકામાં વર્તમાનપત્રો અને સામયિકો દુનિયાના કોઈ પણ દેશ કરતાં વધારે છે અને સમૃદ્ધ પણ વિશેષ છે, પરંતુ પ્રાદેશિક અને વિભાગીય મહત્ત્વ ધરાવતાં પત્રોની સરખામણીમાં જેને 'રાષ્ટ્રીય' અને 'સર્વસ્પર્શી' કહી શકાય એવા અખબારો ને સામયિકોની સંખ્યા ઓછી છે. 'વૉશિંગ્ટન પોસ્ટ'ને એ રીતે રાષ્ટ્રીય અખબાર કહેવું જોઈએ. પાટનગરનું એ સૌથી સમૃદ્ધ પત્ર છે. એનો ફેલાવો, અમેરિકાને ધોરણે અસાધારણ ન ગણાય, પરંતુ ફેલાવા કરતાં પ્રતિષ્ઠા ઘણી વધારે છે. આ પત્રના તંત્રી અને ખાસ કરીને અગ્રલેખના પાનાના સંપાદકને મળવાની ગોઠવણ પહેલેથી થઈ હતી. અમેરિકાનાં અખબારો વિષે જાણવા જેવું એ છે કે ત્યાં મુખ્ય સ્થાન સંપાદક કે તંત્રીનું નહિ, પણ પ્રકાશકનું હોય છે. આમ તો સર્વ સ્થળે માલિકનું મહત્ત્વ હોય, પરંતુ અહીં પત્રમાં મુખ્ય સ્થળે પ્રકાશકનું નામ છપાય. એ પછી સંચાલક બોર્ડના પ્રમુખ, મંત્રી, અધિકારીઓ વગેરેનાં નામો આવે અને કોઈક દાખલામાં વિવિધ વિભાગના સંપાદકોના નામ છપાય. આપણે ત્યાં અને બીજા ઘણા દેશોમાં માલિકોના પ્રતિનિધિનું મુદ્રક–પ્રકાશક તરીકે નામ આવતું હોય છે ખરું, કેટલાક દાખલામાં એ જવાબદારી પણ તંત્રીની જ હોય છે પરંતુ મુદ્રક–પ્રકાશકનું ખાસ મહત્ત્વ હોતું નથી, શું છાપવું અને કેમ છાપવું તે પર મુદ્રક–પ્રકાશકનો વ્યવહારમાં કશો અધિકાર હોતો નથી.

'વૉશિંગ્ટન પોસ્ટ'માં પ્રથમથી થયેલી ગોઠવણ પ્રમાણે શ્રી રૉબર્ટ ઍસ્ટરબ્રૂકને અમે મળ્યાં. ઔપચારિક વાતો પછી, પહેલો સવાલ મેં

એમને તંત્રી ને પ્રકાશકનાં સ્થાન અંગે જ પૂછયો. એમણે મને જણાવ્યું કે પોતાના કાર્યક્ષેત્રમાં તત્રી અને વ્યવસ્થાપક જરૂરી અધિકારો ભોગવે છે અને રોજના કામમાં પ્રકાશક માથું મારતા નથી, પરતુ માથું મારવાનો એમનો અધિકર તો છે જ લગભગ બધા અખબારો લિમિટેડ કંપનીઓ દ્વારા ચાલતા હોય છે. કંપનીનુ બોર્ડ પોતામાંથી એકની પ્રકાશક તરીકે નિમણૂક કરે છે. એને ઘણો સારો પગાર મળે છે. પ્રકાશક ઘણું ખરું બોર્ડનો અધ્યક્ષ હોય છે અને વર્ષો સુધી એ સ્થાન પર રહે છે. મે એમને 'વોશિંગ્ટન પોસ્ટ'ના અનુભવની વાત પૂછી. એમણે ઘણા બધા દાખલાઓ આપીને જણાવ્યું કે બોર્ડે નક્કી કરેલી નીતિ અનુસાર સંપાદન થાય છે. કોઈ દાખલામા સપાદકને શકા જાય અથવા પ્રકાશકને પોતાને એવુ લાગે તો તે વિષે ચર્ચા કરવામા આવે છે. સોમા નવાણુ દાખલામા બને એકમત થાય છે. કોઇ વિરલ કિસ્સામા એકમતી ન થાય તો પ્રકાશક ઇચ્છે એમ થાય છે. સપાદકનો અધિકાર એ રીતે મર્યાદિત છ. એમને ત્યા છેલ્લા ત્રીસ વર્ષના અનુભવમાં આવા કિસ્સાઓ ઘણા ઓછા બન્યા હતા. એ પછી સમગ્ર વ્યવસ્થાનો એમણે મને નકશો દોરી બતાવ્યો. એ નકશો આ પ્રકારનો છે

સર્વોચ્ચ સ્થાન પ્રકાશકનુ. એની નીચે એક બાજુ કાર્યવાહક તત્રી અને બીજી બાજુ મુખ્ય વ્યવસ્થાપક. કાર્યવાહક તત્રીની નીચે મુખ્ય બે વિભાગો: એક અગ્રલેખના પાનાનુ સપાદન અને બીજો વિભાગ સમાચાર સંપાદનનો. આ બ નેના સપાદકોની નીચે બીજા ઘણા ઉપસપાદકો હોય છે. વ્યવસ્થાની બાજુએ મુખ્ય વ્યવસ્થાપકની નીચે ત્રણ વિભાગો છે પ્રકાશન વિભાગ, વેચાણ વિભાગ અને જાહેરખબર વિભાગ. આપણે ત્યા પત્રની નીતિના મૂળભૂત સિદ્ધાતો નક્કી કરવાની સત્તા તો સચાલકોની—માલિકોની જ હોય છે, પરતુ રોજના વ્યવહારમા એ નીતિનો અમલ અને તેની વ્યાખ્યા તત્રી કરે છે. આપણા અખબારી પચે એવી ભલામણ કરી છે કે તંત્રીની નિમણૂક કરતી વખતે પત્રની નીતિ વિષે સચાલકોએ એને લેખિત નિવેદન આપવુ જોઇએ. વ્યવહારમાં

આ ધ[illegible] પત્રની નીતિ એ પ્રમાણમાં નાજુક બાબત છે. કોઈ પત્ર એમ ઠરાવે કે એ કોંગ્રેસને ટેકો આપશે અથવા સમાજવાદી સમાજરચનાનું સમર્થન કરશે અથવા સ્વતંત્ર સાહસના ઉત્તેજન માટે પ્રયાસ કરશે તો એને શબ્દોમાં ગોઠવવાનું અને તે પ્રમાણે અમલ કરાવવાનું ઘણું મુશ્કેલ બને છે. કોંગ્રેસને ટેકો એટલે કોને ટેકો? વરિષ્ઠ મંડળના નિવેદનને? પ્રાદેશિક કોંગ્રેસને? અને બીજો મુદ્દો એ કે કોઈ પ્રશ્ન પરત્વે આખરી નિર્ણય ન થયો હોય ત્યાં સુધી શું? કાયદાની દૃષ્ટિએ આપણે ત્યાં તંત્રીની વ્યાખ્યા આ પ્રકારની છે: 'જે સંપાદન વિભાગમાં દેખરેખ રાખે છે અને તેનું નિયમન કરે છે.' આમાં નીતિની બાબત નથી આવતી, પણ એની સત્તા ઠીક ઠીક વિશાળ છે.

મુખ્ય પ્રશ્નોમાં મારો બીજો સવાલ તંત્રીલેખો ને તંત્રીનોંધો શી રીતે લખવામાં આવે છે તે હતો. આ બાબતમાં એમણે ઉત્સાહપૂર્વક મને પૂછ્યું: *'અમારી આજની ચર્ચામાં તમે સામેલ રહેશો?'* અમે ખુશીથી હા પાડી. એમણે તરત જ પોતાના ચાર મદદનીશો અને મંત્રીને બોલાવ્યા. અમારી ઓળખાણ કરાવી અને અમને પણ ચર્ચામાં ભાગ લેવાનું આમંત્રણ આપ્યું. આપણે ત્યાં અને બીજે બધે દરેક અખબારને પોતાની કંઈક વિશેષતા હોય છે. 'વોશિંગ્ટન પોસ્ટ'ની વિશેષતા એનું અગ્રલેખનું પાનું ગણાય છે. એ સ્વસ્થ અને સ્વતંત્ર વિચારણા રજૂ કરે છે એવો અભિપ્રાય પ્રવર્તે છે. આ દૃષ્ટિએ ચર્ચાનું વિશેષ મહત્ત્વ હતું. અમે જોયું તો મુખ્ય સંપાદકે અનેક વિષયોની એક લાંબી નોંધ તૈયાર કરી હતી. એમના મદદનીશો પાસે પણ એમની નોંધો હતી. એક પછી એક વિષય પર ચર્ચા ચાલી. એમાં આંતરરાષ્ટ્રીય, રાષ્ટ્રીય, વોશિંગ્ટન શહેર, કેટલાંક રાજ્યો અને સામાજિક બાબતોનો સમાવેશ થતો હતો. કેટલાક વિષયોને તરત જ છોડી દેવામાં આવતા હતા. કેટલાક પર વિચારોની આપલે થતી હતી. છેલ્લો અભિપ્રાય મુખ્ય સંપાદક ઉચ્ચારતા હતા અને પછી એ વિષય પર કોણે લખવું તે નક્કી થતું હતું.

તે દિવસની એમની નોંધમા તિબેટ અને પાકિસ્તાનનો પણ સમાવેશ થતો હતો. એટલે અમારી સાથે પણ ચર્ચા જામી પડી હતી. અમેરિકામા અમે જ્યા ગયા ત્યા કેટલાક પ્રશ્નોની વારવાર ચર્ચા થતી હતી તેમા તિબેટ, કાશ્મીર, પાકિસ્તાન, નહેરુ પછી કોણ, મોરારજી દેસાઈનુ સ્થાન કેવુ, વગેરે સૌથી મુખ્ય હતા, આગળ જતા સ્વતત્ર પક્ષ અને રાજાજી એમા ઉમેરાયા હતા. અમે યથાશક્તિમતિ અમારા વિચારો જણાવ્યા એ પછી મે પૂછ્યુ 'તમે જેમને લખવાનુ સોપો છો તેમની અગત માન્યતા જુદા પ્રકારની હોય તો શુ થાય?' એમણે તરત જ જવાબ આપ્યો 'ચર્ચા દ્વારા એકમતી સાધવાનો પ્રયાસ કરીએ છીએ અને શકય હોય ત્યા સુધી કોઈની પાસે એની માન્યતા વિરુદ્ધનુ લખાવતા નથી એવા લેખનમા પ્રાણ આવી શકે નહિ.' આ ચર્ચા પૂરી થયા પછી એકલા પડતા અમે સરકારના, જાહેરખબર આપનારાઓના અને રાજકીય પક્ષો કે નેતાઓના સીધા-આડકતરા દબાણની ચર્ચા કરી 'વૉશિગ્ટન પોસ્ટ' પર એવુ દબાણ આવતુ નથી અને આવે છે ત્યારે તેઓ એને તાબે થતા નથી એવુ એમનુ મતવ્ય હતુ

શહેરના, દેશના અને દુનિયાના સમાચારો મેળવવામા તેઓ કેવી વ્યવસ્થા કરે છે એવા અમારા સવાલના જવાબમા એમણે અમને સમગ્ર કાર્યાલયના નિરીક્ષણનુ આમત્રણ આપ્યુ તેઓ બધો વખત સાથે જ રહ્યા દરેક વિભાગના વડાઓની ઓળખાણ કરાવી કાગળના ગોદામથી માડીને ફોટોગ્રાફીની અદ્યતન વ્યવસ્થા સુધી બધુ અમે જોયુ. અમને જે માહિતી મળી તેનો સાર કઇક આવો છે

સપાદન વિભાગમાં સપાદકો, વૃત્તાત્તનિવેદકો, તસવીરકારો, લેખવિભાગના લેખકો, મદદનીશો વગેરે મળી ૧૮૦ કાર્યકરો છે મે અમેરિકાના આકડાશોખનો ઉલ્લેખ કર્યો છે એમણે અમને આકડામા જણાવ્યુ કે ૧૯૫૮મા ૩,૮૭,૫૭,૨૯૦ લીટીઓ જા૦ખ૦ છપાઈ છે. આમા પરચુરણ ૨,૨૧,૨૩,૭૭૭, સામાન્ય જાહેરખબર ૫૬,૪૩,૪૯૯,

અને ખાસ (આપણે ત્યાં જેને 'નોટિસ' કહેવામાં આવે છે તે) ૮૦,૮૫,૮૬૦. આમાં પણ અનેક વિભાગોના આંકડાઓ એમણે આપ્યા. કંપોઝ ખાતામાં દર અઠવાડિયે સાડા ત્રણ લાખ લીટીઓ કંપોઝ થાય છે. એમની પાસે ત્રણ ફોટોસેટરો છે, ૧૮૪ ફોન્ટના, ૪૯ લાઇનો ટાઇપ અને ૧૬૦ ફોન્ટના લુડલો મશીન છે. દુનિયાની મોટામાં મોટી સાત સમાચાર સંસ્થાઓ અને અનેક ખાસ સંવાદદાતાઓ સમાચાર માટે રોકવામાં આવ્યા છે પુસ્તકાલય, અગાઉ કહ્યું તેમ, માત્ર માહિતીગ્રંથો ધરાવે છે તસવીરોની ફાઇલમાં પાંચ લાખથી વધુ ફોટોગ્રાફ સાચવ્યા છે, જેમાં એકલા આઇઝનહોવરના બે હજારથી વધુ છે! માઇક્રો ફિલ્મ વગેરે પહેલેથી આજ સુધીની છે. સ્ટીરીઓ વિભાગમાં દર અઠવાડિયે ૩૦૦ ટન સીસું વપરાય છે. ૫૦ રતલની એક એવી ૬૦૦૦ પ્લેટ દર અઠવાડિયે તૈયાર થાય છે છાપખાનામાં ૬ પ્રેસ છે દર કલાકે ૪૮૦૦૦ નકલ છાપી શકાય છે વરસે ૬૫૦૦૦ ટન કાગળ વપરાય છે ધ્યાન એ રાખવાનું છે કે વોશિંગ્ટન પ્રમાણમાં નાનું શહેર છે ન્યુયોર્ક એનાથી લગભગ દસ ગણું અને આપણું મુંબઈ લગભગ ચાર ગણું મોટું છે, છતાં 'વોશિંગ્ટન પોસ્ટ'નો ફેલાવો દરરોજનો ૩,૯૦,૦૦૦ અને રવિવારની આવૃત્તિનો ૪,૩૫,૦૦૦ છે. ૩,૭૦૦ ફેરિયાઓ દ્વારા તે વેચાય છે

'વોશિંગ્ટન પોસ્ટ'નો પરિચય કંઈક વિસ્તારથી એટલા માટે આપ્યો છે કે બીજાં અખબારોનો ખ્યાલ પણ એ પરથી મળી રહે. આમ છતાં બીજે સ્થળે જેટલી વિશેષતા હશે તેટની યથાસ્થાને કહીશું. અમારી આ મુલાકાત ખરેખર જ્ઞાનપ્રદ નીવડી ત્રણ કલાક ક્યાં પસાર થઈ ગયા તેની ખબર ન પડી. એ પછી અમે 'ઇન્ટરનેશનલ બેંક'માં અમારા સ્નેહી શ્રી નારાયણપ્રસાદને મળવા ગયાં તેઓ પહેલાં ભારતના નાણાંખાતામાં હતા, છેલ્લા થોડા સમયથી આ વિશ્વ બેન્કમાં સારા સ્થાને છે. ત્યા પહોચતાં અમે એક સુખદ આશ્ચર્ય અનુભવ્યુ બેન્કના મુખ્ય દ્વારમાં અમને મળી ગયા શ્રી હેરોલ્ડ ગ્રીન્ઝ, ચહેરો પરિચિત લાગ્યો. હિંદી હમે એ મને ભેટી પડયા.

પછી યાદ આવ્યુ કે એક વાર મુબઈમા રાતના ૧૧ વાગે એમનો ફોન આવ્યો હતો અને બીજે દિવસે અમે બે કલાક માટે મળ્યા હતા. એ વખતે ભારતને આપવાની લોન અગે તેઓ તપાસ માટે નીકળ્યા હતા વિવિધ ક્ષેત્રના માણસો પાસેથી અભિપ્રાયો મેળવવાનુ એમનુ કામ હતું. એ મુલાકાત ખૂબ જ રસપ્રદ હતી તેઓ અમને શ્રી પ્રસાદ પાસે લઇ ગયા શ્રી પ્રસાદ સાથે હિંદીમા વાતો કરવામા બહુ આનદ આવ્યો સ્વાભાવિક રીતે દેશના છેલ્લા બનાવોની વિસ્તારથી ચર્ચા થઈ એમના વિશે ને મેક વિશે જાણી શકાય એટલુ જાણ્યુ એમણે સ્નેહપૂર્વક ભોજનનું આમત્રણ આપ્યુ. બીજા હિંદીઓને મળવાનો યોગ પણ એ રીતે થઇ ગયો એમણે કહ્યુ કે શ્રી ગ્રોવ્ઝ અમને નિરાતે મળવા ને વોશિંગ્ટન બતાવવા માગે છે અમે આનદપૂર્વક તે સ્વીકાર્યું.

અમેરિકાની અમને જે કેટલીક વિશેષતાઓ લાગી છે તેમાથી એક એ કે તેઓ સામાન્ય રીતે કશુ છુપાવે નહિ પ્રજાની ને સસ્કારની જે નબળાઇઓ હોય તે પણ સહેલાઇથી જોઈ શકાય શ્રી ગ્રોવ્ઝ અચ્છા અભ્યાસી, જગતપ્રવાસી ને મિલનસાર સ્વભાવના હોવાથી એમની પાસેથી અમને ઘણુ જાણવા મળ્યુ પ્રથમ તો એમણે બેંકનો જ પરિચય આપ્યો દુનિયાના અનેક દેશોને એના આર્થિક વિકાસમા સહાય કરતી આ વિશ્વબેંક ખરેખર અજોડ છે ને આશીર્વાદરૂપ સસ્થા છે ૧૯૪૪મા રાષ્ટ્રસસ્થાની પ્રેરણાથી એની રચના થઇ ૧૯૪૬મા એ કામ કરતી થઇ આજે ૭૦ દેશો એના સભ્યો છે બેંકનો હેતુ એના સભ્ય હોય એવા દેશોને નાણા આપી તેના આર્થિક વિકાસમા સહાયરૂપ બનવાનો છે બેકનુ નામ જ 'ઇન્ટર નેશનલ બેંક ફોર રીકન્સ્ટ્રકશન એન્ડ ડેવલપમેન્ટ' છે ચોક્કસ યોજના માટે એ વ્યાજે નાણા ધીરે છે એનુ ભડોળ સભ્યો દ્વારા અને ખાસ બોડ કાઢીને એકત્ર કરવામા આવ્યુ છે એમા અમેરિકાનો હિસ્સો સૌથી મોટો છે બેંકને વ્યાજ ઘણુ સારુ મળતુ હોવાથી એ સદ્ધર છે

વૉશિંગ્ટનનાં જોવાલાયક સ્થળો તો લગભગ અમે જોઈ લીધાં હતાં, પરંતુ શ્રી ગ્રોવ્ઝ સાથે વાતો કરવાની મઝા આવશે ને વધુ કંઈક જોવાશે એવી ગણતરીથી સાંજના ૪ થી ૭ નો સમય અમે એમની સાથે ગાળ્યો. વૉશિંગ્ટનના ભવ્ય મહાલયો અમે જોયાં હતાં. રાજમાર્ગો પણ જોયેલા. શ્રી ગ્રોવ્ઝ અમને એના ગંદા વિસ્તારો ને ગરીબ વસતિના લત્તાઓમાં લઈ ગયા. 'આ અમારી શરમ', એ હતા એમના ઉદ્‌ગારો. ન્યુયોર્ક, શિકાગો, સાનફ્રાન્સિસ્કો વગેરે શહેરોમાં પણ અમને એવા અનુભવો થયા. ત્યાં પણ સ્નેહભાવે બધું જોવા લઈ જનાર ગીચ વસતિનાં ઘરો ને માર્ગો બતાવે, ગરીબ કુટુંબો બતાવે, આર્થિક ને સામાજિક રીતે પછાત હોય એવા માણસો દેશની ને એમની પોતાની શરમ છે એમ પણ નિખાલસ ભાવે કહે એમાં નિંદાનો નહિ, દુ:ખનો અને સાચી વસ્તુસ્થિતિથી પ્રવાસીને માહિતગાર કરવાનો જ એમનો હેતુ હોય. ત્રણ કલાકના પ્રવાસના અંતે શ્રી ગ્રોવ્ઝનો આભાર માનતાં અમે કહ્યું: 'તમારા આ પ્રવાસ વિના વૉશિંગ્ટનનો સાચો પરિચય અમને મળી શકત નહિ.' નિગ્રોની સ્થિતિ વિષે વિગતથી પછી લખવું છે, પણ તે દિવસે અમે એમનાં ઘરો, રહેણીકરણી, બાળકો વગેરેને જોયાં વૉશિંગ્ટનમાં નિગ્રોની વસતિ ઘણી મોટી છે, એક ગણતરી પ્રમાણે—તેઓ—૫૩ ટકા છે વૉશિંગ્ટન સમવાયીતંત્રનું પાટનગર હોવાથી સુધરાઈનું સંચાલન પણ પ્રમુખ દ્વારા નિમણૂકથી થાય છે જો ચૂંટણી થાય તો કદાચ નિગ્રોના હાથમાં સત્તા આવે, જો કે ન્યાયને ખાતર એટલું કહેવું જોઈએ કે નિગ્રો લઘુમતીમાં હતા ત્યારથી આ વ્યવસ્થા ચાલે છે.

બીજે દિવસે ઇન્ટરનેશનલ ફાઇનાન્સ કૉરપોરેશનના શ્રી જેન્ટ્રી હૉમ્સનો સંદેશો આવ્યો એટલે એમને મળવા ગયાં. એમની સાથે પૂર્વ-પરિચય નહોતો, પરંતુ એમણે સ્નેહથી અમને સત્કાર્યાં અને એમના કુટુંબ સાથે પરિચયમાં આવવા માટે ભોજનનું પણ આમંત્રણ આપ્યું. અમે સારી પેઠે રોકાયેલાં હતાં એટલે જઈ શક્યાં નહિ. એમની સંસ્થા વિષે વિસ્તારથી વાતો થઈ. આ કૉર્પોરેશન વિશ્વબેંકથી સ્વતંત્ર છતાં તેની

સાથે સંકળાયેલી સંસ્થા છે. કોર્પોરેશનની રચના વિશ્વબેંકના સભ્યો હોય એવા દેશોનાં નાણાંથી થયેલી છે અત્યારે ૬૦ દેશોની સરકાર તેનું સભ્યપદ ધરાવે છે. કોર્પોરેશનનો હેતુ ખાનગી સાહસને, ખાસ કરીને આર્થિક રીતે પછાત હોય એવા ખાનગી ઉદ્યોગોને, નાણાંની લોન અને ટેકનિકલ મદદ દ્વારા સહાયરૂપ થવાનો છે. ભારત પણ આ કોર્પોરેશનનું સભ્ય છે. કોર્પોરેશનના ભરાયેલા કુલ ૯,૩૬,૬૪,૦૦૦ ડૉલરના શેરોમાં એકલા અમેરિકાના ૩,૫૧,૬૮,૦૦૦ ડૉલર છે. એ પછીનું સ્થાન બ્રિટનનું આવે છે. ત્રીજો નંબર ફ્રાન્સનો અને ચોથો નંબર ભારતનો છે. ભારતના ઉદ્યોગો આ સગવડનો લાભ પણ મેળવે છે. શ્રી હૉમ્સે અમને કહ્યું કે તેઓ વિશ્વબેંકની સરખામણીમા અલ્પ પ્રમાણમાં સહાય કરી શકે છે, પરંતુ ખાનગી સાહસ અને ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે આવશ્યક તપાસ પછી સહાય કરવાની તેમની તત્પરતા ઓછી નથી. ખાનગી સાહસને આની સહાય આપવા, કાયદાથી બંધન મૂકવામા ન આવ્યું હોય તો, તે દેશોની સરકારોની સમતિ મેળવવાની જવાબદારી સ્વીકારવામાં આવતી નથી, પરંતુ સરકારને તેની જાણ કરવામાં આવે છે અને તે જો વાંધો લે તો મદદ આપી શકાતી નથી.

વોશિંગ્ટન, ન્યુયોર્ક અને બીજા સ્થળોએ અમારે મળવાનું તો ઘણા લોકોને હતું, પરંતુ અમે જ્યારે ત્યા પહોંચીએ ત્યારે તેઓ ત્યાં હોય અને એમને નિરાંતના સમય હોય એવુ દરેક કિસ્સામા કેમ બની શકે? આ સ્થિતિમા 'નાહ્યા તેટલું પુણ્ય' એવી વૃત્તિ અમે રાખી હતી. પ્રમુખ આઈઝનહોવરને મળવાની કોને ઇચ્છા ન થાય? પરંતુ આપણા રાષ્ટ્રપતિ અને વડા પ્રધાનને જેટલી સહેલાઇથી ને જેટલી વાર મળી શકાય તેવું ત્યાં બની શકે નહિ. અમારા વ્યવસ્થાપકે આપણા રાજદૂત દ્વારા એટલું ગોઠવેલું કે અમે બને પ્રમુખની અખબારી પરિષદમાં જઇ શકીએ અને એમને અમુક પ્રશ્નો પૂછી શકીએ, પરંતુ તે પણ બની શક્યું નહિ. મુંબઇથી નીકળ્યાં ત્યારે વિદેશમંત્રી જોન ફૅાસ્ટર ડલેસની ગંભીર માંદગીના સમાચારો

આવતા હતા અમે માનેલુ કે અમે ત્યા પહોચીશુ તે પહેલા એમણે વિદાય લીધી હશે! છેક એવુ તો ન બન્યુ, પરતુ તે પછી ત્રીજે દિવસે એમના મૃત્યુની જાહેરાત થઈ એ રવિવારનો દિવસ હતો અમે મહાપુરુષોના સ્મારકો જોવામા રોકાયેલા હતા અચાનક સરકારી કચેરીઓ પર ફરકતા ધ્વજો નીચે ઉતર્યા ને અર્ધી કાઠીએ અટક્યા અમે સમજી ગયા, છતા આસપાસ પૂછીને પાકી ખાતરી કરી લીધી

શ્રી ડલેસ એ વખતે વિદેશમત્રીના પદ ઉપર નહોતા થોડા સમય પહેલા ગભીર માદગીને કારણે એમણે એ પદનુ રાજીનામુ આપ્યુ હતુ, પરતુ એમના વ્યક્તિત્વના પ્રભાવને કારણે તેઓ અધિકારપદે હોય તેથીયે વિશેષ માન એમને મળ્યુ શ્રી ડલેસ વિષે બે પ્રકારના અભિપ્રાય અમને સાભળવા મળતા હતા એક વર્ગ એમનો સખત વિરોધ કરતો હતો તે એમ પણ માનતો હતો કે શ્રી ડલેસની આગળી પદ્ધતિની અસર પ્રમુખના માનસ પર થાય છે સામાન્ય રીતે પ્રમુખ જ બધા ખાતાઓ માટે પ્રેરકબળ હોય છે પરતુ અહીં તેઓ શ્રી ડલેસને અનુસરતા હોય અને એના પ્રભાવ નીચે આવી ગયા હોય એવી અસર પ્રવતતી હતી બીજો વર્ગ શ્રી ડલેસનો પ્રશસક હતો તેમના અભિપ્રાય પ્રમાણે દુનિયા પરના સામ્યવાદના સર્વનાશી પૂરને ખાળી રાખવાનુ માન શ્રી ડલેસને જ મળતુ હતુ આ કારણે શ્રી ડલેસના મૃત્યુ સમાચારને સહજ ગાભીર્યથી ઝીલનારા માણસો અમને મળ્યા અને વાત કરતા આઘાતની લાગણી જેમના ચહેરા પર અને આખ પર દેખાય એવા પણ મળ્યા એક બહેન તો ડુસકે ડુસકે રડી પડ્યા હતા

શ્રી ડલેસના મૃત્યુને કારણે સરકારી કચેરીઓ કે કોઈ કામકાજ બધ રહ્યા નહોતા બીજે દિવસે આર્જેન્ટિનાના વડા પ્રધાનના માનમાં ભોજન સમારભ હતો તે પણ ચાલુ રહ્યો હતો, પરતુ બુધવારે એમની સ્મશાનયાત્રા નીકળવાની હતી તે કારણે અને પ્રમુખ એમને માન આપવા માગતા હતા તેથી પ્રમુખની અખબારી

પરિષદ સહિત એમના બધા કાયક્રમો રદ કરવામાં આવ્યા હતા. આ કારણે અમે એક લહાવો ગુમાવ્યો. પ્રેસ કલબ તરફથી ઓસ્ટ્રેલિયાના વડા પ્રધાનના માનમાં જે ભોજન સમારંભ ગોઠવાયો હતો તેમાં મને એકલાને આમંત્રણ મળ્યું હતુ, આશ્ચર્યકારક હતું છતાં સાચું હતું કે કલબના આવા સમારભમાં કોઈ સ્ત્રીને સામેલ થવાનું આમંત્રણ મળતું નથી. અમેરિકા જેવા દેશમા આવું કેમ હશે તેનું આપણને આશ્ચર્ય થાય. સેંકડો અખબારી પ્રતિનિધિઓ એ સમારંભમાં જોડાયા હતા. સ્ત્રીઓ પરના પ્રતિબંધ અંગે મેં ત્યાં પૃચ્છા કરી તો કહેવામાં આવ્યું કે પહેલેથી આમ ચાલે છે. કોઇક કિસ્સામાં ઉપરની ગેલેરીમાં તેઓ પ્રેક્ષક તરીકે હાજર રહી શકે છે ભોજનને અંતે વડા પ્રધાનનું સુંદર પ્રવચન થયું અને તે પછી પ્રશ્નોત્તરી ચાલી. અમેરિકાના અખબારનવેશોનો પહેલો પરિચય ત્યાં થયો. આ સમારંભમાં વિવિધ દેશોના રાજદૂતો પણ હાજર હતા. આપણા રાજદૂત શ્રી ચાગલા પણ ત્યાં ઉપસ્થિત હતા

## ૧૭. રાજદૂતાવાસમાં

કોઈ પણ દેશમા જઈએ ત્યારે સ્વાભાવિક રીતે આપણા રાજદૂતાવાસની મુલાકાત લેવાની ઈચ્છા થાય અમેરિકામા દાખલ થયા ત્યારથી શ્રી ગગનભાઈની પ્રશસા સર્વત્ર સાભળતા હતા જેટલા શહેરોમાં ફર્યા ત્યા બધે એમના વ્યક્તિત્વ તથા સ્વભાવની પ્રશસા અમને સાભળવા મળી ઘણા તો એમ પણ કહેતા હતાં કે શ્રી જી એલ મહેતાએ એમની કુશળતાપૂર્વકની કામગીરીથી આ સ્થાને આવનાર બીજી કોઈ પણ વ્યક્તિને મુશ્કેલીમાં મૂકી દીધી છે! શ્રી ચાગલા સબધમાં એ વખતે પાકો અભિપ્રાય બધાયો ન હોય એવી સ્થિતિ હતી, કારણ કે એમને એ સ્થાન સભાળ્યે છ–સાત મહિના જ થયા હતા રાજકારણમા રસ ધરાવનાર, અગત્યની ગણાય એવી વ્યક્તિઓને અમે પૂછતા હતા ત્યારે કેટલાક કઈક ઠડા અવાજે એમની પ્રશસા કરતા હતા અને કેટલાક ખૂબ ઉલ્લાસથી કહેતા કે અમેરિકાની નીતિરીતિ વિષે ચોખ્ખી ભાષામા બોલવાની અને ખાસ કરીને પાકિસ્તાન સાથેના અમેરિકાના સબધો વિષે હિન્દુસ્તાનની ઉગ્ર લાગણી સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરવાની એમની રીત અમને ગમે છે

અમારા વ્યવસ્થાપક રાજદૂતાવાસના સપર્ક અધિકારી શ્રી શાહાને સાથે વાતચીત કરીને અમારી મુલાકાત ગોઠવી હતી એ રીતે અમે એમને મળવા ગયા વૉશિંગ્ટમા વિવિધ દેશોમા રાજદૂતો 'કૅપિટાલ' અને 'વ્હાઈટ હાઉસ'થી ઘણે જ દૂર રહે છે એલચી ખાતાઓનું એક ઝૂમખુ ત્યાં જામ્યુ છે આસપાસ ફરીને અનેક દેશોના રાજદૂતાવાસોનુ અમે અવલોકન કર્યું અને દરેકની વિશિષ્ટ પદ્ધતિ નિહાળી આપણો

દૂતાવાસ સુદર જગ્યાએ છે અને અ દરની વ્યવસ્થા પણ આખને ગમી જાય એ પ્રકારની છે શ્રી શાહાનેને એમની અટક પરથી અમે સિંધી ગૃહસ્થ ધાર્યા હતા, પર તુ તેઓ તો નાગપુરના નીકળ્યા એમની સાથે વાતો કરવાની ખૂબ મજા આવી ઉપયોગી થવાની ભાવના સાથે એમણે અમારા ખબરઅ તર પૂછયા અને અમારી પૃચ્છાના જવાબમા રાજદૂતા વાસ અ ગે આવશ્યક ગણાય એવી બધી માહિતી સાથે થોડુ સાહિત્ય પણ વાચવા આપ્યુ અને છેલ્લે ભોજન લેવ નુ સ્નેહભર્યુ આમ ત્રણ પણ અપાયુ અમે ભાવપૂર્વક એ આમ ત્રણનો સ્વીકાર કર્યો અને પછી એમણે ગોઠવ્યા પ્રમાણે શ્રી ચાગલાને મળવા માટે ગયાં

શ્રી ચાગલા સાથે મુ બઇનો થોડો પરિચય હતો અને એમને અમારા આગમનની પહેલેથી માહિતી પણ હતી ખૂબ ઊમળકાપૂર્વક એમણે અમને આવકાર્યા અને અમારા પ્રવાસમા પોતે શી રીતે મદદરૂપ થઇ શકે તે પૂછયુ એ પછી એમની કામગીરી અ ગે થોડીક વાતો થઇ થોડીક ચર્ચા આપણા દેશની પરિસ્થિતિ અ ગે થઇ એ વખતે તો વીસેક મિનિટ બેઠા, પછી નિરાતે મળવાનુ ગોઠવીને અમે છૂટા પડયા બે દિવસ પછી હુ એકલો એમને દોઢેક કલાક માટે મળ્યો અને એમની સમક્ષ કેટલાક પ્રશ્નો રજૂ કર્યા આ પહેના એમણે અમેરિકા આવ્યા પછી કરેલા જાહેર ભાષણો મે વાચી લીધા હતા થોડા સવાલો હુ લખીને ગયો હતો તે એમની સમક્ષ વાચી સ ભળાવ્યા એક રાજદૂતની મુશ્કેલી અને મર્યાદા હુ સમજી શકતો હતો એટલે એમની સમક્ષ સવ લો મૂકયા પછી મે કહ્યુ 'આમાના જેટલા પ્રશ્નોના જવાબ જેટલા પ્રમાણમા આપી શકાય તેટલા આપ આપો અને તેમાથી જેટલુ છાપવાયોગ્ય લાગશે તેટ્લુ જ અખબારને પાને ચડશે એવી હુ ખાતરી આપુ છુ

મારા સવાલો નીચે પ્રમાણે હતા

૧ આ નવુ કામ તમારી પ્રકૃતિને અનુકૂળ લાગે છે? ન્યાયમૂર્તિ

તરીકે જેવી સફળતા પ્રાપ્ત કરી તેવી સફળતા આમાં પણ મળશે એમ માનો છો ખરા?

૨. આપની કામગીરીના આ સાત મહિનામાં આપને કેવા કેવા પ્રશ્નોનો સામનો કરવો પડયો અને આપે તે કેવી રીતે કર્યો?

૩. ભારત પ્રત્યેના અમેરિકાના વલણમાં ફેરફાર થયા કરે છે? તિબેટના બનાવ પછી શી સ્થિતિ છે?

૪. આપનાં ભાષણોમાં અમેરિકાના પાકિસ્તાન સાથેના સંબંધો પર ખાસ ભાર મુકાય છે ને ટીકા પણ થાય છે, તેની અહીં અવળી અસર થાય છે ખરી?

૫. ચોક્કસ પ્રસંગે આપણા વિદેશ ખાતા તરફથી આપને સૂચનાઓ મળતી રહે છે?

૬. રાષ્ટ્રસંસ્થાનાં આપણા પ્રતિનિધિઓનાં ઉચ્ચારણો અને કાર્યો સાથે આપની કામગીરીનો મેળ રહે છે? આપ એમના સંપર્કમાં છો?

૭. બીજાં એલચી ખાતાંઓ સાથે સંપર્ક રાખી શકો છો? અમેરિકાની પ્રજાના રાજકીય અને બિનરાજકીય અગ્રણીઓ સાથે સંપર્ક રાખી શકાય છે?

૮. પાકિસ્તાનના એલચી ખાતા સાથે સંપર્ક છે? એમનું વલણ કેવું છે? પાકિસ્તાન અને આપણી વચ્ચે અહીં કેવોક ભેદ રાખવામાં આવે છે?

૯. રશિયાના એલચી ખાતા સાથે સંપર્કમાં રહો છો? 'રાષ્ટ્રવાદી' કહેવાતા ચીન સાથે?

ભારતીય રાજદૂત શ્રી મહમદઅલી કરીમભાઈ ચાગલા સમક્ષ મે રજૂ કરેલા પ્રશ્નોના એમણે જે ઉત્તરો આપ્યા અને તેના અનુસંધાનમા જે વાતો થઈ તેનો આવશ્યક અને પ્રગટ કરી શકાય તેવો સાર અહીં રજૂ કરુ છુ શ્રી ચાગલાએ વધુમા વધુ પ્રતિષ્ઠા મેળવી મુબઈની વડી અદાલતના વડા ન્યાયમૂર્તિ તરીકે, એના પર કલગી ચડી ગઇ મુદડા–પ્રકરણના પ્રસગે પરતુ તે પહેલાની એમની પ્રવૃત્તિ પણ જાણવા જેવી છે. તેઓ ઑકસફર્ડમા અભ્યાસ કરતા હતા ત્યારથી એમની જાહેર પ્રવૃત્તિ શરૂ થઇ હતી. ૧૯૨૧ના એમણે હિંદી મજલિસનું પ્રમુખપદ સભાળ્યુ હતું એમની વય પણ ત્યારે ૨૧ વર્ષની. દેશમાં આવ્યા પછી તેઓ ત્રણેક વર્ષ કાયદાના પ્રાધ્યાપક બન્યા હતા. ધારાશાસ્ત્રી થયા પછી એમણે વિશેષ નામના મેળવી હતી. ૧૯૪૬મા ભારતના પ્રતિનિધિમડળના એક સભ્ય તરીકે રાષ્ટ્રસંસ્થામા ગયા હતા મુબઈ યુનિવર્સિટીના ઉપકુલપતિ, મુબઈના કાર્યવાહક રાજ્યપાલ આતરરાષ્ટ્રીય અદાલતના ન્યાયમૂર્તિ અને બીજા અનેક સ્થાનો એમણે શોભાવ્યાં હતાં. છેક હોમરૂલના જમાનાથી એમને રાજકારણમા અને જાહેર પ્રવૃત્તિમા રસ હતો એમણે ઉત્સાહપૂર્વક મને કહ્યુ 'મારો પહેલો પ્રેમ રાજકારણનો, ફરી હુ એમા દાખલ થયો છુ તેથી આનદ અને સંતાપ અનુભવુ છુ આ કાર્યમા સફળ થવા વિષે મને લવલેશ શકા નથી. રાજકારણ મારે માટે નવી વસ્તુ નથી ન્યાયતત્રના ન્યાયાસને મારે બેસવાનુ હતુ અને બીજા અનેકે મારી સામેના પિંજરામા ઊલટ તપાસ માટે ઊભવાનુ હતુ હવે દેશના અને દુનિયાના ન્યાયાસન સમક્ષ ઊલટ તપાસ માટે હુ ઊભો છુ મને વિશ્વાસ છે કે ફેસલો મારી તરફેણમા આવશે ' એમની વાતચીતમાથી એમ પણ જણાયું કે રાષ્ટ્રીય અને આતરરાષ્ટ્રીય રાજકારણમા એમનો રસ દિનપ્રતિદિન વધતો જાય છે. ભાવિના ગર્ભમા એમને માટે રાજકીય ક્ષેત્રે વિશેષ સ્થાનો નિર્માયા હોય તો આશ્ચર્ય પામવા જેવુ નથી

અમે વૉશિંગ્ટનમા હતા ત્યારે ભારત–પાકિસ્તાનના સબધો આજના

પ્રમાણમા વધુ ખરડાયેલા હતા અને આઇક–ક્રુશ્ચોવનુ મિલન પણ નહોતુ થયુ સાત મહિનાની કામગીરીથી એમને પોતાને ખૂબ સતોષ હતો સત્તાજૂથોથી અલગ રહેવાની ભારતની નીતિ, ચીન સાથેના સબધો અને તેને રાષ્ટ્રસસ્થામા દાખલ કરવાના ભારતના પ્રયાસો, તિબેટી પ્રજા પરનો ચીનનો અત્યાચાર, પાકિસ્તાન સાથેના આપણા સબધો સમાજવાદી સમાજરચના તરફનુ ભારતનુ સત્તાવાર વલણ, બીજી યોજનાની નાણાકીય મુશ્કેલીઓ વગેરે પ્રશ્નો અગે અમેરિકાની પ્રજા અને ખાસ કરીને વિવિધ ક્ષેત્રની અગત્યની વ્યક્તિઓ સમક્ષ ભારતનો 'કેસ' રજૂ કરવાનુ કઠિન કાર્ય એમને બજાવવુ પડતુ હતુ આમા સૌથી નાજુક બાબત પાકિસ્તાન સાથેના સબધોની હતી શ્રી ચાગલા એમ માનતા હતા કે આ બાબતમા એમની પાસે જે સવાલો ઊભા થતા હતા તેના તેઓ સફળતાપૂર્વક જવાબ આપતા હતા ભારત પ્રત્યેનુ અમેરિકાનુ વલણ ક્રમેક્રમે વધુ સમજભર્યું ને સહાનુભૂતિભર્યું બનતુ જાય છે એવો એમનો મત હતો અમેરિકાના જાહેરજીવનના કેટલાક લોકો એમને ભારપૂર્વક કહેતા હતા કે પાકિસ્તાન સાથેના એમના સબધો શાણપણની નિશાનીરૂપ નથી બીજી બાજુ સત્તાધારી મડળોનુ વલણ પાકિસ્તાન પ્રત્યે 'સાથી' જેવુ હતુ, જ્યારે ભારત પ્રત્યે કેવળ સામાન્ય મૈત્રીનો ભાવ હતો

શ્રી ચાગલા એમ માનતા હતા કે પાકિસ્તાન વિશેની એમની સાફ વાતોની સારી અસર થતી હતી મે એમને પૂછ્યુ 'કોઈ એમ તો નથી કહેતુ ને કે તમે મુસ્લિમ હોવાથી ભારતે પાકિસ્તાનની વિરુદ્ધ પ્રચાર કરવા માટે તમને પસદ કર્યા છે?' એમણે કહ્યુ 'એમ કોઇ કહેતુ નથી કોઈ સ્થળે કોમ કે ધર્મ વિષે પૂછવામાં આવે છે ત્યારે હુ સામે પ્રશ્ન કરુ છુ કે, તમને મે પૂછ્યુ છે કે ખ્રિસ્તીઓના અનેક સપ્રદાયોમાથી તમે કયા સપ્રદાયના અનુયાયી છો? હુ હિંદી છુ એટલુ જાણવુ પૂરતુ નથી?' એ પછી એમણે જાહેર જીવનના પ્રારભકાળથી પોતે કોમવાદના કેવા વિરોધી હતા તેનો થોડો ખ્યાલ આપ્યો. વિદેશખાતાની સૂચના

સબધમા સામાન્ય રીતે જે સલાહસૂચન મળતા હોય છે તેનો એમણે ઉલ્લેખ કર્યો અને રાષ્ટ્રસંસ્થાના આપણા પ્રતિનિધિઓ સાથે એમને ઘણો સારો મેળ છે એમ જણાવ્યુ. તેઓ એમના સપર્કમા પણ રહેતા હોય છે. બીજા એલચીખાતાઓ સાથે હજી ઘનિષ્ટ સબધો કેળવાયા નથી અને અમેરિકાના પ્રજાકીય નેતાઓ સાથેના સપર્કો વધતા જાય છે એમ એમણે જણાવ્યુ એમના વકતવ્યની સમગ્ર છાપ મારા મન પર એ પડી કે તેઓ પોતાના કામ વિષે પૂરા આશાવાદી અને શ્રદ્ધાવાન છે. રાજકારણ એમને રુચિ ગયુ છે.

વાશિંગ્ટનમા શ્રી પ્રસાદ અને શ્રી શહાનેને ત્યા ભોજનમા અમુક હિન્દી અધિકારીઓનો એમના કુટુબો સહિત પરિચય થયો. સર્વત્ર અમારા મન પર એવી છાપ પડી કે રહેણીકરણીમા તેઓ સુખી છે, અમરિકી કુટુબો સાથે મીઠા સબધો પણ બધાયા છે, છતા સૌના દિલમા ભારત આવવાની લાગણી પડેલી છે સ્ત્રીઓ અને બાળકોમા આ લાગણીનુ પ્રમાણ વિશેષ છે આ યજમાનોને ત્યા હિંદી વાનગીઓનો સ્વાદ અને હિન્દી વાતાવરણ અમને માણવા મળ્યા. અમરિકી કુટુબોમા જમવા જવાનો યોગ હજી અમને મળ્યો નહોતો નિમત્રણો જે મળતા તે વિખ્યાત રેસ્ટોરાઓના હતા!



## ૧૮. મીઠાં સ્મરણો

એક દિવસ એક વૃદ્ધ સન્નારીએ અમને ભોજનનું આમંત્રણ આપ્યું. મુંબઈના અમેરિકી માહિતી ખાતાના અધિકારી શ્રી હેરોલ્ડ ટફ્ટીનાં એ માતા. ઉંમર ૬૦ વર્ષથી વધારે. ઉત્સાહમાં શ્રી હેરોલ્ડ અને એમના પત્ની શ્રીમતી બાર્બરાને હરાવી દે એવા. વોશિંગ્ટનની પ્રેસ ક્લબનાં મકાનમા એમની કચેરી છે. ત્રીસેક જેટલા નાના અખબારોને તેઓ સમાચારકથા આપવાનું કાર્ય કરે છે. એમને મળતાં અમે જે આનંદ અનુભવ્યો તે સહેજે ભુલાય એવો નથી. એક સાંજે છ વાગે મોટર લઈ અમને તેઓ લેવા આવ્યાં. પંદરવીસ માઈલ દૂર પોટોમેક નદીના કિનારે એમનું ઘર તેઓ ત્યા એકલાં જ રહે. મકાન ફરતો બગીચો ને આંગણામાં નદી. બંગલો સુંદર, સુઘડ ને વિશાળ. એમાં સુંદર કલાકૃતિઓનો શણગાર. ઘરમાં એક પણ નોકર કે સાથી મળે નહિ. અમે ત્યાં પાંચેક કલાક ગાળ્યા. એમણે ને લાભુબેને સાથે મળી રસોઈ પકાવી. પાછળથી એક યુગલ ભોજનમાં જોડાયું. રાતના અગિયાર પછી વિદાય લીધી. અમેરિકાના ઊંડાણમા જતાં તો ઘણાં કુટુંબોનો પરિચય થયો, પણ આ પહેલી છાપ છેવટ સુધી સુવાસ મહેકાવતી જ રહી. એમણે પુત્ર ને પુત્રવધૂ તથા તેમના નાનાં બાળકોના જે ભાવથી ને ઉષ્માથી સમાચારો પૂછયા તે પણ વિસરી શકાય એમ નથી.

બીજું મીઠું સ્મરણ છે અમેરિકાના એક અગ્રણી નાગરિક શ્રી એરિક જોન્સ્ટનનું. તેઓ વર્ષો સુધી અમેરિકાના વ્યાપાર ઉદ્યોગ મંડળના પ્રમુખ હતા. અમે ત્યાં ગયા ત્યારે સિનેઉદ્યોગ સંઘનુ પ્રમુખસ્થાન એમણે સંભાળ્યુ હતું. એ દિવસોમાં એમને વ્યાપારમંત્રી અથવા તો આર્થિક

બાબતોમાં પ્રમુખના ખાસ સલાહકાર બનાવવાની વાતો અખબારોમાં આવતી હતી એમણે સરકારની અનેક સમિતિઓમાં સેવા આપી હતી એમનો અને ડેમોક્રેટીક પક્ષના એક ઉમેદવાર તરીકે એ વખતે પ્રમુખપદ માટે જેમનું નામ બોલાતું હતું તે સેનેટર હ્યુબર્ટ હમ્ફ્રીનો અમને જે અનુભવ થયો તે અહીં નોંધવો જોઈએ આ બન્નેને મળવાનો અમે જે પ્રયાસ કર્યો તે આ પ્રકારનો હતો બપોરે બારેક વાગે શ્રી જોન્સ્ટનને ફોન કર્યો ત્યારે જાણવા મળ્યું કે તેઓ ત્રણ વાગ્યાના વિમાનમાં યુરોપ જવાના છે એટલે મળવાનું મુશ્કેલ છે, છતાં જો એક વાગે અમે જઈ શકીએ તો તેઓ મળે અમે એક વાગે ત્યાં પહોંચ્યા ત્યારે અમે એમ ધારેલું કે બેચાર મિનિટથી વધુ સમય મળાશે નહિ ને તે પણ ધાધન જેવી હશે, પરંતુ એમણે અમને મુખ્ય દ્વારમાં જ આવકાર આપ્યો કલાકો સુધી બેસવાનું હોય એવી નિરાત એમના વર્તનમાં હતી સિનેઉદ્યોગ સંઘની કચેરી સાથે ફરીને બતાવી એકેએક બાબતની માહિતી આપી નાના થિયેટરમાં ચિત્ર ચાલતું હતું ત્યાં થોડીવાર બેસવાનું નિમંત્રણ પણ આપ્યું શ્રી ગગનભાઈ, શ્રી મોરારજીભાઈ વગેરેના કુશળ સમાચાર પૂછ્યા થોડીક રાજકીય અને આર્થિક ચર્ચા થઈ આ ચર્ચામાં દારૂબંધીનો મુદ્દો પણ આવ્યો અર્ધો–પોણો કલાક પસાર થયો એટલે અમે જ જવા તૈયાર થ । એમણે કહ્યું ‘હું તમારે માટે કંઈ કરી શકતો નથી તેનું મને દુઃખ છે મારા જેવું કંઇક કામ બતાવી મને સંતોષ આપો એમના સ્વરમાં પોલો વિવેક નહિ, સાચી લાગણી હતી મને તો કંઈ સૂઝ્યું નહિ લાભુબેને કહ્યું ‘અમે લોસ એન્જલ્સ જવાના છીએ અમારા ‘સ્પોન્સર તો હોલીવૂડ જોવાની વ્યવસ્થા કરશે તમે કંઈ વિશેષ કરી શકો ? કોઈ સ્ટુડિયો ઝીણવટથી જોઈ શકાય ? કલાકારો ને દિગ્દર્શકોને નજીકથી મળી શકાય ?’ એમણે તરત જ જાતે એમની મંત્રી પાસે જઈ પત્ર લખાવ્યો ને ટાઇપ કરેલા એ પત્ર પર સહી કરી અમને આપ્યો હોલીવૂડનું અમે ઝીણવટથી અવલોકન કરી શક્યા ને ત્યાં સન્માન પામ્યા તે એમના પત્રના જ પ્રતાપે

સેનેટર હમ્ફ્રીને અમે મળી શક્યા નહિ. નક્કી થયેલા સમયે 'કેપીટોલ'ની એમની કચેરીમા અમે ગયાં. પાંચેક મિનિટ તેઓ આવ્યા નહિ. એમની મંત્રીએ દિલગીરી કરવામાં કચાશ ન રાખી અમારી હાજરીમાં દસ જગ્યાએ ફોન પણ કર્યા અમારે ઉતાવળ હતી એટલે દસ મિનિટ પછી અમે ચાલતા થયાં તે દિવસે શુક્રવાર હતો અમારે ઘણાને મળવાનુ હતુ એટલે મોડી રાત સુધી હોટેલમાં-અમારે ઉતારે ગયા જ નહિ ત્યા ફોન કરવાનુ પણ અમને સૂઝ્યુ નહિ રાત્રે જ્યારે પહોચ્યા ત્યારે શ્રી હમ્ફ્રીના ચાર સંદેશાઓ ત્યા પડ્યા હતા ! એકાદ ક્લાક વીત્યો ત્યા એમનો તાર આવ્યો : 'તમને મળી ન શક્યો તે માટે ઊંડુ દુ:ખ અનુભવુ છુ. તમે ગયા કે તરત જ હું આવ્યો હતો હુ એક જગ્યાએ ફસાઈ ગયો હતો અંતઃકરણપૂર્વક માફી ચાહુ છું.' બીજે દિવસે મળવાનુ શક્ય નહોતુ, કારણ કે અમે સવારે જ ઉપડી જવાના હતા. મે એમને એક પત્ર લખી આભારની લાગણી વ્યક્ત કરી અને જણાવ્યુ કે અમુક દિવસે અમે એમના ગામમા જવાનાં છીએ એ પછી અમે તો આ ભૂલી ગયેલા, પણ જ્યારે એમના ગામમા પહોચ્યા ત્યારે વિમાની મથકે એ ગામના મેયરે આવી સેનેટર હમ્ફ્રી વતી અમારો સત્કાર કર્યો ! આમ તો સાવ નાની બાબત છે આ, પરંતુ અમારા જેવા સામાન્ય મહેમાનને માટે એમણે જે કાળજી લીધી તેમા ઘણુ બધુ શીખવા જેવુ નથી શું ? આવા વિનય-વિવેકના તે પછી અનેક અનુભવો અમને થયા છે શ્રી જોન્સ્ટન અને શ્રી હમ્ફ્રીને એ બધાના પ્રતિનિધિ ગણીને જ અહીં એમનો ઉલ્લેખ કર્યો છે

વૉશિંગ્ટનમાં એક નમૂનારૂપ શાળા અમને બતાવવામા આવી હતી, પરંતુ તેની અમારા મન પર ખાસ છાપ પડી નહોતી. એ પછી પ્રવાસમાં જે શાળા-કૉલેજ જોયાં તે ચિત્તમાં વસી ગયા છે. અહીં એક સુંદર સંસ્થા અમે જોઈ તે 'ચીલ્ડ્રન્સ બ્યુરો.' કુમારી એટમા આરટોનને અમે ત્યાં મળ્યાં આમ તો આરોગ્ય, શિક્ષણ અને સમાજસેવાના સરકારી દફતરનો જ એ એક વિભાગ છે, પરંતુ 'સરકારી તંત્ર'ની અસરથી બધું

મુક્ત હોય એવું અમને જણાયું. આ સસ્થા દેશભરના બાળકો, કિશોરો અને યુવાનોની ચિંતા કરે છે. એમા સંશોધનથી માડીને સીધી સહાય આપવા સુધીની રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય ધોરણે સેવા અપાય છે. કરોડો ડોલરનું દર વર્ષે ખર્ચ કરવામા આવે છે. આ કુમારી આશ્ટેન ૬૦ વર્ષથી વધુ વયના હશે, પણ એમનો ઉત્સાહ જુવાનોને શરમાવે એવો અને જ્ઞાન, માહિતી કોઇ પડિતની બરોબરી કરે એવા. આ સસ્થાના સાતેય વિભાગોનો અમને પરિચય આપવામાં આવ્યો. ત્યાથી અમે ગયા 'વોઈસ ઑફ અમેરિકા'મા.

આ રેડિયો મથક સર્વાશે સરકારી છે. દુનિયાભરના વિવિધ ભાષાઓના કાર્યક્રમો ત્યાથી અપાય છે આમા હિદી કાર્યકરો પણ કામ કરે છે. હિદી, ઉર્દૂ, બગાળી અને તામિલ એ ચાર ભાષા દ્વારા હિંદ-પાકિસ્તાન સાથે સબધ રાખવામા આવે છે. સપર્કઅધિકારી શ્રી હોવર હોચનર અમેરિકાની સરકારી નીતિના પ્રખર સમર્થક અને બીજાની ટીકા કરવાના રસિયા એટલે એમની સાથે વિવાદ કરવાની ખૂબ મઝા આવી. એમણે શ્રોતાઓ અગે આપેલા આકડાઓ અને એમના કાર્યક્રમના પ્રભાવ અગેના દાવાઓમા બારોબાર અતિશયોક્તિ હતી અમેરિકાના રેડિયો મથકના સાધનોમા તો પૂછવાનું જ શુ હોય? અમને અહી રસ પડયો રશિયા સાથેના અમેરિકાના વાયુ-વાગ્યુદ્ધના પ્રયોગો જોવામા અમેરિકી રેડિયોના મોજાઓ આડે રશિયા કેવી રીતે અંતરાયો નાખે છે અને તેઓ કેવી પદ્ધતિથી તેને ભેદે છે તે અમને પ્રકાશયુક્ત ચિત્રો દ્વારા એમણે બતાવ્યુ કુદરતી વાયુપ્રવાહો અમુક રીતે જ વહે એટલે એ અતરાયોને ભેદવા માટે અમેરિકાએ આખી પૃથ્વીને આવરે એવા હજારો માઇલોના અતરે મથકો ગોઠવ્યા છે અને એકથી બીજા મથકે બ્રૉડકાસ્ટ કરતા કરતા તેઓ રશિયામા શી રીતે પોતાના વિચારો પ્રસારે છે તેનુ વર્ણન જોવામા ને સાભળવામા ખરેખર રસદાયક હતુ

વૉશિંગ્ટનની નોધના યોગ્ય મુલાકાતમા 'લીગ ઑફ વીમેન વોટર્સ'ને પણ ગણાવવી જોઇએ. ૧૯૨૦ સુધી અમેરિકામા બધા રાજ્યોમા સ્ત્રીઓને

મતાધિકાર નહોતો એ હકીકત ખરેખર આશ્ચર્યકારક ગણાય બધારણના ૧૯મા સુધારા દ્વારા આવો અધિકાર અપાયો ત્યારે પણ અમુક રાજ્યોએ તેનો વિરોધ કર્યો હતો ! એવો અધિકાર મેળવવા માટે સ્થાપાયેલ 'નેશનલ અમેરિકન વુમન સફરેજ એસોસીએશન'ના સ્વાભાવિક પરિણામરૂપ આ સસ્થા અસ્તિત્વમા આવેલી છે બધાં રાજ્યોમાં તેની શાખાઓ છે કેન્દ્રસ્થાને વોશિંગ્ટન છે શહેર, રાજ્ય અને કેન્દ્ર એમ ત્રણ કક્ષાએ તે પ્રવૃત્તિ કરે છે એના સચાલકો ખૂબ ઉત્સાહી જણાયા સ્ત્રીઓ માટે જ નહિ, આખી પ્રજા માટે લોકશાહી શિક્ષણનુ કાર્ય આ સસ્થા કરી રહી છે સત્તાથી દોઢ લાખ જેટલા તેના સભ્યો છે સસ્થાનુ સ્વરૂપ બિનપક્ષીય છે એના સભ્યોને કોઇ પણ રાજકીય પક્ષમા જવાનો અધિકાર છે, પરતુ સચાલન સમિતિના સભ્યો કોઇ રાજકીય પક્ષના અધિકારી બની શકતા નથી લીગનુ કાર્ય લોકશાહી ધોરણે બહુમતીથી થાય છે એના વાર્ષિક—દ્વિ વાર્ષિક સમેલનો મળે છે લોકો રાજકીય પ્રશ્નોને સમજે અને પોતાનો જ્ઞાનયુક્ત સ્વતત્ર મત ઉચ્ચારે એવુ શિક્ષણ આપવાનો લીગ પ્રયાસ કરે છે લીગ તરફથી પ્રગટ થયેલી કેટલીક પુસ્તિકાઓ સામાન્ય જ્ઞાન માટે અમને ખૂબ જ ઉપયોગી જણાઈ આતરિક અને વિદેશનીતિ અગે લીગે ચોક્કસ સિદ્ધાન્તો માન્ય કર્યા છ આ સસ્થાનુ વાર્ષિક ખર્ચ ૬૦ થી ૭૦ લાખ રૂપિયા જેટલુ છે આ રકમ સભ્યના લવાજમો અને દાન દ્વાર મેળવાય છે, સરકારી સહાય લેવામા આવતી નથી એના કોઈ પણ અધિકારીને પગાર મળતો નથી કેવળ સેવાભાવે આ સસ્થા ચલાવવામા આવે છે લોકશાહીના રક્ષણ અને વિકાસમા આવી સસ્થા ખૂબ ઉપયોગી નીવડે એવી અસર અમે ત્યા મેળવી અમેરિકામા દરેક ક્ષેત્રમા સ્ત્રીને સ્થાન છે લશ્કરના ત્રણેય વિભાગોમાં પણ તે છે અન્ય વ્યવસાયોમાં તો તે હોય જ આમ છતા રાજકારણમાં તેમનુ સ્થાન ઘણુ ઓછુ છે આપણે ત્યા સ્ત્રી રાજ્યપાલ છે, રાજ્યમા ને કેન્દ્રમા પ્રધાનસ્થાને છે, રાજદૂત છે સસદ અને ધારાગૃહોમા આટલી મોટી સખ્યામા તેઓ છે તેનુ અમેરિકામા ભારે આશ્ચર્ય છે

*

## ૧૯. નિગ્રોની સ્થિતિ

જેની અમારે ખાસ નોંધ લેવી જોઇએ એવી મુલાકાતનો હવે ઉલ્લેખ કરું છું વૉશિંગ્ટનમા મુખ્ય મથક અને બીજા શહેરોમા જેની શાખાઓ છે તે 'નેશનલ અર્બન લીગ'ના ઉત્સાહી સચાલક શ્રી સ્ટર્લિંગ ટક્કરને અમે મળવા ગયા આ સસ્થા નિગ્રોને સમાન અધિકાર આપવા માટે સ્થાપવામા આવી છે અમેરિકા પાસે પારાનાર સપત્તિ છે, લોકશાહી રાજ્યરચના છે ને વ્યક્તિસ્વાતત્ર્યને ખૂબ જ મહત્ત્વ આપવામાં આવ્યુ છે, પરતુ આ પરથી એમ માનવાનુ નથી કે અમેરિકાના રાજપુરુષો અને સમાજહિતચિતકોને તીવ્ર આઘાતની અસર નીચે રહેવુ પડે એવા જટિલ, ગભીર અને વ્યાપક પ્રશ્નો ત્યા નથી સપત્તિની વિપુલતાએ પેદા કરેલી કેટલીક સમસ્યાઓ ત્યા છે, વ્યક્તિસ્વાતત્ર્યની અતિરેકતાએ પણ પારાવાર મૂઝવણો પેદા કરી છે, લોકશાહીના નિરોગી વિકાસમા બાધારૂપ અથવા તો તેની અવહેલનારૂપ નિગ્રોનો સવાલ ઘણો ગભીર છે વાશિંગ્ટનમા અમે પગ મૂકયો ત્યારથી અમેરિકાની વિદાય લીધી ત્યા સુધી આ પ્રશ્નને સમજવાનો અમે પ્રયાસ કર્યો છે નિગ્રોની સ્થિતિ સુધારવા માટે ત્યા અનેક પ્રકારે પ્રયાસો થાય છે, તેમાના એક પ્રયાસનુ પ્રતિનિધિત્વ આ 'નેશનલ અર્બન લીગ' કરે છે એની માગણી માત્ર આટલી જ છે 'અમને યોગ્ય તક આપો અને યોગ્યતાના પ્રમાણમા સર્વ સ્થળે સ્થાન આપો' તેઓ સલામતી માગતા નથી, અનામત બેઠકો માગતા નથી, ચોક્કસ સખ્યામા નોકરી ને શિક્ષણની સગવડો માગતા નથી, માત્ર યોગ્યતાના પ્રમાણમા જ સ્થાન માગે છે આ સસ્થા લડાયક મનોવૃત્તિ ધરાવતી નથી એક બાજુ નિગ્રોના અધિકારોની રક્ષા માટે અને બીજી બાજુ તેના શૈક્ષણિક અને સામાજિક

ધોરણ ઊંચું લાવવા માટે તે પ્રયાસ કરે છે સંસ્થાના સંચાલકોને અમે પૂછ્યું કે અમેરિકામાં નિગ્રોને ઘોર અન્યાય થાય છે અને દક્ષિણનાં રાજ્યોમાં તો અત્યાચારનો ભોગ પણ તેઓ બને છે; તો પછી તમે સર્વ સ્થળે રક્ષણ અને સલામતીઓ કેમ માગતા નથી ? એના જવાબમાં એમણે કહ્યું : 'અમે સોએ સો ટકા અને સર્વ રીતે સમાન અમેરિકન બનવા ને રહેવા માગીએ છીએ. અમારે તક અને સ્થાન સિવાય બીજું કંઇ જ જોઇતું નથી ગોરા લોકોની કક્ષાએ પહોંચતાં ૨૫-૫૦ વર્ષ ભીજાં વીતી જાય તોયે અમને તેની ચિંતા નથી, પરંતુ સમાન તક ને સમાન સ્થાનની શરૂઆત તો આ ક્ષણે જ થવી જોઇએ '

આ પ્રવાસમાં પણ નિગ્રો અગ્રણીઓને અમે મળ્યાં હતાં શિકાગોમાં તો એમનું એક અતિ વિશાળ પ્રકાશનગૃહ જોવા પણ અમે ગયાં હતાં. નિગ્રોની સ્થિતિ સુધારવાની એમની દૃષ્ટિ નિરાળી હતી. એક બાબતની અમારા મન પર ખાસ છાપ પડી. કોઈ જવાબદાર વ્યક્તિએ નિગ્રોએ ક્રાંતિ કરવાની, બળવો કરવાની, બહારની સીધી કે આડકતરી મદદ લેવાની કે ગોરાઓ પર વેર વાળવાની વાત કરી નથી. થોડાં વર્ષો પહેલાં 'ચાલો પાછા આફ્રિકા' નો નાદ ઉપાડવામાં આવ્યો હતો. પરંતુ નિગ્રો સમાજે તેનો ઉત્સાહભર્યો જવાબ આપ્યો નહોતો. આજે એ નાદ કયાંય સંભળાતો નથી. આફ્રિકામા જવાથી એમની સ્થિતિમાં લેશમાત્ર સુધારો થવાનો નથી, દોઢ-પોણાબે કરોડ માણસો ત્યાં જઇ શકે પણ નહિ. અમેરિકામાં ભેદની તોતીંગ દીવાલો વચ્ચે પણ તેઓ સારી હાલતમાં છે વગેરે બાબતો તેમને સમજાઈ ગયેલી છે ઉપરાંત, અમેરિકામાં ગોરાઓનો, પ્રતિદિન વધતો જતો એક વર્ગ, તેમના પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે ને તેમને સમાન ગણવા તત્પર છે એવી ખાતરી પણ તેમને થયેલી છે. પ્રવૃત્તિનાં અનેક ક્ષેત્રોમા નિગ્રો ઝળકયા છે તે પણ હકીકત છે. આવા તેજસ્વી સ્ત્રી-પુરુષોમાંથી નિગ્રો જનતા અત્યારે પ્રેરણા મેળવી રહી છે. એમાંના થોડાકની તસ્વીરો અહીં રજૂ કરી છે.



વિલિયમ એચ હેસ્ટી
ફેડરલ જજ



પર્સી એલ જુલિયન
ઓર્ગેનિક કેમિસ્ટ



વીલી મેટ્ઝ
મશહૂર ખેલાડી



બેન્ઝામિન઼ ઓ ડેવી જુનિયર
બ્રિગેડિયર જનરલ






પોલ આર વિલિયમ્સ
લૉસ એન્જલસના સ્થપતિ



ડૉ રાલ્ફ જે બન્ચ
સયુક્ત રાષ્ટ્રના નાયબ મત્રી
નોબેલ પુરસ્કારના વિજેતા




નિગ્રોનો પ્રશ્ન સમજવા માટે થોડી પૂર્વભૂમિકા જાણવી જરૂરી છે યુરોપની ગોરી પ્રજામાથી અમેરિકાની અણખેડાએલી ધરતી પર સાહસિકો ઊતર્યા ત્યારે પહેલી મૂઝવણ એમણે સખત પરિશ્રમ કરી શકે એવા મજૂરોની અનુભવી એ વખતે ખુદ ઇંગ્લંડમા પણ ગુલામીની પ્રથા ચાલતી હતી ગોરાઓએ આફ્રિકાના હબસીઓ અમેરિકામા ખેચ્યા અને અમેરિકાની હકાયેલી સમૃદ્ધિ અઢળક આણી સપત્તિ અને સત્તા મળી ગોરાઓના હાથમા અને તેનો આધાર હબસીઓ પામે પણ એમને એનુ ભાન નહિ ગુલામી પ્રથાની શરૂઆત છેક સન ૧૬૧૯થી થઇ હતી અને તેનો અત લગભગ ૨૫૦ વર્ષ પછી પ્રમુખ લિંકનના પ્રયાસોથી ૧૮૬૫ મા આવ્યો આ વખતે લિંકનને ભયકર આતરયુદ્ધ ખેલવુ પડયુ હતુ ચાર વર્ષના કઠિન વિગ્રહ પછી શાન્તિ સ્થપાઇ ત્યારે પણ

બંધારણના સુધારામાં અમુક રાજ્યોએ વિરુદ્ધ મત આપ્યા હતા અમેરિકાના પ્રવાસવર્ણનના આરંભમાં જ કહ્યું છે તેમ ત્યાંનું બંધારણ અને ત્યાંના કાયદાની સગવડોની સામે અમુક રાજ્યોમાં પ્રબળ લોકમત અત્યારે પણ પ્રવર્તે છે. બંધારણ અનુસાર નિગ્રો સામે જાહેર સંસ્થામાં કોઈ પ્રકારનો ભેદભાવ રાખી શકાય નહિ અને મતાધિકાર પણ તેમની પાસે ગોરાઓ જેટલો જ છે, છતા ભેદની દીવાલો જેટલી ઝડપથી તૂટવી જોઈએ તેટલી ઝડપથી તૂટતી નથી.

આપણે ત્યાં અસ્પૃશ્યતાનો પ્રશ્ન અતિ વિકટ છે. બંધારણમાં હરિજનો અન્ય નાગરિકો જેવા જ અધિકાર ભોગવે છે છતા અનેક સ્થળે જીવનના વ્યવહારમાં એ કલંક આપણે જોઈએ છીએ અમેરિકામાં નિગ્રો અસ્પૃશ્ય નથી. તેમનો અને ગોરાઓનો ધર્મ ખાસ જુદો નથી ધાર્મિક દૃષ્ટિએ બંને સમાન છે. આપણે ત્યાં જેમ ધર્મની દીવાલ છે તેમ ત્યાં સામાજિક દિવાલ છે. આપણે ત્યા આવા ભેદને કારણે હરિજનો આર્થિક અને બીજી અનેક બાબતોમાં જેમ કંગાળ છે તેમ ત્યાં નિગ્રોનો મોટો સમુદાય એવી હાલત ભોગવે છે. નિગ્રો અને હરિજનોની સ્થિતિની સમગ્ર દૃષ્ટિએ સરખામણી કરવી હોય તો નિગ્રોની સ્થિતિ પ્રમાણમા સારી છે એમ સ્વીકારવું જોઈએ. આમા મુખ્ય કારણો બે છે . એક તો નિગ્રો અસ્પૃશ્ય નથી, તેમની સામેના ભેદની પાછળ ધર્મની પ્રેરણા નથી અને બીજું કારણ, સમગ્ર અમેરિકાની આર્થિક અને સામાજિક સ્થિતિ આપણા પ્રમાણમા ઘણી સારી હોવાથી નિગ્રો હરિજનો કરતા વધારે સારી હાલતમા છે. અમેરિકાના ગોરાઓની સાથે જો સરખામણી કરીએ તો એમની હાલત બદતર છે એમા શંકા જ નહિ સુધારાની દૃષ્ટિએ જો વિચાર કરીએ તો આપણે ત્યા સુધારાની ગતિ વેગીલી છે જ્યારે અમેરિકામાં મંદ છે. અસ્પૃશ્યતાના મૂળ ઘણા ઊંડા છે, છતા તેને ઠીક ઠીક પ્રમાણમાં આપણે ઊખેડી શકયા છીએ. આપણે ત્યા કોઇ માનવી જાહેર મંચ ઉપરથી અસ્પૃશ્યતાનું સમર્થન કરી શકે નહિ, એ મુદ્દા પર ચૂંટણીમાં ઊભો

રહી શકે નહિ, પોતે વાજબી કરી રહ્યો છે એમ છાતી ઠોકીને કોઈ બોલી શકે નહિ, અમેરિકામા તેનાથી ઊનટી સ્થિતિ છે

અમેરિકામાં નિગ્રોની મુક્તિ માટે જે પ્રયાસો થયા તેનુ પહેલુ પરિણામ તો સ્થૂળ જ આવ્યુ હતુ બંધારણમા એમને મુક્તિ મળી, એ પછી ગજકીય અને સામાજિક ક્ષેત્રે મુક્તિના જે પ્રયાસો થયા તે હજી પણ ચાલુ જ છે અને ભવિષ્યમાં ઘણા વર્ષો સુધી ચાલુ રાખવા પડે એવી અત્યારે સ્થિતિ છે અમેરિકામા નિગ્રો સામેનો ભેદભાવ દૂર કરવા માટે જે પ્રચારકાર્ય ચાલે છે તે ધ્યાનમા લેવા જેવુ છે લોકમત કેળવવાની આ પદ્ધતિ ખરેખર આવકાર્ય છે 'અર્બન લીગ' વાળા શ્રી સ્ટલિંગ ટકરે અમારી પાસે જે સાહિત્ય રજૂ કર્યું તે ચિત્તને સ્પર્શી જાય એ પ્રકારનુ હતુ આ લીગ અમેરિકાના ગોરાઓને કહે છે કે નિગ્રો અમેરિકામા પૂર્ણ નહિ, પરંતુ અર્ધું જીવન ગુજારે છે અમેરિકામા એક કરોડ એંશી લાખ નિગ્રો છે કુલ વસતિના દસ ટકા જેટનુ આ પ્રમાણ છે પાસે આવેલા કેનેડાની કુલ વસતિ કરતા અમેરિકામા વસતા નિગ્રોની વસતિ વધારે છે ન્યુ ઈંગ્લેંડના ૭ રાજ્યોની સયુક્ત વસતિ કરતા આ આકડો મોટો છે ૧૮૪૫ મા આખા અમેરિકાની કુલ વસતિ આજના નિગ્રો જેટલી નહોતી આર્થિક આવકનુ પ્રમાણ જુઓ તો એક ગોરો નાગરિક દર વર્ષે ૩૫૦૬ ડોલર મેળવે છે ત્યારે નિગ્રોને મળે છે ૧૮૩૬ ડોલર (આપણી માથાદીઠ આવક માત્ર ૬૦ ડોલર છે) આ આકડાની ફાળવણી કરીએ તો બે હજાર ડોલરની આવકવાળા ગોરાઓનુ પ્રમાણ ૧૮ ટકા છે બે હજાર અને ચાર હજાર વચ્ચેની રકમ મેળવે છે ૨૯ ટકા જ્યારે બે હજારથી ઓછી આવકવાળા નિગ્રોનુ પ્રમાણ ૪૧ ટકા છે અને બે અને ચાર હજાર ડોલરની વચ્ચે પ્રાપ્ત કરી શકે એવાઓનુ પ્રમાણ ૪૦ ટકા છે રહેઠાણમાં ૫૫% ગોરાઓ પોતાની માલિકીના ઘરો ધરાવે છે નિગ્રોનુ પ્રમાણ ૩૪ ટકાનુ છે આમા કિંમતનુ પ્રમાણ જોઈએ તો ગોરાઓના મકાનોની સરેરાશ કિંમત ૬૪૫૫ ડોલર છે, જ્યારે નિગ્રોની ૨૨૭૮ છે

| વ્યવસાય | ગોરાઓ | હબસીઓ |
| --- | --- | --- |
| સામાન્ય અને ટેકનીકલ વ્યવસાય | ૧૦·૮ % | ૩·૯ % |
| ખેડૂતો અને કૃષિ વ્યવસ્થાપકો | ૫·૧ % | ૪·૦% |
| બીજા વ્યવસ્થાપકો ઓફીસરો, પ્રોપરાઈટરો | ૧૧·૪ % | ૨·૪ % |
| કારકુન | ૧૫·૧ % | ૫·૬ % |
| વેચાણ | ૬·૯% | ૧·૪ % |
| કારીગરો, ફોરમેન | ૧૩·૯% | ૫·૮ % |
| ઓપરેટીવ | ૧૭·૨% | ૧૯·૧% |
| ખાનગી ઘરકામ કરનારા | ૨·૦ % | ૧૫ ૫ % |
| બીજા નોકરો | ૮·૦ % | ૧૬·૪ % |
| ખેત મજૂરો ફોરમેનો | ૪·૩ % | ૧૦·૫ % |
| ખેત મજૂરો - સિવાયના મજૂરો | ૫·૨% | ૧૫·૩ % |

હબસીઓ ▬ ગોરાઓ ▭

અમેરિકાના જુદા જુદા વ્યવસાયમાં ગોરાઓ
અને નિગ્રોનું આ પ્રકારનું પ્રમાણ છે.




શિક્ષણમાં દક્ષિણ વિભાગનાં રાજ્યોમાં માધ્યમિક શિક્ષણ જેમણે પૂરું કર્યું છે એવા ગોરાઓનું પ્રમાણ ૪૨ ટકા છે. કૉલેજમાં જેઓ છે તેમનું પ્રમાણ ૨૦.૩ ટકા છે અને સ્નાતકોનું પ્રમાણ ૮.૮ ટકા છે. આ ક્ષેત્રમાં નિગ્રોનું પ્રમાણ ૧૪.૭, ૬.૨ અને ૨.૨ નું છે. બીજાં રાજ્યોમાં આ પ્રમાણ એક બાજુ ૫૬.૪ અને ૩૧.૩, ૨૪ ૨ અને ૧૦.૧ તથા ૧૦.૬ અને ૩.૪ છે. દક્ષિણનાં રાજ્યોમાં અનેક શિક્ષણ સંસ્થાઓમાં નિગ્રોને દાખલ જ થવા દેવામાં આવતા નથી. લીટલ-રોકના કિસ્સામાં વરિષ્ટ અદાલતનો ચુકાદો રાજ્યના ગવર્નરની વિરુદ્ધ આવ્યો અને પ્રમુખ આઇઝનહોવરે દઢતા દાખવી તેથી નિગ્રોની જીત થઇ, પરંતુ ગોરાઓએ ખાનગી શાળાઓ શરૂ કરી, ગોરાં બાળકોને જુદાં તારવી લઇને તે ભેદને પાછો સજીવન કરી દીધો ! ઓછું શિક્ષણ અને આ ભેદભાવને કારણે નિગ્રો સામાજિક રીતે પણ પછાત રહે છે અને વધુ પ્રમાણમાં કેમ ગુનાખોર બને છે તેના આંકડા પણ જાણવા જેવા છે. લોસ ઍન્જલ્સમાં નિગ્રોની વસતિ ૧૧ ટકા છે, જ્યારે તેમનામાં ગુનાઓનું પ્રમાણ ૪૭ ટકા છે. શિકાગોમાં સમાજસુધારણાના ખર્ચમાં ૮૦ થી ૮૫ ટકા જેટલી રકમ માત્ર નિગ્રો પાછળ ખરચવી પડે છે. 'અર્બન લીગ' આવા આંકડાઓ દ્વારા એમ સમજાવે છે કે નિગ્રોની આ હાલત અમેરિકાના આર્થિક વિકાસમાં બાધારૂપ છે અને તેની પાસે વિશેષ ખર્ચ પણ કરાવે છે. નિગ્રો અને ગોરાઓ કેવા કેવા વ્યવસાયમાં રોકાયેલા છે તેનો ખ્યાલ અહીં રજૂ કરેલા એક ચિત્ર પરથી આવી શકશે. 'અર્બન લીગ' પોતાના પ્રચાર દ્વારા અમેરિકાની ગોરી પ્રજાને એમ ઠસાવવા માગે છે કે નિગ્રોની આ હાલત એમને માટે જેટલી હાનિકર છે તેટલી જ કે તેથીયે વધારે રાષ્ટ્રને માટે હાનિકર છે.

નિગ્રોની સ્થિતિ અમેરિકાનાં બધાં રાજ્યોમાં એકસરખી નથી. વૉશિંગ્ટન શહેર આમ તો દક્ષિણ વિભાગમાં આવે છે, પરંતુ ત્યાં પાટનગર હોવાને કારણે કેંદ્રીય સત્તા છે અને તેથી નિગ્રોની હાલત કંઈક સારી

દેખાય છે. ન્યુયોર્ક, શિકાગો, સાનફ્રાન્સિસ્કો લોસ એન્જલ્સ વગેરે શહેરોમા તેઓ પ્રમાણમા ઠીક સ્થિતિમા રહે છે અલબત્ત, ગોરાઓ જેવી સારી સ્થિતિમા તો તેઓ ત્યા પણ નથી દક્ષિણમા તેમની સ્થિતિ ખરેખર દયાજનક છે સામાજિક રીતે તેઓ અત્યત અપમાનભરી હાલતમા જીવે છે છેલ્લા વીસ વર્ષમા સુધારાની ગતિમા થોડો વેગ આવ્યો છે ખરો, છતા આ ગતિ ચાલુ રહે તો પણ તેઓ સમાન કક્ષએ તો સો વર્ષે પણ પહોચી શકે કે કેમ તે પ્રશ્ન છે ખાસ કરીને દક્ષિણ રાજ્યોમા નિગ્રો પર ગુજરતા અત્યાચારોમા અત્યત ઘાતકી એવી પદ્ધતિને 'લીચીંગ' કહેવામા આવે છે આક્રમકોની એક ટોળી રચાય છે અને તે કાળા બુરખાથી મો ઢાકી અચાનક આક્રમણ કરી માણસોને ખતમ કરે છે આજ સુધીમા લગભગ ૧૮૦૦ નિગ્રો આ 'લીંચીગ'નો ભોગ બન્યા છે, એટલે કે કરપીણ રીતે એમની હત્યા કરવામા આવી છે. કોઇક દાખલામા ગોરાઓ ઉપર પણ એવુ આક્રમણ થાય છે ગોરાઓની હત્યાનો આકડો લગભગ ૨૦૦ સુધી પહોચ્યો છે આ 'લીંચીગ'નુ પ્રમાણ છેલ્લા વર્ષોમા ઠીકઠીક ઘટી ગયુ છે ૧૯૫૨–૫૩ અને ૫૪મા એવો એક પણ દાખલો બન્યો નથી તેની સતોષપૂર્વક નોધ લેવી જોઇએ ૧૯૫૫મા લીંચીંગના ત્રણ કિસ્સા નોધાયેલા છે એ પછીના વર્ષો સારા છે ચાર્લ્સ લીંચીંગ નામના એક ન્યાયમૂર્તિએ આવા ગુના માટે ફાસીની સજા કરી ત્યારથી આ પ્રકારના ગુનાને 'લીંચીગ' તરીકે ઓળખવામા આવે છે

નિગ્રોમા વસ્તી વધારાનુ પ્રમાણ પણ વધારે છે ગોરાઓનુ જન્મ પ્રમાણ ૨૭ ટકા છે તો નિગ્રોનુ ૩૧ ટકા છે એકથી વધુ બાળકોના જન્મમા પણ નિગ્રો આગળ છે! જ્યોર્જિયા નોર્થ કારોલીના મીસીસીપી, લ્યૂસિયાના, અલબામા, ફ્લોરિડા, ઇલીનોઇસ પેન્સીલ્વાનીઆ ટેકસાસ, વર્જીનીઆ, ટેનેસી વગેરે રાજ્યોમા તેમની વસતિ ૬ થી ૧૨ લાખ જેટલી છે, પરતુ કોઇ રાજ્યમાં તેઓ ચોખ્ખી બહુમતીમા નથી મૃત્યુનુ

પ્રમાણ પણ નિગ્રોમા વધારે છે ઓછી સગવડો અને અનારોગ્યને કારણે જન્મ પછીના એક વર્ષમા ગોરાઓના કરતા નિગ્રો બાળકોનુ મરણપ્રમાણ લગભગ બમણુ છે એ પછી દરેક અવસ્થાએ લગભગ એ જ સ્થિતિ રહે છે

અમારી સમક્ષ અત્યત લાગણીપૂર્વક આ માહિતી રજૂ કરના શ્રી સ્ટર્લિંગ ટકર ૩૫ વર્ષના તેજસ્વી નિગ્રો યુવાન કે ૧૯૫૫મ તેઓ સામાજિક પ્રશ્નો અગે વ્યાખ્યાનો અપવા માટે ત્રણ માસ માટે ભારતમા આવ્યા હતા આ પ્રવાસને અતે એમણે એમની સરકારને જે અહેવાલ આપેલો તેની એક નકલ એમણે અમને આપી એક દરે તેઓ સારી અસર લઇને અહીંથી ગયેલા છે

શિકાગોમા અમે નિગ્રો દ્વારા ચાલતુ એક વિશાળ પ્રકાશનગૃહ જોવા ગયેલા તેનો ઉલ્લેખ પણ અહી જ કરી દેવાનુ યોગ્ય ગણાશે આ પ્રકાશનગૃહની ન્યુયોર્ક અને બીજા મોટા શહેરોમા શાખાઓ છે એમના પ્રતિનિધિઓ લગભગ દરેક અગત્યના સ્થળે છે ચાર માળમા એમનુ કાર્યાલય વિસ્તરેલુ છે એમની દષ્ટિ 'અર્બન લીગ' કરતા નિરાળી છે. અમેરિકામા ગોરાઓ જેવા સચિત્ર ને આકર્ષક સામયિકો પ્રગટ થાય છે તેવા પ્રકાશનો તેઓ કરે છે તેઓ એમ બતાવવા માગે છે કે સુદરતા અને ચપળતામા પણ નિગ્રો બીજાથી ઊતરતા નથી નિગ્રોની સિદ્ધિઓની સાથે અમેરિકાના રગીન જીવનમા તેમના હિસ્સાની સચિત્ર ઝાખી। આ સસ્થાના સામયિકોમા પ્રગટ થાય છે 'લાઇફ' અને 'ટાઇમ'ની તોલે તો એ આવે નહિ છતા વિશાળ મકાનમા બધા જ પ્રકારના અદ્યતન સાધનોથી પ્રગટ થતા એ પ્રકાશનો ધ્યાન ખેચે એવા તો છે જ

એમની 'અમેરિકાના વિખ્યાત સામયિક 'લાઇફ'ના પ્રકારનુ છે એમા એકરગી ને અનેકરગી ચિત્રો તથા તસવીરો પુષ્કળ પ્રમાણમા આવે છે 'લાઇફ'ના માપના ૧૪૦ પાનાના આ સામયિકમા જાહેરખબરો પણ પુષ્કળ છે એમાયા ઘણુ વૈવિધ્ય છે અમેરિકામા

નિગ્રો અને ગોરાઓ વચ્ચે લગ્નવ્યવહાર નહિવત્ છે, પરંતુ નિગ્રો યુવતીઓ સાથેના ગેરકાનૂની સંબંધોને પરિણામે હજારોની સંખ્યામાં



'ઑબની' નામના સર્વાંગસુંદર નિગ્રો સામયિકનું મુખપત્ર

નિગ્રો બાળકો, કિશોરો, યુવાનોનાં રંગરૂપમાં ફેર પડતો જાય છે. આ પ્રકાશનગૃહમાં બસોથી વધુ કર્મચારીઓમાં માત્ર બે જ ગોરી યુવતીઓ '

હતી, છતાં કાર્યાલયમાં નજર નાખતાં એમની સંખ્યા અર્ધી લાગે એટલા પ્રમાણમાં ૩૫–રંગમાં ફેર પડેલા છે. આ સંસ્થા તરફથી 'એબની' ઉપરાંત 'ટાન' અને 'જેટ' નામનાં સામયિકો પણ પ્રગટ



જેટ : નિગ્રોનું સાપ્તાહિક



ટાન : વાર્તાઓનું માસિક

થાય છે. એ ત્રણેનાં મુખપૃષ્ઠની તસવીરો અહીં મૂકી છે. એ સાથે બીજી એક તસવીર છે, એ 'એબની'ના આ અંકના એક પાનાનો ખ્યાલ આપે છે. ગયે વરસે આપણે ત્યાં આવી ગયેલા નિગ્રો નેતા માર્ટીન લ્યૂથર કિંગનો એક લેખ 'માય ટ્રીપ ટુ ધી લેન્ડ ઑફ ગાંધી' આ અંકમાં પ્રગટ થયેલો છે.

રાજકારણમાં નિગ્રોનું સ્થાન નહિવત્ છે. બંધારણ અનુસાર અમેરિકાના પ્રમુખ બનવાનો પણ તેને અધિકાર છે, પરંતુ એવી સ્થિતિ,

આવતા પચાસ વર્ષમાં આવવાની કલ્પના પણ કોઈ કરી શકતું નથી. નિગ્રોને પૂરો મતાધિકાર હોવા છતાં લાખો નિગ્રોનાં નામ મતદાર પત્રકો પણ આપી શકતા નથી, કારણ કે ગોરા અમલદારો એક

MY TRIP TO THE LAND OF GANDHI

'એબની' સામયિકના એક અંકના અંદરના બે પાનાં: માર્ટીન લ્યૂથર કિંગના ભારત પ્રવાસનો આ લેખ છે



અથવા બીજા બહાના નીચે તેમને એ હક્ક વાપરવા દેતા નથી. દક્ષિણના રાજ્યોમાં આવું વિશેષ પ્રમાણમાં બને છે. આમ છતાં બીજા અનેક ક્ષેત્રો નિગ્રો માટે ખુલ્લા છે, એટલું જ નહિ, ઘણાં ક્ષેત્રોમાં તેઓ મહત્વના સ્થાને પણ છે. અમારા પ્રવાસમાં અમે નિગ્રો ડૉક્ટર, ધારાશાસ્ત્રી, વૈજ્ઞાનિક, પ્રોફેસર વગેરેને મળી શક્યા હતાં. સમગ્ર રીતે અમારાં મન પર એવી છાપ પડી છે કે નિગ્રો મૂળ ગુલામો

હતા અને ગોરાઓ માલિકો હતા તેની અસર હજી તદ્દન ભૂંસાઈ નથી. અમેરિકામાં વીજળી અને બીજાં વૈજ્ઞાનિક સાધનોને પરિણામે હલકાં ગણાતાં કામો પણ સ્વચ્છતાથી ને સહેલાઈથી કરી શકાય છે; છતાં એમાં અને મહેનત-મજૂરીનાં કામોમાં નિગ્રોનો ઉપયોગ કરવાની લાલચ ગોરાઓથી રોકાતી નથી. દરેક જગ્યાએ નીચલા થરમાં જાતે જ પોતાને હલકા માનનારા લોકો હોય છે તેમ નિગ્રોમાં પણ એવા લોકો છે; આ ભેદભાવમાં એ તત્ત્વનો પણ હિસ્સો છે. કાયદા ને બંધારણ દ્વારા મળતી સગવડો તેમને પ્રાપ્ત નથી થઈ શકતી તેનું મુખ્ય કારણ અગત્યનાં સ્થાનો સવિશેષ ગોરાઓના હાથમાં હોવાનું છે. ગોરાઓમાં આવા ભેદ સામેની લાગણી વધતી જાય છે, પરંતુ જેઓ સમાનતામાં માને છે તેઓ પ્રમાણમાં નિષ્ક્રિય છે અને લઘુમતીમાં છે એટલે સુધારાની ગતિ ઘણી મંદ છે.

## ૨૦ એફ. બી. આઇ.

વૉશિંગ્ટનમાં જ જેનો અચ્છો પરિચય પામી શકાય એવી એક મહત્ત્વની સંસ્થા અથવા તો ખાતું એફ બી. આઇ.નો પરિચય અહીં આપવો જોઇએ. 'ફેડરલ બ્યૂરો ઑફ ઇન્વેસ્ટિગેશન'નું નામ દુનિયાભરમાં જાણીતું છે. એક રીતે પોલીસખાતાની એ શાખા જેવું લાગે, પરંતુ એનો સંબંધ છે ન્યાયખાતા સાથે જ. એનું કાર્ય વૈજ્ઞાનિક પદ્ધતિએ ગુનાઓ અને ગુનેગારો શોધવાનું છે. એનુ કાર્યક્ષેત્ર રાષ્ટ્રીય છે એટલે રાજ્યની હદમાં કોઇ અપરાધ થાય તો રાજ્યની માગણી વિના તે એમાં માથું મારે નહિ, પરંતુ કોઇ પણ ગુના સાથે એક કરતાં વધુ રાજ્યો સંકળાયેલાં હોય-તો તેમાં એની કામગીરી તરત શરૂ થઇ જાય. રશિયાના પ્રવાસમાં અમારી મંડળીમાં, મુંબઇરાજ્યના પોલીસ વડા કુમારશ્રી પ્રવીણસિંહજી હતા અને તેઓ મોરકોના પોલીસ વડાને મળવા ગયા હતા. તે પછી એમની સાથે ગુનાઓ અને તેને શોધવાના પોલીસના પ્રયાસો અંગે ઘણી વાતો થયેલી એફ. બી. આઇ.ના એક અધિકારીને મારે મળવાનું થયુ ત્યારે આ વિચારભૂમિકા સાથે કેટલાક સવાલો મેં એમની સમક્ષ રજૂ કર્યા હતા. મારા પ્રશ્નોના જવાબો આપતાં એમણે એફ. બી. આઇ.ની મુખ્ય કચેરીના લગભગ બધા વિભાગોનું ઝીણવટથી ને નજીકથી નિરીક્ષણ કરવાની તક મને આપી હતી. આમ તો પ્રવાસીઓ અમુક જૂથમાં, ચોક્કસ નિયમ પ્રમાણે, આ સ્થળની મુલાકાતે જઇ શકે છે, પરંતુ મને ઘણી વધારે સગવડ આપવામાં આવી હતી અને એક ખાસ અધિકારી લગભગ ચાર કલાક મારી સાથે જ રહ્યા હતા.

એફ બી આઇ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતી સંસ્થા છે ન્યા ખાતાના એક વિભાગ તરીકે એ કામ કરે છે અમેરિકામા કાયદ અમલ કરાવનાર પોલીસખાતાના સંપર્કમા એ હોય છે, પરંતુ એ સીધો સંબંધ એટર્ની જનરલ સાથે છે એક બાજુ ગુનાઓ શોધવા એ કાર્ય કરે છે, બીજી બાજુ સરકારના મહત્ત્વના ખાતાઓમા ભર કરવા માટેની પ્રાથમિક તપાસમા એ મદદ કરે છે. અમેરિકાનુ પોલીસત ઘણુ વિશાળ છે જેને આપણે સી આઇ ડી ખાતા તરીકે ઓળખી છીએ એવાં ખાતાઓ નાણાખાતા સાથે, પ્રમુખ ઉપપ્રમુખ સાથે જકાતખાતા સાથે સંકળાયેલા છે રાષ્ટ્રવ્યાપી સી આઇ ડી ખા પણ છે અને ૧૯૫૬થી મોટા પાયા પર વિદેશ સાથે સંબંધ ધરાવત ખાતુ પણ હસ્તીમાં આવ્યુ છે આ ખાતાના ગુપ્તચરો દુનિયાભરમ ફેલાયેલા છે એમ કહીએ તો ખોટુ નથી આ ખાતુ ચોક્કસ સમયન ગાળે પ્રમુખને પોતાનો અહેવાલ આપે છે અને બીજા પોલીસખાતાઓની મદદ લઇને કામ કરે છે એફ બી આઇ આ બધાથી નિરાળી છતા બધાને સહાયક થાય એવી સંસ્થા છે એનુ કાર્યક્ષેત્ર અમેરિકાની બહાર પણ વિસ્તરે છે, છતા વિશેષત આ સંસ્થા ગુનાઓનુ મૂળ શોધવાના કાર્યમા વધુ રોકાયેલી છે એની સ્થાપનાથી આજ સુધીનો ઇતિહાસ ખરેખર રોમાંચક છે

અમેરિકામા વૈજ્ઞાનિક સાધનોનો પાર નથી આ સાધનો જેમ સુખ સમૃદ્ધિ વધારવામા ઉપયોગી થયા છે તેમ રીઢા ગુનેગારો માટે પણ તે સહાયરૂપ બન્યા છે એફ બી. આઇ ની પ્રગતિના ઇતિહાસની સાથે આપણે ઇચ્છા-અનિચ્છાએ ગુનાઓના વિકાસનો ઇતિહાસ પણ વાંચવો પડે એવી કરુણ પરિસ્થિતિ છે અમેરિકાના ગુનાઓના આંકડાઓ જેટલા ચોંકાવનારા છે તેટલા જ ચોંકાવનારા તેના પ્રકારો છે, પરંતુ અમેરિકાને ન્યાય આપવા ખાતર એટલુ કહેવુ જોઇએ કે ત્યા નાના-મોટા દરેક ગુનાઓ નોંધાય છે ને તેનો તલસ્પર્શી અભ્યાસ પણ થાય છે આપણે ત્યા એવી સ્થિતિ નથી એમ સ્વીકારવુ જોઇએ અમેરિકાનો

આજનો એક જટિલ પ્રશ્ન કિશોરોના વધતા જતા ગુનાઓનો છે. આમાં કિશોરીઓની સખ્યા પણ ભયજનક પ્રમાણમાં છે, પરંતુ તે બધું દફતર પર નોધાય છે ને તેના પર ચારે દિશાએથી ટીકાટિપ્પણ પણ થાય છે. કોઈ દેશમા ગુનાઓ પૂરતા પ્રમાણમાં નોધાતા ન હોય; નોધાતા હોય તો પૂરતા પ્રમાણમાં તેની પ્રસિદ્ધિ ન થતી હોય અને પ્રસિદ્ધિ થતી હોય તો તે વિશે જાહેર ચર્ચા ન થતી હોય તો ગુનાઓનું પ્રમાણ ઓછું દેખાય એ સ્વાભાવિક છે. અમેરિકાની વિશેષતા એ છે કે એના સારાં અને ખરાબ, સબળ ને નિર્બળ તત્ત્વો સ્પષ્ટ રીતે જોઈ-જાણી શકાય છે.

ગુનો અને તેને મારેનું સશોધન તથા તેને નાબૂદ કરવાની પ્રવૃત્તિનું ત્યા એક ચક્ર શરૂ થઇ ગયુ છે એમ કહીએ તો ખોટુ નથી. ગુનો શોધવાના સાધનોની શોધ થતા ગુનેગારો નવી પદ્ધતિની શોધ કરે છે અને તે પછી તત્કાળ ગુના શોધવાનુ વિજ્ઞાન પણ આગળ વધે છે. અમેરિકામા ગુનાઓનુ પ્રમાણ અને તેના પ્રકાર જાણ્યા વિના જો ભોળેભાવે એફ. બી. આઇ. નુ અવલોકન કરવા જઇએ તો આપણા મનમા બે પ્રકારની લાગણી પ્રગટી આવે: પહેલુ મોજુ એવું આવે કે આટલા બધા સાધનોની જરૂર જ શી છે? તે પછી બીજું મોજુ એવું ઊઠે કે જે દેશ પાસે આવા વૈજ્ઞાનિક સાધનો અને તેનો ઉત્તમ રીતે ઉપયોગ કરી શકે એવા નિષ્ણાતો છે ત્યા કોઇ ગુનો બની જ શકે નહિ અને બને તો ગુનેગાર પકડાયા વિના ન રહે વાસ્તવિક દૃષ્ટિએ જોઇએ તો ત્યા ગુનાઓ થાય છે, મોટા પ્રમાણમાં અને જગત ચોકી ઊઠે તેવા થાય છે બીજી બાજુ એવા ભયાનક ને પકડી ન શકાય એવા ગુનાઓ આ સાધનસગવડ દ્વારા પકડાય છે પણ ખરા આ વાસ્તવિકતા એમ કહે છે કે અમેરિકાએ એફ. બી આઇ દ્વારા અસાધારણ શક્તિ પ્રાપ્ત કરી છે આ શક્તિ અમેરિકાના સમાજિક જીવનના સંરક્ષણનુ મહાન કાર્ય કરી રહી છે આવા સાધનો અમેરિકા પાસે ન હોય તો ગુનાઓનુ પ્રમાણ ક્યા પહોચે તેની કલ્પના પણ કપાવનારી છે

એફ. બી. આઇ. નુ આજનુ વ્યવસ્થિત સ્વરૂપ બધાયું

૧૯૩૪માં, પરંતુ વાસ્તવિક રીતે તેનું બીજ રોપાયું હતું ૧૯૦૮માં એ વખતના એટર્ની જનરલે ગુનાઓની તપાસ માટે એક જૂથ તૈયાર કરવાનું ન્યાયખાતાને સૂચવ્યું હતું. બીજે વરસે 'બ્યૂરો ઑફ ઇન્વેસ્ટીગેશન'ની રચના થઈ હતી એ પછી પહેલું મહાયુદ્ધ શરૂ થતા આ સંસ્થાને કેટલાક વિશિષ્ટ કાર્યો સોંપાયા હતા, પરંતુ એણે રાષ્ટ્રવ્યાપી પ્રભાવ મેળવ્યો નહોતો ૧૯૨૪માં ૨૯ વર્ષના યુવાન

★

જોન એડગર હૂવર
અનેક માન-ચાંદના વિજેતા
એફ. બી. આઈ.ના ડિરેક્ટર

★



જોન એડગર હૂવરની આ સંસ્થાના ડિરેક્ટર તરીકે વરિષ્ઠ ન્યાયમૂર્તિએ નિમણુક કરી અને એને 'ફેડરલ બ્યૂરો'નો દરજ્જો આપવામાં આવ્યો ત્યારથી બ્યૂરોની પ્રગતિમાં અસાધારણ વેગ આવ્યો છે એફ. બી આઈની તમામ સિદ્ધિઓનો યશ આજે પણ શ્રી હૂવરને આપવામાં આવે છે લાંબા ૩૫ વર્ષના ગાળામાં આ સંસ્થામાં એમણે અનેક નવા વૈજ્ઞાનિક સાધનો દાખલ કર્યાં છે અને એનું સંગઠન અત્યંત શક્તિશાળી બનાવ્યું છે. શ્રી હૂવર કાયદાનો અભ્યાસ પૂરો કરી ૧૯૧૭માં ન્યાયખાતામાં દાખલ થયા હતા એ પછી ઉત્તરોત્તર આગળ વધતા જ રહ્યા છે

એફ. બી. આઇ.ની એમની સિદ્ધિઓથી અમેરિકાની વીસેક જેટલી યુનિવર્સિટી-ઓએ એમને માનદ પદવી આપેલી છે. અનેક સંસ્થાઓનું આદરણીય સભ્યપદ એમણે મેળવ્યુ છે. એમને અનેકવાર અમેરિકાના પ્રમુખો તરફથી મહાન સેવાના ચદ્રકો મળ્યા છે. એફ બી. આઈ. અને શ્રી હૂવર એક-બીજા સાથે ઓતપ્રોત હોય એવી સ્થિતિ છે.

એફ. બી. આઇના કાર્યક્ષેત્રનો જુદા જુદા કાયદાઓ દ્વારા વિસ્તાર થતો જ રહ્યો છે છેલ્લા વિશ્વયુદ્ધ દરમિયાન અને તે પછી તેણે અસાધારણ પ્રગતિ સાધી છે ન્યાયખાતાની ભવ્ય ઈમારતમા એની મુખ્ય કચેરી એકસોથી વધુ ખડો રોકે છે દેશના જુદા જુદા ભાગમા તેની શાખાઓ છે. અમે ત્યા ગયા ત્યારે ૫૩ શાખાઓ તથા વિદેશ માટેની



એફ. બી. આઇ.ની મુખ્ય કચેરી: ન્યાયખાતાની મુખ્ય કચેરીનો આ ભાગ છે.

જુદી વ્યવસ્થા દ્વારા તેનુ કામ ચાલતુ હતુ મુખ્ય કચેરીમા દાખલ થતા કે અદર ફરતા આપણને ખ્યાલ પણ ન આવે કે અહીં અતિ ભયાનક ગુનાઓનું સશોધન ચાલતુ હશે. કોઇ વિજ્ઞાનની શાળામા ગયા હોઇએ એવુ પ્રસન્ન ત્યાનું વાતાવરણ જણાય છે. અમને માહિતી નહોતી એટલે અમારી સાથે આવેલા અધિકારીને એમનું નામ પૂછ્યું. એમણે હસીને નામ આપી

દીધું અને બધું પૂરું થયું ત્યારે કહ્યુ : 'અમે કોઈને સાચું નામ આપતા નથી!' એ પછી તો એફ. બી. આઈ.ના સાહિત્યમાં ત્યાંના



'એજન્ટ' અનેક પ્રકારે અહીં નિશાનબાજી કરે છે. દરરોજ સેંકડો લોકો એ જોવા ત્યાં આવે છે.




અધિકારીઓ, જેમને 'એજન્ટ' કહેવામાં આવે છે તેને લગતા નિયમોની, વિશેષ માહિતી મેળવી. આ એજન્ટને 'જી. મેન' પણ કહેવામા આવે છે. 'જી. મેન'નો અર્થ થાય છે ગવર્નમેન્ટનો માણસ–સરકારી માણસ આ નામનો રસિક ઈતિહાસ છે. ૧૯૩૩ માં અપહરણનો એક આરોપી નાસતો ફરતો હતો. એફ. બી. આઈ દ્વારા એની શોધ ચાલતી હતી. તપાસમાં આગળ

વધતા એ આરોપી ખૂન, લૂટ અને અપહરણ જેવા અનેક ભયકર ગુનાઓમાં સંડોવાયેલો માલૂમ પડયો હતો ઘણા પ્રયત્ને એક મકાનમા એ ઘેરાઈ ગયો અને એની સામે 'એજન્ટ' આવ્યો ત્યારે એની હિંમત તૂટી ગઈ એ બૂમ પાડી ઊઠયો 'ડોન્ટ શૂટ જી મેન, ડોન્ટ શૂટ!' ત્યારથી આ એજન્ટો 'જી મેન'ના નામે ઓળખાય છે.

લશ્કરી તાલીમ, કાયદાનુ જ્ઞાન અને સામાન્ય બુદ્ધિના ત્રિવિધ યોગ્યે એજન્ટોની ભરતી થાય છે ભરતી કર્યા પછી એને વિશેષ તાલીમ આપવામા આવે છે આ તાલીમની વ્યવસ્થામા અનેક પ્રકારના વ્યાયામથી માંડીને નિશાનબાજી સુધી ઘણુ આવી જાય છે ગુના શોધનાની પદ્ધતિ પણ તેણે જાણવી પડે છે પગારનુ ધોરણ શરૂઆતમા વરસે ૩૨૦૦ ડોલર જેટલુ હતુ આજે ૬૫૦૦ ડોલરથી આરભ થાય છે અને પૂરી લાયકાત મેળવતા ૧૨ હજાર કે તેથી વધુ રકમ તે મેળવી શકે છે 'એજન્ટ'ના કામનો સામાન્ય સમય ૮–૩૦ થી ૫–૦ સુધીનો હોય છે, પરંતુ ભાગ્યે જ કોઈ એજન્ટને ખબર હોય છે કે કયારે એના શિરે કઇ જાતની જવાબદારી આવી પડશે! ગમે ત્યારે ને ગમે ત્યા જવાની તૈયારી એણે રાખવી પડે છે અમુક ગુનાઓ પકડાતા અમુક એજન્ટને નામના મળે છે, પરંતુ એ એનુ સાચુ નામ હોતુ નથી! એફ બી આઇનુ કાર્યક્ષેત્ર અતિશય વિશાળ હોવાથી તાલીમમા પણ ખૂબ વિવિધતા રાખવી પડે છે જુદા જુદા કાયદા હેઠળ એફ બી આઇ ખૂન, લૂટ, બેકો પરની ધાડ, સરકારી અમલદારો પર હુમલા અપહરણ વગેરે ગુનાઓની તપાસ તો કરે જ, પરંતુ જેને સામાજિક ગુનાઓ ગણી શકાય એના ખોટી રીતે દેવાળુ કાઢવુ, માલમા ભેળસેળ કરવી લાચ–રુશવત લેવી, ચૂટણીમા લાલચ કે દબાણ લાવી તેના નિયમોના ભગ કરવો સરકાર સાથે છેતરપીંડી કરવી, કોઈ પણ પ્રકારે ગુનામી રાખવી અશ્લીલ વર્તાવ કરવો વગેરેનો પણ એની ફરજમા સમાવેશ થાય છે એ જ રીતે જાસૂસી દેશદ્રોહ દાણચોરી, સરકારી મિલકતની ચોરી કે તેનુ નુકસાન, ભાંગફોડની પ્રવૃત્તિ, જહાજ, વિમાન આગગાડી વગેરે વાહનો સાથે ચેડા, વાહન-

વ્યવહારનાં બીજાં સાધનોને નુકસાન વગેરે અનેક બાબતો એફ. બી. આઇ. ના કાર્યક્ષેત્રમાં આવે છે. આ ઉપરાંત ૧૯૫૪થી સામ્યવાદીઓની પ્રવૃત્તિ ઉપરના અંકુશો પરની તપાસ પણ તેને સોંપાયેલી છે.

'વૉન્ટેડ બાય એફ. બી. આઇ.' એવું પાટિયું કે પોસ્ટર અમેરિકાના સામાન્ય પ્રજાજનને જગાડી દે છે. શાળાના નાના વિદ્યાર્થીઓએ



આ છે અંગૂઠા ને આંગળાંની છાપનું પત્રક.
એના પર સૂક્ષ્મદર્શક કાચ મૂકયો છે.

★————★

પણ એવાં પોસ્ટરો વાંચી ભયંકર ગુનેગારોને પકડવામાં સહાય કર્યાના દાખલા ત્યાં નોંધાયેલા છે. એફ. બી. આઇ. ની તપાસની પદ્ધતિમાં અનેક

બાબતોનો સમાવેશ થાય છે. પરંતુ તેમાં મુખ્ય સ્થાન તો લેબોરેટરીને આપવું જોઇએ. આ લેબોરેટરી જોવામાં અમે ઠીક સમય ખર્ચ્યો હતો. એના થોડાક ચિત્રો નમૂનારૂપે અહીં મૂકયા છે આ ચિત્રોમાં છે તે કરતાં ઓછામાં ઓછાં મો ગણા યંત્રો અને સાધનો ત્યાં અમે જોયા છે. ૧૯૩૨ માં આ લેબોરેટરી શરૂ કરવામાં આવી છે અને પ્રતિવર્ષ તેનાં સાધનો વધતાં જાય છે. એના મુખ્ય વિભાગો પર નજર નાખીએ તો પહેલું સ્થાન આગળાની છાપને આપવું જાઇએ. દુનિયાના કોઈ દેશની તપાસ સંસ્થા પાસે આગળાની આટલી છાપો નહિ હોય તમે માનશો? ૧૯૫૯ના મે મહિના સુધીમાં આ લેબોરેટરીમાં ૧૫,૦૦,૦૦૦,૦૦ છાપ એકઠી થયેલી છે આમાં વિદેશીઓની છાપો પણ છે, પરંતુ વધુ તો અમેરિકાના લોકોની જ હોય એ સમજાય એવું છે. એમ ધારતા નહિ કે આ ગુનેગારના અંગૂઠાની છાપ છે. વિભાગવાર છેલ્લા આંકડા ત્યારે મળ્યા નહોતા, પરંતુ ૧૯૫૪માં ૧૨,૯૬,૩૯,૯૦૫ છાપ એકઠી થઈ ત્યારે વિભાગવાર સ્થિતિ આવી હતી મુલકી અને લશ્કરી સરકારી કે બીજી નોકરીની યોગ્યતા સાબિત કરવા માટે અરજી કરનારાઓ ૪,૬૨,૪૧,૧૦૫ હતા લશ્કરી ને મુલકી નોકરીના ચાલુ માણસો ૪,૪૪,૫૧,૨૭૩ હતા રીઢા ગુનેગારો ને શંકાસ્પદ માણસો હતા. ૨,૫૧,૩૧,૮૨૯, દુશ્મનો અને યુદ્ધકેદીઓ હતા ૮૪,૦૩,૬૨૮ અને પોતાની ઓળખ માટે છાપ આપનારાઓની સંખ્યા હતી ૫૪,૧૨,૦૭૦ ની.

આગળાની છાપ માટેનું કાર્ડ અમે ત્યાં જોયું. એનું એક ચિત્ર અહીં આપ્યું છે એમાં ઘણા ખાનાઓ છે આવી છાપ ગુનાઓ પકડવામાં ખૂબ જ ઉપયોગી થાય છે તેનો એક દાખલો અમને ત્યાં આ મા આવ્યો. એક માણસે સામાન્ય ગુનો કર્યો હતો, પાચેક ડૉ જેટલો તેનો દંડ થાય, સાવ ગરીબ ને ગરબો એ લાગતો હતો, પર અંગૂઠાની છાપ આપવાને બદલે એણે અધિકારીના હાથમાં એકસો ડૉ ની નોટ મૂકી પેલો ચમકયો ને તપાસ કરી તો અનેક ગુનાઓ સાથ સંકળાયેલો એ માણસ હતો એમ માલૂમ પડયું. આગળાની છાપનો

આખો ઇતિહાસ પણ ત્યાં નોંધાયેલો છે બીજા કોઈ પણ પુરાવા કરતાં આ પુરાવો મજબૂત હોય છે એવા દાખલા ત્યાં નોંધાયા છે કે નામ એક, ચહેરો સરખો, વજન અને કપડાં પણ સરખા, હસ્તાક્ષરોમાં પણ ફેર નહિ માત્ર આંગળીની છાપ જુદી પડે। ૧૬૮૬માં પહેલી વાર આંગળાની અને હથેળીની રેખાઓ પર સૂક્ષ્મદર્શક યંત્ર મૂકવામાં આવ્યું એની ત્યાં નોંધ છે સત્તાવાર નોંધમાં આ સાધન વડે પહેલો ગુનો સાબિત થયો છે ૧૮૯૨માં આજે તો એના વિકાસની કોઈ સીમા રહી નથી ૧૯૨૪માં આ સંગ્રહ વ્યવસ્થિત રીતે કરવા માંડ્યો ત્યારે બ્યૂરોના કબજામાં ૮૧૦૧૮૮ છાપો હતી આજે પંદર કરોડથી વધારે છે

વિવિધ પ્રકારની છાપોના નમૂનાઓ મૂકવાની અહીં જગ્યા નથી પરંતુ એની વિચિત્રતા અને વિવિધતા આપણને મુગ્ધ કરી દે એવી તે એવી છે આ કરોડો છાપોને અનેક વિભાગોમાં વહેંચવામાં આવી છે અને તેની વિવિધ પ્રકારે અનુક્રમણિકા તૈયાર થયેલી છે અમેરિકાના સામાન્ય લોકો પણ પોતાની છાપ ત્યાં આપી જતા હોય છે દરરોજ સેંકડો નવી છાપ મળ્યા કરે છે આ છાપ ખૂબ ઝડપથી શોધી શકાય એવી ગોઠવણ છે એક નોંધાયલો દાખલો અમને આપવામાં આવ્યો કેલિફોર્નિયાના ગવર્નરે ૧૯૩૮માં પોતાના અંગૂઠાની છાપ આપી હતી ૧૯૪૭ના નવેમ્બરની ૧૧મી તારીખે એણે ફરીને પોતાની છાપ મોકલી નીચે 'મિ એક્સ' એટલું લખી તે છાપ શોધી આપવાની વિનંતી કરી માત્ર આઠ દિવસ પછી તેને શ્રી હૂવરનો પત્ર મળ્યો તેમાં છાપના નમૂના નીચે એમનું નામ લખી મોકલવામાં આવ્યું હતું। છાપના આ આગ્રહથી હજારો ગુનાઓ પકડવામાં આવ્યા છે અને હજારો માણસોને શોધી શકાયા છે આ બધાના દસ્તાવેજી પુરાવા સચવાયા છે

એફ બી આઈની લેબોરેટરીમાં ગુનેગારોને શોધવા માટેના જે સાધનો છે તેની સાથે આજ સુધીની પ્રવૃત્તિમાં મળેલી સફળતાનો ઇતિહાસ પણ નોંધાયેલો છે નકશા, ગ્રાફ તસવીરો અને બીજું

સાહિત્ય જોતાં જોતા અમે એ અધિકારીને પૂછયુ કે આ સામગ્રી સામન્ય પ્રજામા સલામતીની ભાવના પ્રેરે અને નવા ગુનેગારોમાં ભયની લાગણી પ્રગટાવે, પરંતુ રીઢા ગુનેગારોને નવી પદ્ધતિ શોધવામા એ પ્રેરક ન બને? એમણે હમીને જ્વાબ આપ્યો 'દરેક કિસ્સામા જે બન્યુ છે તે બધુ અહીં રજૂ નથી થયુ અમુક બાબતો છુપાવેલી છે, આમ છતા એમણે સ્વીકાર્યું કે રીઢા ગુનેગારો નવી નવી તરકીબો અજમાવતા હોય છે એમણે અનેક ઘટનાઓ વિષે અમને વિસ્તારથી વાતો કરી એ બધુ રોમાંચક નવલકથા જેવુ છે કેવળ ગુના બનાવો નહિ, પરંતુ માનવીના અંતરના પ્રવાહો પણ એ દ્વારા જાણવા મળે છે



લાખો હસ્તાક્ષરો એકત્ર કરવામા આવ્યા છે, કોઈ પણ શંકાસ્પદ કિસ્સામા એ સામગ્રીનો ઉપયોગ થાય છે

એવા કિસ્સા તો અનેક છે એ નોંધવાનું આ સ્થળ નથી, પરન્તુ પૈસા મેળવવા માટે એક પુત્રે પોતાની માતાની હત્યા માટે કેવા કાવતરાઓ કર્યાં અને છેવટે એની મા પ્રવાસ કરતી હતી તે વિમાનને કેવી રીતે સળગાવ્યું અને એ વિમાનની રાખ તથા બીજા સાધનોમાંથી એ ગુનેગાર કેમ અને ક્યાં પકડાયો તેની એમણે કહેલી કથા તો વર્ષો સુધી ભુલાય એવી નથી.

નેશનલ ગેલેરીમાં જેમ આગળની છાપનો એક વિભાગ છે તેમ હસ્તાક્ષરોનો છે. આ વિભાગ મુખ્યત્વે બોગસ દસ્તાવેજો અને નાણાંના



હસ્તાવેજની પરીક્ષા માટે હસ્તાક્ષરો, શાહી, કાગળ વગેરેના મૂળ શોધાય છે

 

ચેકોને લગતાં કાવતરાંઓ પકડવામાં ઉપયોગી થાય છે. યંત્રો વડે શાહીની જાત, એ ક્યારે વપરાઇ હશે તેનું અનુમાન, અક્ષરોના સાચા મરોડ વગેરે જાણી શકાય છે. બનાવટી ચેકો અને દસ્તાવેજો હજારોની સંખ્યામાં ત્યાં સંઘરાયેલા છે. એની સાથે ગુનેગારની માહિતી આપતી બીજી સામગ્રીની પણ નોંધ રાખવામાં આવે છે. ટાઈપ કરેલા કાગળો અંગે પણ એવી વ્યવસ્થા છે જેમ શાહીનું છે તેમ રંગનું પણ છે. કોઇ પણ પ્રકારના રંગનો એક આછો ડાઘ પ્રાપ્ત થાય તો તેના અનુસંધાનમાં શોધ ચલાવવામાં આવે છે. એ જ રીતે રાખ અથવા માટી પરથી તેને લાગેલાં કેમિકલ્સ શોધાય છે અને તપાસ આગળ વધે છે. રાખમાં તો એ શાની રાખ છે તેની શોધ થતાં કામ સહેલું બની જાય છે. રંગોનાં મિશ્રણો તપાસવાના સાધનો પણ ત્યાં છે. લોહીની અને માણસના શરીરમાંથી નીકળતા બીજા મેલ કે પ્રવાહીની બાબતમાં કઇ વ્યક્તિનું લોહી છે તે નક્કી નથી થઈ શકતું, પરંતુ પ્રથમ એ માનવીનું છે કે અન્ય પ્રાણીનું તે નક્કી થાય છે અને પછી માનવીના લોહીમાં તેનો વર્ગ શોધાય છે. જાનવરનું લોહી હોય તો તેની જાત શોધી શકાય છે. બૉમ્બની બાબતમાં સેંકડો નહિ, હજારો જાતની બનાવટમા કયા કયા સાધનો વપરાય છે તેની નોંધ ત્યાં છે. બૉમ્બ ફૂટવાની સાથે પ્રથમ તેનો પ્રકાર શોધાય ને પછી કામ આગળ ચાલે. મોટરના ટાયર, બુટનાં તળિયાં, પગલાંની છાપ વગેરે પારખવાની સગવડો ત્યા વિપુલ પ્રમાણમાં છે. આંગળાંની પેઠે પગની છાપ લેવાનું વિજ્ઞાન પણ વધતું જાય છે. જુદી જુદી જાતનાં ઝેરના ઉપયોગમાં તેની તપાસ ત્યાં થઇ શકે છે.

કોઈ પણ ગુનાની સાબિતીમાં પુરાવાઓ જોઈએ જ. એફ. બી. આઇ. એવા પુરાવાઓ સંઘરે તો છે, પરંતુ તેનો ઉપયોગ પણ એવી કાળજીથી કરવામાં આવે છે કે મૂળ પુરાવો જરા પણ ઝાંખો ન થાય. દસ્તાવેજો, ચેકો, કપડાં અને બીજી સામગ્રીમાં ખાસ ધ્યાન રાખવું પડે છે. હથિયારોનો તો ત્યાં ઘણો મોટો વિભાગ છે. અમેરિકામાં દરેક મોટા ગુનામાં હથિયારોનો ઉપયોગ થાય છે સેંકડો જાતનાં હથિયારો,

હજારોની સંખ્યામાં ત્યાં સંઘરવામાં આવ્યાં છે. બંદૂકની ગોળીઓ છાપો, દારૂ વગેરેની પરીક્ષા થઈ શકે છે. બંદૂક પરના નંબરો ખોતરી નાખ્યા હોય તોય એ વાંચી શકાય છે. હથિયારના એક નાના ટુકડા પરથી તેનું સંપૂર્ણ સ્વરૂપ નક્કી કરી શકાય છે. કાચના ટુકડાઓ, લાકડાનાં સાધનો, અમુક જાતના પાવડરો વગેરેની તપાસનાં સાધનો છે. સૌથી આશ્ચર્યજનક એ છે કે કાપડનો એક દોરો કે માથાનો એક વાળ, આખેઆખો કે ટુકડો થઈને કોઈ પણ વસ્તુને લાગ્યો હોય, ઝપાઝપી ને ભીંસાભીંસમાં એવું બને જ છે, તો તેના પરથી તપાસ આગળ વધી શકે છે. કહેવાનું તાત્પર્ય એ કે ગુનાના અનુસંધાનમાં નાની સરખી વસ્તુ પ્રાપ્ત થતાં શોધનું કાર્ય આગળ ચલાવવામાં આવે છે. એફ. બી આઈ. પાસે છૂપા અને કોઈ પણ દિશામાંથી તસવીર ખેંચી શકાય એવા કેમેરા છે. બંને બાજુ દોડી શકે એવી મોટરો છે. બિનતારી સંદેશાની ખાનગી સગવડો છે. એની મદદમાં પોલીસ ખાતું તૈયાર હોય છે.

આટલું બધું જોતાં સ્વાભાવિક રીતે અમારા મનમા પ્રશ્ન ઊઠયો અને અમે પૂછયું 'ગુનાની શંકા જેના પર જાય તેના પર માનસશાસ્ત્રીય ઢબે કંઈ પ્રવૃત્તિ કરવામાં આવે છે? એની પાસેથી કબૂલાત લેવાય છે? ભય કે લાલચનો ઉપયોગ થાય છે?' અધિકારીએ હસીને જવાબ આપ્યો: 'અમારું કામ ન્યાયની પ્રવૃત્તિમાં સહાયરૂપ થવાનુ છે. શંકાસ્પદ વ્યક્તિની તપાસ વખતે પ્રથમ અમે એને નિર્ભય બનાવીએ છીએ. એને કહીએ છીએ : 'તમે તદ્દન નિર્દોષ હો એવો પૂરો સંભવ છે. અમારા પ્રશ્નોનો જવાબ આપતા તમે કાળજી રાખજો કે એનો ઉપયોગ તમારી વિરુદ્ધમાં ન થાય' અમે આ ખુલાસાથી આનંદ પામ્યા. લેબોરેટરી પછી અમે એમની કચેરીના વિવિધ વિભાગોનુ અવલોકન કર્યું. જાહેર સંપર્ક મારેની કચેરીથી માંડીને ગોડાઉન સુધીનું બધુ ખૂબ વ્યવસ્થિત અને વિશાળ કદનુ છે. કોઈ પણ વસ્તુ માત્ર બેચાર મિનિટમાં પ્રાપ્ત થઈ શકે એવી અનુક્રમની

પદ્ધતિ છે. એફ બી આઇ. સામાન્ય જનતા અને સરકારના વિવિધ ખાતાઓ તેનો પૂરો લાભ ઉઠાવી શકે એવું સાહિત્ય પણ પ્રગટ કરે છે. એજન્ટો ઉપરાંત વિજ્ઞાનના વિવિધ ક્ષેત્રના નિષ્ણાતોને પણ ત્યા રોકવામા આવે છે. જગતની લગભગ બધી ભાષા જાણનારાઓ ત્યા રોકવામા આવ્યા છે. વિદેશો સાથે સબધ ધરાવતા ગુનાઓને લગતા કાગળોમા તેમની બહુ જરૂર પડે છે, આતરિક અવ્યવસ્થા અથવા તો યુદ્ધના દિવસોમા કારખાનાઓના રક્ષણુ માટે ખાસ વ્યવસ્થા થાય છે. વિદેશી જાસૂસો કે ઘરના ભાગફોડિયાની પ્રવૃતિ પર એ રીતે અકુશ રહે છે અણુશક્તિ અને તેના અનુસધાનની સર્વ પ્રવૃત્તિના રક્ષણુ માટે એક ખાસ વિભાગ રચવામા આવ્યો છે. એ જ રીતે સામ્યવાદી પ્રવૃત્તિ સામેની વ્યવસ્થા પણ છે.

એફ બી આઇ. કેન્દ્રસ્થ અથવા તો સમવાયી સરકારની હકૂમત નીચે છે, પરતુ રાજ્ય, જિલ્લો, શહેરસુધરાઈ, કાયદાથી સ્થાપિત થયેલી કોઇ પણ સત્તા તેનો લાભ લઈ શકે છે અને લે છે એમાં વૈજ્ઞાનિક શોધ અને શિક્ષણનુ કાય સતત ચાલતુ હોય છે એફ બી આઇના વિકાસમા અને કામગીરીમા યુદ્ધે અતિ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. પર્લ હારબર પર જાપાનીઓએ અણધાર્યો હલ્લો કર્યો તે પહેલા તેના જાસૂસો ચારે બાજુ પથરાયેલા હતા એ જાળને નિષ્ફળ બનાવવામા એફ બી આઇ એ અસાધારણ પરાક્રમ કર્યું હતુ એમ કહેવાય છે એ જ રીતે નાઝીઓએ પોલાન્ડ પર આક્રમણ કર્યું ત્યારે તેની જાળ અમેરિકાના અનેક કારખાનાઓમા પ્રસરેલી હતી અને તે પછી સબમરીન દ્વારા આ નાઝીઓ ત્યા ઊતર્યા પણ હતા આ કાવતરુ એફ બી આઇ.એ પકડી પાડયુ હતુ બીજુ વિશ્વયુદ્ધ શરૂ થયુ ત્યારે અમેરિકા પાસે સરક્ષણુ સાધનો ઘણા ઓછા હતા એટલે અત્યત વેગપૂર્વક ઉત્પાદનની પ્રવૃત્તિ શરૂ કરવામા આવી હતી આ પ્રવૃત્તિમા બાધા ન આવી તેમાં પણ એફ. બી. આઇ નો હિસ્સો ઘણો મોટો હતો. એ વખતે નાઝીઓ કે જાપાનીઓ સામે પ્રથમથી તકેદારી રાખવાની કોઇ

સૂચના નહોતી. આજે પરિસ્થિતિ નિરાળી છે. અમેરિકા જેને પોતાના સંભવિત શત્રુ માને છે તેના પર અત્યારેજ એફ. બી. આઇ. ની આંખ ફરે છે.

ગુનેગારો પકડવાની બાબતમાં અમને છેલ્લા વર્ષના જે આંકડાઓ આપવામાં આવ્યા તે આ પ્રકારે છે : એફ. બી. આઇ.એ જેમાં કામ કર્યું તેવા ગુનામાં ૧૧,૪૫૭ માણસોને, બધાં મળીને ૩૦૨૫૧ વર્ષની કેદની તથા ૧૬,૬૬,૦૧૫ ડોલર દંડની સજા થઇ. એ વર્ષમાં ૯૩૫૩ નાસતા ફરતા આરોપીઓ ઝડપાયા અને ધાડ, લૂંટ, ચોરીની ૧૩,૧૦,૪૦,૦૮૩ ડોલરની મત્તા પાછી મેળવી. સરકાર સામે ગેરરીતિ કરનારાઓ પાસેથી ૫૦,૮૬,૧૩૧ ડોલર મેળવ્યા. નાગરિક અધિકારોને લગતા ૧૨૬૯ કેસોમાં જીત મેળવી આ આંકડાઓ ગુનાઓનું અને અને સિદ્ધિનું પ્રદર્શન એક સાથેજ કરી જાય છે. એફ. બી. આઈ. નું અવલોકન એક જુદી જ સૃષ્ટિના પ્રવાસ જેવુ અમારે હતું. અમે જ્યારે આભાર માની વિદાય લીધી ત્યારે એક અધિકારીએ દોડી આવી તે દિવસની નિશાનબાજીની તસવીરની અમને ભેટ આપી. લગભગ છ ફૂટના એ ભયાનક ચિત્રનો, વિવેક ખાતર અમે ઇનકાર તો ન કર્યો, પરંતુ બહુ વખત અમે તે સાચવ્યું નહિ.

❀

## ૨૧. નોકસવેલ

વૉશિંગ્ગ્ટન અમેરિકાનુ પાટનગર હોવાથી સ્વાભાવિક રીતે વર્ણનમા બીજી અનેક બાબતોનો સમાવેશ મે કરી લીધો છે અમે ત્યા કુલ ૧૦ દિવસ રહ્યા આ દસ દિવસમા જે જોયુ, જાણ્યુ તેની મન પર ઊડી અસર રહી ગઇ છે બીજા કશા ખાતર નહિ તો એની રમણીયતા ખાતર પણ બીજી વાર જવાનુ મન થાય એવુ એ નગર છે તા ૩૧ મેની બપોરે અમે ત્યાથી વિદાય લીધી ત્યારે કઇક મૂકીને જતા હોઇએ એની મમતાનો ભાવ અમે અનુભવ્યો હતો નક્કી થયેલા કાર્યક્રમ પ્રમાણે અમારે વૉશિંગ્ટનની દક્ષિણે ટેનીસી રાજ્યના નોકસવેલમાં જવાનુ હતુ લગભગ દોઢ કલાકનો પ્રવાસ પૂરો કરી અમે નોકસવેલના વિમાની મથકે ઊતર્યા ત્યારે જાણે બીજા જ કોઇ દેશમા આવ્યા હોઇએ એવો. અનુભવ થયો નોકસવેલની પસદગી અમે બે કારણે કરી હતી એક તો એ દક્ષિણ બાજુએ હતુ દક્ષિણના રાજ્યો ઉત્તરના પ્રમાણમા પછાત રહ્યા છે, ત્યા નિગ્રોનો સવાલ ઉગ્ર છે જો કે ટેનીસી એ રીતે સીમા પ્રદેશ જેવુ ગણાય બીજુ કારણ ટેનીસી વેલીની યોજનાનુ અવલોકન કરવાનું હતુ. અમેરિકાએ દક્ષિણના રાજ્યોને સમૃદ્ધ કરવા માટે ૨૫-૨૭ વર્ષ પહેલા જે ભગીરથ પુરુષાર્થ કર્યો તે જોવાનુ અમને મન હતું.

નોકસવેલના વિમાની મથકેથી શહેરમા જતા અને તે પછી એની બે બાજુએ બધેનુ અવલોકન કરવા જતા અમને સતત આપણા મલબાર પ્રદેશનુ સ્મરણ થયા કર્યું એવો જ લીલોછમ અને શોભાભર્યો એ પ્રદેશ છે ત્યા અમે બે દિવસ રહ્યા તેમા એક દિવસ અમારી સાથે દિલ્હી, કેરળ અને બગાળના ત્રણ પ્રકાશકોના જૂથનો સાથ મળી ગયો.

તેઓ પ્રકાશનપ્રવૃત્તિ જોવા માટે અમેરિકામાં આવ્યા હતા. એમનો પ્રવાસ હવે પૂરો થવા આવ્યો હતો એટલે એમના અનુભવો જાણવામાં આનંદ આવ્યો.

નોકસવેલ ઘણું સુંદર શહેર છે. એની આસપાસનો પ્રદેશ અત્યંત રમણીય છે. ચારેબાજુ નદી, સરોવર, લીલોતરી અને દૂર આછા ધુમ્મસથી છવાયેલા પહાડો જોઇ વૉશિંગ્ટનની શાંતિને પણ ભૂલી જવાય. નોકસવેલ ટી વી. એ. (ટેનીસ વેલી ઓથોરીટી) નું મુખ્ય મથક છે. ત્યાં ખેતી અને તેના આનુષંગિક વિષયોની કૉલેજ છે ને તેમાં એકાદબે નહિ, પરંતુ ૩૦ હિંદી વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. અમારો ઉતારો એક અદ્યતન સાધનોવાળી એન્ડ્રૂ જોનસન હોટેલમા ગોઠવાયો હતો. માત્ર સવાલાખની વસતિના નાના શહેરમાં ૨૫–૩૦ માળની ચારસો જેટલા ઓરડાવાળી ન્યુયોર્ક કે વૉશિંગ્ટનની મોટી હોટેલોમાં મળે એવી સગવડો ધરાવતી, એક નહિ પણ પાચ સાત હોટેલો હોય એ આશ્ચર્ય જ ગણાય. શહેરની વચ્ચે માત્ર અર્ધો માઇલ લાંબી એક બજાર છે, પરંતુ એ બજારમાં લટાર મારતાં બને બાજુના મોટા ભંડારો જોઇએ ત્યારે છક થઇ જવાય. લોકોનો બધો વ્યવહાર ખૂબ શાંતિપૂર્વક ચાલે, પરંતુ મોટરોનો પાર નહિ. અમારી હોટેલના પાછળના ભાગમાં એક સાથે પાંચસોથી વધુ મોટરો પડેલી અમે જોઇ હતી.

સાંજનો સમય આસપાસ ઘૂમવામાં અમે પસાર કર્યો. બીજે દિવસે સવારે ટેનીસ વેલીની એક ફિલ્મ જોવાનો, પ્રવચન સાંભળવાનો અને પ્રશ્નોત્તર કરવાનો કાર્યક્રમ ગોઠવાયો હતો. બપોરના ભોજન પછી વીસેક માઇલ દૂર નદીબંધ જોવા જવાનું હતું. બીજે દિવસે પણ લગભગ એવો જ કાર્યક્રમ હતો. અમે એ બે દિવસ ખૂબ સારી રીતે માણ્યા. આપણે ત્યાં હવે નદીબંધોનાં કાર્યો વિપુલ પ્રમાણમાં થવા લાગ્યાં છે એટલે આ બધું જોતાં આશ્ચર્ય ન થાય. ટી. વી એ.ની સમગ્ર રચના એક સાથે અનેક હેતુઓ સિદ્ધ કરવા માટે થયેલી છે. ૧૯૩૩માં જ્યારે કોંગ્રેસે તે

અંગે કાયદો કર્યો ત્યારે એક પ્રયોગ તરીકે તેનું વર્ણન થતું હતું આજે તો ૨૦૦ કરોડથી વધુ ડૉલરનો એ ધીકતો ધંધો બની ગયો છે વીજળી ખેતી, ખાતર પૂર સામે રક્ષણ રજાઓ માણવાના ઉત્તમ સ્થળો વગેરે હેતુઓ, એ દ્વારા સિદ્ધ કરવામા આવ્યા છે આખા જગતની બધી નદીઓમા આજે ટેનીસી સૌથી વધુ વિકસિત, વ્યવસ્થિત અને નિયમબદ્ધ હોવાનો અભિપ્રાય છે બીજી નદીઓ સાથે તેનું જોડાણ થયું છે આસપાસના ૭ રાજ્યો પર તેના વિકાસની સીધી અસર છે



નોકસવેલથી ૧૫ માઇલ ઉત્તરે ટેનીસીનો એક બંધ–નોરીસ બંધ બાજુમા મનોરમ્ય રચાયું છે તેમા સહેલાણીઓને રહેવાના તરેહ તરેહનાં મકાનો છે

★ ——— ★

ખેતી અને ખાતરના લાભ એથી વધુ રાજ્યોને મળે છે નદી પર ૩૧ જેટલા બંધો બાંધ્યા છે મોટાં સરોવરો રચવામા આવ્યા છે અમેરિકામા

અણુશક્તિનો વિકાસ સૌથી પહેલાં થયો. આ યોજના દ્વારા જે વિદ્યુત પેદા થાય છે, તેમાંથી અર્ધી વીજળી અણુશક્તિનાં કારખાનાઓમાં વપરાય છે. આ યોજનાને કારણે જ આ પ્રદેશમાં અનેક નાના મોટા ઉદ્યોગ ખીલી શક્યા છે.

છેલ્લા વિશ્વયુદ્ધમાં જાપાને પર્લ હારબર પર બૉમ્બ વરસાવ્યા પછી અમેરિકા પોતાની સર્વ શક્તિથી યુદ્ધસાધનો પેદા કરવા લાગી ગયું હતું ત્યારે આ યોજના બહુ મદદરૂપ નીવડી. મોટા ભાગનાં કારખાનાંઓમાં ત્યારે યુદ્ધ માટે ઉપયોગી વસ્તુઓ, ઍલ્યુમિનિયમ, જાતજાતના કેમિકલ્સ, અણુની સામગ્રીનું ઉત્પાદન થયું હતું. દારૂગોળા માટેના ફોસ્ફરસની કુલ જરૂરિયાતના ૬૦ ટકા જેટલી સામગ્રી આ સ્થળે પેદા કરી શકાઈ હતી. શાંતિકાળમાં ટી. વી. એ. દ્વારા અનેક મોટાં શહેરોને વીજળી પૂરી પાડવામાં આવે છે. ખાતરની બાબતમાં સમગ્ર રાષ્ટ્રનું એ સૌથી મોટું સંશોધન કેન્દ્ર બની શક્યું છે. નદીઓના જોડાણના કારણે ૨૦ રાજ્યો વચ્ચે જળવ્યવહાર ચાલે છે. છેલ્લાં સોએક વર્ષમાં અજોડ ગણી શકાય એવા પૂરને આ રચનાથી નાથી શકાયું હતું. રાજ્યોની ખેતીવાડીની કૉલેજો ટી વી. એ. નો લાભ લે છે. હજારો માઇલનો જંગલ જેવો વિસ્તાર સુંદર અને વ્યવસ્થિત ખેતરોમાં ફેરવાઇ ગયો છે. ટેનીસી ખીણનો અર્ધાથી વધુ વિસ્તાર આજે પણ જંગલ છે, પરંતુ આ યોજનાને કારણે તેનો પણ વૈજ્ઞાનિક રીતે વિકાસ થાય છે. આ પ્રદેશ જંગલો, સરોવરો અને નદીઓને કારણે મેલેરિયાનું ધામ બન્યો હતો. છેલ્લાં દસ વર્ષથી એણે કદી દેખા જ દીધી નથી.

ટી. વી. એ. ની માલિકી સમવાયી સરકારની એટલે કે પ્રજાની છે. અમેરિકામાં બધું જ 'ખાનગી' માલિકીનું નથી તેનો આ એક નમૂનો છે. અમેરિકાની પદ્ધતિ અનુસાર ખાસ 'એજન્સી' રચવામાં આવી છે. વિદ્યુત વિભાગ પગભર છે અને ખેતી તથા તેને લગતી બાબતો અંગે કેન્દ્રીય સરકાર દર વરસે ખર્ચ મંજૂર કરે છે. કેટલીક યોજનાઓમાં

લોકોના સીધાં નાણાં રોકાયેલાં છે ને તેમને વ્યાજ મળે છે. વિદ્યુત-શક્તિનો વિકાસ ઉત્તરોત્તર વધતો જ રહ્યો છે. કોરિયાના યુદ્ધ વખતે અમેરિકાની તૈયારી અસાધારણ હતી તે પણ આમાંથી જાણવા મળે છે. જળવ્યવહાર ધીકતી કમાણી આપતો થયો છે. વધુમાં, લોકોને મોજ કરવા માટેનાં જે સ્થળો દા. ત. બાગ, સરોવર, રમતના મેદાનો વગેરે ઊભા કરવામા આવ્યા છે તેમા ખાનગી સાહસો દ્વારા ૮ કરોડથી વધુ ડૉલરનુ રોકાણ થયેલુ છે. છેલ્લા વર્ષમા આ સ્થળોની મુલાકાત લેનારાઓનો આંકડો સાડા ત્રણ કરોડથી વધુ હતો ! કેન્દ્રીય સરકારે જ્યારે આ યોજના હાથ ધરી ત્યારે બોન્ડ કાઢવામા આવ્યા હતા. આજે એનાં નાણા પાછા ભરાઈ ગયા છે. વિદ્યુતશક્તિના વિકાસ માટે અહીં ૧૨૯ કરોડ ડૉલરનુ રોકાણ કરવામા આવ્યુ છે. આમા ઘસારા ફંડમા ૨૮.૫ કરોડ એકઠા થઈ ગયા છે. ૧૯૫૮ સુધીની ચોખ્ખી આવક સરકારી તિજોરીમા ૪૬.૮ કરોડ ડૉલર આવી ગઈ છે અમને ત્યા છેલ્લા, એટલે કે ૧૯૫૮ના આંકડા આપવામાં આવ્યા હતા. એમા એક વર્ષની આવક ૨૩.૪ કરોડ ડૉલર છે, ખર્ચ ૧૩.૫ કરોડ છે. બાકીની રકમમાથી ૧ કરોડ કેન્દ્રીય સરકારને આપી, ૮.૯ કરોડ વધુ વિકાસ માટે રાખવામા આવ્યા છે. આવકની બાજુ જોવાથી વીજળીના વપરાશનો ખ્યાલ આવી શકશે. ૨૩.૪ કરોડમાથી ૧૧.૫ કરોડ તો અણુશક્તિના સરકારી કારખાનામાથી મળે છે. ખાનગી કારખાનાઓની આવક ૬.૫ કરોડ જેટલી છે, સુધરાઈ તથા સહકારી મંડળીઓ તરફથી ૮.૧ કરોડની આવક થાય છે

વાત તો કરોડોની છે અને ફિલ્મમા જોઈએ, પ્રવચન સાંભળીએ, અહેવાલ વાંચીએ કે નજરે નિહાળીએ ત્યારે બધું ભવ્ય ને સમૃદ્ધ લાગે છે, પરંતુ ટી. વી એ.ના અધિકારીઓને આ સ્થિતિથી સતોષ નથી ! બધુ જોઈ-જાણીને અમે જે પ્રશ્નો પૂછતા હતા તેમા મુખ્ય બાબત હતી લોકોની આર્થિક સ્થિતિની આમા સરેરાશ ગણીને જ વાત કરી શકાય, કારણ કે વર્ગવાર આંકડાઓ તરત મળી શકે નહિ એમ

અમને જણાવવામાં આવ્યું કે આખા અમેરિકાની જે સરેરાશ આવક છે તેની સરખામણીમાં આ પ્રદેશની આવક પહેલાં માત્ર ૪૫ ટકા હતી, ૧૯૫૭–૫૮માં તે ૬૩ ટકા સુધી પહોંચી છે, પરંતુ તે પછીની ગતિ મંદ છે. અમે એનું કારણ પૂછ્યું. જવાબ મળ્યો: 'લોકો ખેની અને ખેતર છોડતા નથી એટલે કારખાનાંઓ જોઇએ તેટલા પ્રમાણમાં ઊભાં થતાં નથી.' ત્યાં ખેતીની સમસ્યા આપણાથી તદ્દન ઊલટી છે. બહુ ઓછા લોકો ખેતી કરે છે, પરંતુ જમીનની વિપુલતા, યાંત્રિક સાધનો, વૈજ્ઞાનિક પ્રગતિ અને કાર્યકુશળતાને કારણે ઉત્પાદન એટલું બધું છે કે લોકોને ઓછું અનાજ ઉગાડવાનું કહેવું પડે છે! આ પ્રદેશ એ રીતે 'પછાત' છે! 'પછાત' છે ન્યુયોર્ક ને બીજા ઔદ્યોગિક પ્રદેશોની સરખામણીમાં, આપણી નજરે તો સમૃદ્ધિનાં શિખરો જ ત્યાં દેખાય. નોક્સવેલના નાનકડા શહેરથી વિમાની મથક સુધીના માર્ગમાં હોટેલો ને મોટેલો જોઇએ, ગાડી પાર્ક કરવાનાં મેદાનો જોઇએ, પેટ્રોલના પંપોની હારમાળા જોઇએ અને રાજા મહારાજાઓની મોટરો હોય એવી ભપકાબંધ મોટી મોટરોની લંગાર જોઇએ ત્યારે ૪૫, ૬૩ ને ૧૦૦ ટકા ભૂલી જવાય!

નોક્સવેલથી અમારે ન્યુયોર્ક જવાનું હતું. નોક્સવેલ અને તેની આજુબાજુનો પ્રદેશ વૈજ્ઞાનિક રીતે વિકસાવેલા વન જેવો ને બાગ જેવો. નદીબંધની પાસે તો સુંદરતાનો પાર નહિ. ચારે બાજુ સમૃદ્ધિ છતાં શાંતિ...અને ન્યુયોર્ક! વન તો ત્યાં ખરું પણ 'વાદળથી વાતું કરે' એવાં મકાનોનું. વનમાં જેટલાં વૃક્ષો તેથી વધારે માણસો, જંગલમાં જેવી શાંતિ તેવી જ અહીં અશાંતિ, નદીમાં જેટલા તરંગો તેથી વધારે વાહનો, આકાશમાં તારા તેટલા જાણે અહીં દીવા! બીજી જ દુનિયા જોઈ લો! નોક્સવેલથી અમે બીજે દિવસે સાંજે ૭–૨૯ વાગે વિમાનમાં ઊપડયાં હતાં, રાત્રે ૧૧–૪૬ વાગે ન્યુયોર્ક ઊતરવાનું હતું. પણ વિમાની પ્રવાસ ચાર નહિ; ત્રણ કલાક ને ૨૬ મિનિટનો હતો, કારણ કે અમેરિકામાં ઈસ્ટ, સેન્ટ્રલ, માઉન્ટેન અને પેસિફિક એમ ચાર સમય ચાલે છે ને તેમાં એક એક કલાકનો તફાવત હોય છે. પેસિફિક એટલે

કેલિફોર્નિયા વગેરેમાં ૯ વાગ્યા હોય ત્યારે ન્યુયોર્ક વગેરેની ઘડિયાળનો કાંટો ૧૨ પર હોય ! અમે ન્યુયોર્ક ઊતર્યા ત્યારે મધરાત થઈ ગઈ હતી. વરસાદ વરસતો હતો, હોટેલ તો નક્કી હતી એટલે ચિન્તા નહોતી, પરંતુ વિમાની મથકે, ટેકસીમા ને હોટેલમા માણસોના વર્તાવમા અમને ફેર દેખાઇ આવ્યો. મદદ તો કરે, પણ સામે દોડીને આવવાનો ઉત્સાહ નહિ. અમેરિકાના બીજા ભાગો કરતાં અમને એ રીતે ન્યુયોર્ક અને શિકાગો જુદા જણાયાં !

અમે લગભગ બે વાગે 'પાર્ક શેરેટોન હોટેલ'ના અમારા ઓરડામાં વ્યવસ્થિત થયા. વિમાની મથકથી ત્યા સુધીમાં ન્યુયોર્કનું જે દર્શન થયેલું તે ખાસ આકર્ષક નહોતું લાગ્યુ. લાલ, પીળા, ને એવા બીજા રંગોની વીજળીથી વધુ ભડકામણી બનેલી જાહેરખબરો, ઊંચાં ઊંચા મકાનો, લાંબા રસ્તાઓ, વચ્ચેનું ભોગદું, મોટરોની લંગાર વગેરે જોઇને શાંતિ લુટાઈ ગની હોય એમ લાગ્યુ હતુ, પણ હોટેલની અઘતન સગવડથી શાતિ અનુભવી અને આનંદની ભરતી આવી સ્નેહીઓના સંદેશાઓ મેળવીને. આ બધાંને મળવાના આનંદમા ઉજાગરો ને પહેલી અસર ભુલાઇ ગયા. થોડીવારમાં તો ટેલિફોનની ઘંટડી રણકી ને સામસામે બેઠાં હોઇએ એમ વાતો થઈ.

ન્યુયોર્કમા અમારે રહેવાનું હતુ ૧૧ દિવસ, પણ રહેવુ પડયું ૧૬ દિવસ. સ્વાસ્થ્ય બગડતા પાચ દિવસ વધુ રહેવુ પડયુ તેનો પહેલાં તો ઘણો અફસોસ થયો, પરંતુ અનુભવે સમજાયુ કે એ વિના અમેરિકાના ડોકટરો, ઇસ્પિતાલ, સારવાર, માંદગીનો વીમો વગેરે સમજાત નહિ અને એથીય વધારે તો માદગીને કારણે હોટેલ છોડી પાચેક દિવસ હિંદી–ગુજરાતી વિદ્યાર્થીઓની વચ્ચે રહેવા ગયાં અને ત્યા એમને નજીકથી જોવાનુ મળ્યુ એ લાભ મળત નહિ. આ પરિચયનુ વર્તુલ તે પછી અમારા સમગ્ર પ્રવાસ સુધી વિસ્તરતુ ગયુ અને લગભગ દરેક સ્થળે હિંદી–ગુજરાતી વિદ્યાર્થીઓને અનાયાસે મળવાનું બની શકયું. ન્યુયોર્ક અને બીજાં શહેરોનાં જોવા લાયક સ્થળોનું અવલોકન અને અમેરિકાનાં કુટુંબો સાથેના પરિચયમા પણ આ વસ્તુ સહાયરૂપ બની શકી.

## ૨૨. ન્યુયોર્ક

ન્યુયોર્કના સંપૂર્ણ નહિ, પણ સાધારણ સંતોષ થાય એવા વર્ણન માટે આઠ દસ લેખો લખવા પડે. અહીં એટલો અવકાશ નથી. ન્યુયોર્ક અમેરિકાનું જ નહિ, જગતના નાણાંવ્યવહારનું કેન્દ્ર છે. નાણાંમાં વ્યાપાર–ઉદ્યોગ ને રાજકારણના આંતરપ્રવાહોનો સમાવેશ થઈ જાય છે. ન્યુયોર્કમાં સંયુક્ત રાષ્ટ્રસંસ્થાની મુખ્ય કચેરી છે. એનું સાધારણ અવલોકન પણ બે ત્રણ દિવસ માગી લે. એની શાખા–પ્રશાખાની તો શી વાત કરવી? ન્યુયોર્કમાં અગત્યની કહી શકાય એવી સંસ્થાઓ ને વ્યક્તિઓનો પાર નથી. ન્યુયોર્કમાં મોજ માણવાનાં સ્થાનો પણ પાર વિનાનાં છે અને પ્રજાકીય સમસ્યાઓનો પણ પાર નથી. આ બધાના આછા અવલોકનથી જ અહીં તો સંતોષ માનવો પડશે. ન્યુયોર્કને પ્રથમ ઉપલક નજરે જ જોઈએ, ન્યુયોર્ક અનુક્રમે ૩૬ અને ૧૬ માઈલ લાંબું પહોળું છે. વહીવટી વ્યવસ્થામાં એ પાંચ ભાગમાં–મેનહટન, બ્રોન્ક, બ્રુકલીન, ક્વીન્સ અને રીશમોન્ટ એમ વહેંચાયેલું છે. આમાં મેનહટન એટલે આપણા કોટ વિસ્તારને હજારે ગુણીએ તે! મેનહટનની વસતિ લગભગ ૨૦ લાખ. આખા ન્યુયોર્કની વસતિ ૧૯૫૮ની ગણતરી પ્રમાણે ૮૦ લાખથી વધુ છે. ૧૭૯૦ની સાલમાં માત્ર ૫૦ હજારની વસતિ હતી. આજથી ૧૦૦ વર્ષ પહેલાં ૧૦ લાખની અંદર હતી. ઉત્તરોત્તર વધારો થતો જ જાય છે. ન્યુયોર્કનો વહીવટ કોઈ મોટા દેશ જેવો વિશાળ અને અનેક શાખાઓમાં પથરાયેલો છે. સરકારી કચેરીઓનો પાર નથી. પોલીસખાતું ને ન્યાયતંત્ર પણ એટલું જ વિશાળ. ગુનાઓમાં પણ એ સૌથી આગળ! ૨૫ હજારથી વધુ પોલીસ છે. એનું ખર્ચ ૨૦

કરોડ ડૉલરનું એટલે લગભગ ૧૦૦ કરોડ રૂપિયા! ધરપકડ થાય એવા ગુનાઓ ૨૦ લાખ! એમાં ખૂનથી ચોરી સુધી બધું આવી જાય.

ન્યુયોર્કનું બજેટ જાણવું છે? વાહનવ્યવહાર સિવાયનું અંદાજપત્ર ૨ અબજ ડૉલરથી વધુ છે. ખર્ચ પણ એટલું જ. ખર્ચમાં જે લોન લીધેલી છે તેનું માત્ર વ્યાજ ૧૩ કરોડ ડૉલરથી વધુ થાય છે! આપણા આખા દેશનું અંદાજપત્ર સંરક્ષણ ખર્ચ સાથે ૮૦૦ થી ૯૦૦ કરોડ રૂપિયાનું હોય છે, એમાં રાજ્યોને અપાતી મદદ પણ આવી જાય; ત્યારે ન્યુયોર્ક શહેરનું અંદાજપત્ર છે ૨૦૦ કરોડ ડૉલર, એટલે કે ૯૫૪ કરોડ રૂપિયા! ન્યુયોર્કની સ્થાવર મિલકતની કિંમત ૨૨-૨૩ અબજ ડૉલર આંકવામાં આવે છે, આમાં લગભગ ૧૦ અબજ ડૉલર એકલા મેનહટનમાં! સુધરાઈએ ન્યુયોર્કની જમીનની કિંમત આંકી છે ૭ થી ૮ અબજ ડૉલરની. ન્યુયોર્કમાં અંડરગ્રાઉન્ડ રેલવે તો હોય જ. એનો વિસ્તાર ૨૪૦ માઈલ. 'બસ'નો ૫૩૨ માઈલ. એનું અંદાજપત્ર ૧૭૩ કરોડ ડૉલરનું એટલે કે ૮૨૦ કરોડ રૂપિયા જેટલું; આપણા આખા દેશની રેલવેનું અંદાજપત્ર હોય છે ૩૦૦ થી ૪૦૦ કરોડનું. આટલા આંકડાઓ પરથી બીજા આંકડાઓની કલ્પના આવી શકશે. ૮૦૦ જેટલી શિક્ષણ સંસ્થાઓ છે, એમાં ૯ લાખ વિદ્યાર્થીઓ ભણે છે. આ સંસ્થાઓનું વાર્ષિક પગારખર્ચ છે ૨૭ કરોડ ડૉલર. જાહેર પુસ્તકાલયોમાં પુસ્તકોની સંખ્યા ૧ કરોડની છે. ન્યુયોર્કમાં ટેલિફોન છે ૪૧ લાખ, આખા એશિયા ખંડનો આંકડો ૫૦ લાખથી ઓછો છે. આફ્રિકા ખંડમાં કુલ ૧૫ લાખ છે. ન્યુયોર્ક એટલે શું એનો ખ્યાલ આપવા આ આંકડા આપ્યા છે, છતાં અમને એમ લાગે છે કે નજરે જોયા વિના એની સમૃદ્ધિનો ખ્યાલ આવી શકે નહિ.

આવી અનર્ગળ સંપત્તિ સાથે સંકળાયેલું ન્યુયોર્ક ૧૬૨૫ની સાલમાં ડચ પ્રવાસીઓએ ત્યાંના વતનીઓ પાસેથી ૨૪ (ચોવીસ) ડૉલરમાં ખરીદ્યું હતું! હેનરી હડસન સૌથી પહેલો આવ્યો, એણે જ નદીનું

નામ પાડયું હડસન. ડચ લોકોએ શહેરને નામ આપ્યું ન્યુ એમ્સ્ટરડેમ, પણ લાંબો વખત ત્યાં રહી શકયા નહિ. ૧૬૬૪માં અગ્રેજોએ જીતી લઇ ત્યાં સ્થાન જમાવ્યું. એમણે ડયુક ઑફ યોર્કના નામ પરથી નામ પાડયું ન્યુયોર્ક. સ્વાતંત્ર્ય યુદ્ધને સ્વાદ આ નગરીએ પણ ચાખ્યો છે, પરંતુ બોસ્ટન કે ફિલાડેલ્ફીઆ જેટલો નહિ આ શહેરે રાજધાનીનું ગૌરવ પણ પ્રાપ્ત કર્યું હતુ. અત્યારે એ, લોકશાહી કહેવાતા જગતની નાણાંકીય રાજધાની બની ગઈ છે.

ન્યુયોર્કમાં જોવાલાયક સ્થળો અનેક છે. અમેરિકાના એકથી બીજા છેડા સુધી અમે પહોંચ્યા હતાં, પરંતુ ઊતરવાનું અને ફરવાનુ તો ચોક્કસ સ્થળોએ જ હતું. એની પસંદગી અમે નમૂના જોવાની દષ્ટિએ કરી હતી. ન્યુયોર્ક જેવું બીજુ શહેર અમેરિકામાં નથી શિકાગો એની નજીક આવે, પરંતુ જે આંતરરાષ્ટ્રીય હવા ન્યુયોર્કમા મળે તે ત્યાં મળે નહિ ન્યુયોર્કમા અમેરિકાનું વ્યક્તિત્વ કઈક લોપાયુ છે એવી છાપ અમારા મન પર પડી. અમેરિકાની સમૃદ્ધિને અંદાજ બાંધવા માટે ન્યુયોર્ક ઠીક છે, પરંતુ અમેરિકાના લોકોના જીવનની છબી એના પરથી ઉતારી શકાય નહિ ઉતારીએ તો તેમને અન્યાય થાય. ન્યુયોર્કમાં જેમ આકાશ આંખને આંજી નાંખે એવો છે તેમ પડછાયા પણ પાર વિનાના અને ઘેરા છે. અમે પહેલા દસ દિવસ પગ વાળીને બેઠાં નથી, અનેક સ્થળો જોયાં ને અનેક માણસોને મળ્યાં ન્યુયોર્કમાં કોની–આઇ–લેન્ડ જેવુંએ તો લોકો બેફિકર લાગે દરરોજ ત્યા મોટો મેળો જામેલો હોય, રમતગમતનાં સાધનોનો પાર નહિ, જુગાર પણ એવો જ. ઔપચારિકતાનો ત્યા અંત આવે ને માણસો છૂટથી હરેફરે. અમે ત્યા મિત્રો સાથે ગયાં ને સલામત ગણાય એવા પેરેશૂટનો ને એવા બીજા સાધનોનો અનુભવ પણ લીધો બે ત્રણ થિયેટરો જોયા, નૃત્યો જોયા, 'માય ફેર લેડી' નાટક જોયું, બે ચલચિત્રો પણ જોયાં. એકથી બીજે છેડે ઘણી વાર ફર્યાં. આ ઉપરાંત સંગ્રહસ્થાનો, કલાધામો, બગીચાઓ વગેરેનું અવલોકન કર્યું. આવુ અમે યુરોપમાં, વોશિંગ્ટનમાં જોતા જ આવ્યાં હતા. દરેકની વિશેષતા મનમાં સંઘરીને આગળ વધતાં હતાં.

જોવાલાયક ઇમારતો તો ન્યુયોર્કમાં ઘણી છે. રસ્તાઓ ગમે તેટલા પહોળા હોય, પરંતુ જો ઊંચે કે થોડે દૂર સામે નજર કરીએ તો બંને બાજુની ગગનચુંબી ઇમારતોને કારણે કોઇ ઊંડી ને લાંબી ખીણમાં પ્રવાસ કરતાં હોઇએ એવું જ લાગે. આ શહેરમાં ૫૦૦ ફૂટથી ઊંચી ગણાય એવી પચાસેક ઈમારતોમાં એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગ સૌથી ઊંચી ઇમારત. ૧૦૨ માળ સુધી જઇ શકાય, ત્યાં સુધીની ઊંચાઇ ૧૨૫૦, એ પછી ટેલિવિઝન ટાવર ૨૨૨ ફૂટનું ઉપર ઊભું કર્યું છે. એટલે ૧૪૭૨ ફૂટની ઊંચાઇ સુધી તે પહોંચી છે. કોઇ પણ પ્રવાસી આ ઈમારત જોયા વિના રહે નહિ. આ મકાનની અંદર, ઉપર જવા માટે બધી મળી ૭૫ લિફ્ટ છે. નીચેના ભાગમાં ૨૫૦૦૦ ભાડૂતો છે. દર વરસે દસ લાખ માણસો આ ઈમારત જોવા આવે છે. જોવા માટે ટિકિટ લેવી પડે છે એટલે આ આંકડા પર વિશ્વાસ રાખવો જોઇએ! ૯૦માં માળ પર ચાર દીવાદાંડી રાખવામાં આવી છે જમીન પર ૮૦ માઇલ દૂરથી અને વિમાનમાંથી ૩૦૦ માઈલ દૂરથી એ જોઈ



રોકફેલર સેન્ટરના પ્રવેશખંડમાં અને અન્ય સ્થળે આવાં અનેક ચિત્રો અને પુષ્કળ સ્થાપત્યો જોવા મળે છે.

★——————————★

શકાય છે. અમે આ ઈમારત જોયા વિના કેમ રહીએ? પ્રવેશદ્વારમાં 'હવામાન અને કેટલે લાંબે સુધી જોઈ શકાય એમ છે તેની સ્વયંસંચાલિત નોંધ રાખવામાં આવે છે. હજાર–બારસો ફૂટની ઊંચાઇએથી ન્યુયોર્કનું અવલોકન કરવું એ લહાવો છે. પલટાતા હવામાનમાં ધુમ્મસ છે કે નહિ અને છે તો કેટલા માઇલ સુધી જોઇ શકાશે તેની ખબર નીચે જ પડી જાય છે. અમે ગયાં ત્યારે ૨૫ માઇલ સુધી જોઇ શકાય એવું સ્વચ્છ વાતાવરણ હતું. લિફ્ટમાં ચડયાં એટલે પહેલે જ ધડાકે ૮૦ મા માળે પહોંચી ગયાં! નીચે ઊતરીને નજર કરીએ તો જ માની શકાય એટલી લિફ્ટની ઝડપ હોય છે. એથી ઉપર પહોંચી અમે ત્યાં ગોઠવેલાં દૂરબીન વડે ન્યુયોર્કના બધા ભાગો નિહાળ્યા. સખત પવન ફૂંકાતો હતો, ન્યુયોર્ક ઝગમગતું હતુ. દીવાદાંડીનો પ્રકાશ વીજળીના ઝબકારા જેવો લાગતો હતો, એક વાર જોયા પછી ભુલાય નહિ એવું એ દશ્ય હતું.

આમ છતાં મન પ્રસન્ન થયું તો રોકફેલર સેન્ટરમાં. કામ અંગે અમારે ઘણી જગ્યાએ જવાનું થયું, પરંતુ ખાસ જોવા માટે તો અમે ત્રણ મકાનોમાં જ ગયાં હતાં. આમાં સર્વશ્રેષ્ઠ સંયુક્ત રાષ્ટ્રસંસ્થાની કચેરી. એનું વર્ણન વિસ્તાર માગી લે એવું છે. બીજું સ્થાન રોકફેલર સેન્ટરને આપવું જોઇએ. આ એક મકાન નથી, પરંતુ ૧૫ મકાનોનું ઝૂમખું છે. આટલાં મકાનો ખાનગી માલિકીનાં! ન્યુયોર્કમાં રોકફેલરનું નામ સૌથી વધુ સાંભળવા મળે. એની મિલકતોનો પાર નહિ, ઉદ્યોગોનો પાર નહિ. દાન અને સંસ્થાઓનો પણ પાર નહિ. એમાંથી એક રોકફેલર ન્યુયોર્ક રાજ્યના ગવર્નરપદે છે. અમે ગયાં ત્યારે તો એનું નામ પ્રમુખપદ માટેના ઉમેદવારોમાં પણ ગણાતું હતું. હમણાં જ એમણે જાહેર કર્યું કે પ્રમુખપદની હરીફાઇમાં એ નહિ હોય. રોકફેલર સેન્ટર એ સાચા અર્થમાં નગરમાંનું નગર છે. અમે ત્યાં આમંત્રિત તરીકે ગયાં હતાં એટલે વધુ વિગતે બધું જોવા મળ્યું.

રોકફેલર સેન્ટરનું અવલોકન કરતાં આપણને પહેલો પ્રશ્ન એ થાય

રોકફેલર સેન્ટરની અને તેની આસપાસની ભવ્ય ઇમારતો આમાં જોઈ શકાય છે. જેના પર પ્રકાશ છે તે ૧૫ ઇમારતોનું ઝૂમખું એટલે રોકફેલર સેન્ટર. જગતનું આ અજોડ ખાનગી માલુમ છે.

 

કે આ સેન્ટરમાં શુ નથી ? વચ્ચે છે આર. સી એ. બિલ્ડીંગ, એની ઊંચાઇ ૮૫૦ ફૂટ ૭૦મા માળે અગાસી છે ત્યાંથી બધું નીરખી શકાય. આ સેન્ટરમાં 'નફિલૅસીફી' છે તેની મુલાકાત લીધા.



સેન્ટરના ૭૦ મા માળની અગાસી પર . ૮૫૦ ફીટની ઊંચાઈ એ આ અગાસી છે, પાછળ શિખર દેખાય છે તે એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગનું છે. જગતની એ ઊંચામા ઊંચી ઈમારત છે. ૧૦૨ માળ અને ૧૪૯૨ ફીટની એની ઊંચાઈ!

★ ★

વિના રહેનાય નહિ એમા થિયેટર, રેડિયો, ટેલિવિઝન, સ્ટુડીઓ વગેરે રાખવામા આવ્યા છે એની મધ્યમા 'રેડિયો સીટી મ્યુઝિક હોલ' છે. દર વરસે ૭૦ લાખ માણસો એની મુલાકાત લે છે. રંગીન આરસના ભવ્ય મહેલ જેવા થિયેટરમા ૬૨૦૦ માણસો આરામથી બેસે એવી વ્યવસ્થા છે રંગમચની પહોળાઈ ૧૪૪ ફૂટ, ઊંડાઈ ૬૭ ફૂટ અહીં અમે સગીતની મોજ માણી, નૃત્યો જોયા ચનચિત્ર જોયુ માણસો આવે ને જાય સમયનુ કોઈ બધન નહિ, કાર્યક્રમ અવિરત ચાલ્યા જ કરે!

રોકફેલર સેન્ટરમા બધુ છે એટલે સબ વેનુ સ્ટેશન પણ છે રેસ્ટોરા તો એક નહિ ખરેખર ૨૧ છે! મોટા ઉદ્યોગોની કચેરીઓ છે, વસ્તુભડારો છે, તાર–ટપાલ–ટેલિફોન તો હોય જ થિયેટર રેડિયો, ટેલિવિઝન છે રેલવે સ્ટીમર વિમાન વગેરેની કચેરીઓ છે થોડાક



સેન્ટ્રની અગાસીમાથી હડસનના બાગનુ દૃશ્ય: વચ્ચે છે તે 'ક્વીન મેરી' નામથી ઓળખાતુ બ્રિટીશ જહાજ.

★ —— ★

આકડાઓ જોઇએ. આ એસ્ટેટ દર વરસે ૫૦ લાખ ડોલરથી વધારે માત્ર મિલકતવેરો ભરે છે. લિફ્ટની સખ્યા ૨૧૬ છે, એસ્કેલેટર ૧૮ છે. (ઊભા રહો એટલે દર મિનિટે ૧૨૫ ફૂટ ઉપર ચડવા માટે એવો દાદર !) ૧૫,૩૮૨ ટન રેફ્રીજરેશન વપરાય છે એરકન્ડીશન માટે. ૫૦૬૦૦ તાળાં લાગ્યાં છે, ચાવીઓની સંખ્યા પણ નોંધેલી છે ત્યા, એ છે ૫૦,૫૦,૦૦૦. આ સેન્ટરમા ૧,૩૯,૮૯૨ ટન સ્ટીલ વપરાયુ છે. બીજો સામાન એના પરથી ધારી લેવો. કુલ ૩૪,૦૦૦ માણસો કામ કરે છે. ધ ધાર્થે કે જોવા માટે દરરોજ ૧,૨૬,૦૦૦ માણસો ત્યા આવે છે. કામના દિવસે આ સેન્ટરની વસતિ થઇ જાય છે ૧,૬૦,૦૦૦ માણસોની. વિમાની કચેરીઓ ૧૨, રેલવેની ૧૩, સ્ટીમર કપનીની ૬, વિદેશી કોન્સ્યુલેટ ૬, પ્રવાસ એજન્ટોની ૧૦ કચેરીઓ ત્યા છે. ગમે તેટલી ઉતાવળ કરો અને દોડો તો ય આ બધુ જોતા સવારથી રાત પડી જાય અને છેલ્લે 'રેડિયો સીટી હોલ'માં જ થાક ઉતારવો પડે પ્રવાસીઓ માટે ભોમિયાની વ્યવસ્થા સારી છે. અલબત્ત, જોવાના નાણા તો સર્વ સ્થળે આપવા જ પડે !

ન્યુયોર્કમા શું જોવુ અને શું નહિ તેની મૂંઝવણ થાય એવુ છે. શહેરમાં ફરતા અસાધારણ ગિરદીનો અને બહાર જતા તેના મહામાર્ગોનો પરિચય થાય. કામના દિવસે મેનહટનમા ગિરદીનો પાર નહિ. એકાદ માઇલ જવું હોય તો પગે ચાલીને જવામા ઓછો સમય લાગે, કારણ કે પાર વિનાની મોટરો, રસ્તાની રચના એવી કે થોડેથોડે અતરે લાલ-લીલી બત્તીઓ મળ્યા કરે અને 'વન-વે' અને 'નો એન્ટ્રી' પણ જ્યાં ને ત્યાં. વાહનને લગતા નિયમો પણ ઘણા કડક. યુરોપ-અમેરિકાના લોકોમાં શિસ્તની અને કાયદાપાલનની વૃત્તિ આપણા કરતા વધારે છે, પરંતુ વાહનને લગતા નિયમોનો ભગ થતાં દંડમાં છટકી શકાય નહિ. ગાડી ઊભી રાખવા માટે ન્યુયોર્કમાં પૈસા ભરવા પડે તે તો હજી સમજાય, પરંતુ ૧૦-૧૫ હજારની વસતિના નાનાં ગામોમા પણ એ જ સ્થિતિ. રસ્તાઓ મોટા અને સ્વચ્છ, પણ ગાડીઓ ઘણી એટલે પાર્કિંગની પૂરેપૂરી મુશ્કેલી ન્યુયોર્કના પરાંમા રહેતા લાખો માણસો તો ગાડી લઇને શહેરમાં આવે જ

નહિ, તેઓ 'સમ–વે' જ પસદ કરે કારણ કે ગાડી ઊભી રાખવા માટે જ સાજ સુધીમા એમદમે ડોલર ખરચવા પડે ! નગરપાલિકા તરફથી અમુક રસ્તા પર મીટર ગોઠવાયા હોય છે અને મોટા મેદાનો, ભોયરા અને મકાનો એક ખાનગી સાહસ તરીકે ત્યા ઉપયોગમા લેવાય છે બબ્બે ત્રણ ત્રણ હજાર મોટરો સમાઇ શકે એવા ભોયરા કોઇ બાગ નીચે કે મોટી ઇમારત નચે હોય છે આ ધધો ઘણો સારો નફો આપનારો છે ગાડી ઊભી રાખવાનુ ભાડુ આપણે ત્યા હજી મુબઈના કોટ વિસ્તારમા પણ આપવુ પડતુ નથી

વાહનની ગિરદી એ ન્યુયોર્કનો એક જટિલ પ્રશ્ન મનાય છે શહેરની બહાર અને અદર ભોગદા, પુલો, ઉપરાઉપરી રસ્તાઓ દ્વારા તે ઉકેલવાનો પ્રયાસ થાય છે, પરતુ માણસો ને મોટરોનો વધારો જોતા ન્યુયોર્કમા એક દિવસ બધુ થભી જશે, સ્થગિત થઇ જશે, એક પણ વાહન આગળ ચાલી શકશે નહિ એવા અનુમાનો થાય છે અમેરિકામા ગામડા છે જ નહિ એમ કહીએ તો ચાલે નાના–મોટા શહેરો અને વિશાળ ખેતરોમા દેશના લોકો વસે છે ખેતરોની વાત ખેતરની મુલાકાત વખતે કરીશુ, પરતુ શહેરોનુ વસતિપ્રમાણ ખૂબ ઝડપથી વધુ રહ્યુ છે ઉદ્યોગો ને પ્રવૃત્તિમય જીવનનુ આકર્ષણ તેનુ કારણ છે અમેરિકાના લોકો સ્થળો–શહેરો બદલવામા પણ દુનિયાની કોઇ પણ પ્રજા કરતા આગળ હશે આપણે કોઇને પૂછીએ કે તમારુ મૂળ વતન કયુ, તો પહેલા હમીને યુરોપના કોઇ દેશની વાત કરે અને પછી અમેરિકાના શહેરો ગણાવવા માડે! દેશ ઘણો વિશાળ હવાઇ ટાપુ તળભૂમિથી વિમાન માર્ગે ૨૪૦૦ માઇલ દૂર છે, પરતુ તળભૂમિમાય ન્યુયોર્ક ને સાન –ફ્રાસિસ્કોનુ અતર ઓછુ નથી વિમાનમાર્ગે ૨૫૭૨ માઇલ! ત્યાથી લોસ એન્જેલસનુ ૨૪૦૦ માઇલ શહેરની બહાર જવાનુ થાય ત્યા મહામાર્ગો શરૂ થાય નાખી નજર પહોચે નહિ એવા લાબા આ માર્ગો ચારે દિશાએ ફટાતા હોય પણ સામાન્ય રીતે વળાક આવે નહિ રસ્તાઓ એકમીજાની ઉપર જતા હોય, ઉપરથી કે નીચેથી કપાતા હોય આ

માર્ગો પર જેમ વધુમાં વધુ ઝડપની મર્યાદા, તેમ ઓછી ઝડપની પણ મર્યાદા દા ત. ૭૫ કે ૮૦ માઈલથી વધુ ઝડપે મોટર ન ચલાવી શકાય તેમ ૪૫ કે ૫૦ માઇલથી ઓછી ઝડપે પણ ન જવાય ! મુખ્ય માર્ગો છોડી બાજુમા જવુ હોય તો ઘણે દૂરથી એ દિશા તરફ જવાનો પ્રયાસ કરવો પડે વાહનના નિયમોનો ભગ થતા ૫ થી ૧૦૦ ડૉલર સુધીનો દડ થાય છે શહેરમા આપણે કોઈને લેવા જઈએ અને મકાનના દરવાજે એ હાજર ન હોય તો ગાડી ફેરવ્યા જ કરવી પડે, નહિ તો પાચ-દસ ડૉલરની 'ટિકિટ' મળી જાય !

ન્યુયોર્કમા વાહનોને પસાર થવા માટે જે ટનલો—ભોગદાઓ છે તેની વિગતો પણ જાણવા જેવી છે. 'હોલેન્ડ ટનલ' નામે ઓળખાતુ ભોગદુ હડસન નદીના પાણીની નીચે, ૯૩ ફીટ ઊડુ છે. એના બે માર્ગો આઠ આઠ હજાર ફીટથી વધુ લાબા છે ભોગદાનો ઘેરાવો લગભગ ૩૦ ફીટ છે. હવા-પ્રકાશની સુદર વ્યવસ્થા કરવામા આવી છે, આ ભોગદામા દર વરસે ૬ કરોડથી વધુ વાહનો પસાર થાય છે, એમા મોટી લોરીઓ ૫૦ લાખથી વધુ હોય છે. 'લિંકન ટનલ'મા ત્રણ માર્ગો છે. એની લબાઈ પણ લગભગ આઠ હજાર ફીટની છે આ બને ભોગદાઓ બાધવાનુ ખર્ચ અનુક્રમે ૫૭ અને ૧૮ ૩ કરોડ ડૉલર થયેલુ છે કોઇ પણ પ્રવાસીને સહજ રીતે આ ભોગદાઓમાથી પસાર થવાનો લાભ મળે છે અમેરિકામા દરેક શહેર અને રાજ્યમાં વિશાળ બાગ હોય છે ન્યુયોર્કની વચ્ચેનો પાર્ક કયા શરૂ થાય છે ને કયા પૂરો થાય છે તેની ખબર ન પડે તેટલો એ વિશાળ છે. મોટરમા અમે અહીંનહીં તેનુ અવલોકન કરી સતોષ માન્યો. આ પાર્કમા ધોળે દિવસે પણ લુટાઇ જવાનો ભય દર્શાવવામા આવે છે અમેરિકામા અને ખાસ કરીને મોટા શહેરોમા ગુનાઓનુ પ્રમાણ ચોકાવનારુ છે, છતાં આશ્ચર્ય ને આનદ ઊપજે એવુ એ છે કે સામાન્ય નાગરિક ઘણો જ પ્રમાણિક, મિલનસાર અને પરગજુ છે બેચાર મોટાં શહેરોને બાદ કરતા ઘરને તાળુ પણ મારવુ પડતુ નથી.

⁂

## ૨૩. વર્તમાનપત્રો

ન્યુયોર્કમાં બધુ જ વિપુલ પ્રમાણમા છે. જેમ રેડિયો, ટેલિવિઝન, થિયેટર, તેમ વર્તમાનપત્રો, સામયિકો અને પુસ્તકોની પ્રકાશનસંસ્થાઓ પણ અનેક છે અમેરિકામાં દૈનિક અખબારોની કુલ સંખ્યા ૧૮૦૦ છે અને તેનો કુલ ફેલાવો ૬ કરોડ નકલથી વધારે છે. રવિવારનાં પત્રો લગભગ ૬૦૦ છે અને તેનો ફેલાવો પાચેક કરોડ નકલનો છે. સાપ્તાહિકોની સંખ્યા ઘણી મોટી, આઠ હજારથી વધારે છે અને ફેલાવો લગભગ બે કરોડ છે. આપણા દેશની વસતિ અમેરિકાથી ઘણી વધારે, લગભગ સવાબે ગણી, પરંતુ અક્ષરજ્ઞાનની ખામી, કારમી કંગાલિયત અને વાચનની ટેવ ઓછી હોવાને કારણે અમેરિકાની સરખામણીમાં આપણા આંકડા કેટલા કંગાળ લાગે? આપણે ત્યાં એક લાખથી વધારે જેનો ફેલાવો હોય એવા દૈનિક માત્ર ત્રણ છે, સાપ્તાહિક એક છે, માસિક એક છે, જ્યારે અમેરિકામા તો એક લાખ નકલનો ફેલાવો બહુ સામાન્ય ગણાય. ન્યુયોર્કમા દસેક અખબારો ૪ થી ૨૫ લાખ સુધીનો ફેલાવો ધરાવે છે. શિકાગો, બોસ્ટન, ડેટ્રોઇટ, લોસ એન્જલ્સ, ફિલાડેલ્ફિયા, સાનફ્રાન્સિસ્કો, પિટ્સબર્ગ, બાલ્ટીમોર, અને સેન્ટ લૂઈસ વગેરે શહેરોમાં ૩ થી ૧૦ લાખનો ફેલાવો ધરાવતા દૈનિકો છે અમુક શહેરોમાં એવાં દૈનિકો પાંચ પાંચ પણ છે. આમ છતા અમેરિકાના વર્તમાનપત્રોને અમુક મર્યાદાઓ પણ છે મોટા ભાગના પત્રો શહેર, કાઉન્ટી કે રાજ્યની કક્ષામા જ ફેલાવો ધરાવતા હોય એમા આવતા સમાચારો અને અપાતા વિચારોમાં પણ આતરરાષ્ટ્રીય તો શું, રાષ્ટ્રીય દૃષ્ટિ પણ મળે નહિ અથવા તો બહુ ઓછી હોય. જેને અમેરિકાના રાષ્ટ્રીય અખબારો કહી

શકાય તેવાં તો બહુ ઓછાં. આવાં અખબારોમાં 'ન્યુયોર્ક ટાઇમ્સ' ઘણું આગળ પડતું ગણી શકાય. અમે જેમ વૉશિંગ્ટનમાં 'વૉશિંગ્ટ્ન પોસ્ટ'ની કચેરી જોઈ, તેમ ન્યુયોર્કમાં 'ન્યુયોર્ક ટાઇમ્સ'ની મુલાકાત લીધી



જગતના સૌથી સમૃદ્ધ ગણાતાં સામયિકો 'લાઇફ' અને 'ટાઇમ'ની આ ૫૮૯ ફીટ ઊંચી ઇમારતમાં કાચ અને ધાતુનો વિશેષ ઉપયોગ થયો છે.

★

'ન્યુયોર્ક ટાઇમ્સ' ને અમેરિકાનું સૌથી મોટું અખબાર જરૂર ગણી શકાય, પરંતુ ફેલાવામાં તેનો નંબર પહેલો નથી ન્યુયોર્ક શહેરમાં પણ તેનું સ્થાન દૈનિકોમાં ત્રીજું અને રવિવારની આવૃત્તિમાં બીજું આવે. શિકાગોનું 'શિકાગો ટ્રિબ્યુન' પણ તેનાથી વધુ ફેલાવો ધરાવે છે. અમેરિકામાં સૌથી વધુ ફેલાવો છે 'ન્યુયોર્ક ન્યૂઝ'નો. દરરોજની ૨૦—૨૧ લાખ નકલ અને રવિવારની ૩૬ લાખ. એની સરખામણીમાં 'ન્યુયોર્ક ટાઇમ્સ' દરરોજ ૬—૭ લાખ અને રવિવારે ૧૩ લાખ, પરંતુ ૨ રીતે 'ટાઇમ્સ' પ્રતિષ્ઠિત, દમામદાર અને સમૃદ્ધ, જ્યારે 'ન્યૂઝ'

એની સરખામણીમા ફરફરિયુ લાગે 'ન્યૂયોર્ક ટાઇમ્સ'ની કચેરીમાં અમે અર્ધો દિવસ ગાળ્યો હતો પહેલેથી ગોઠવણ કર્યા પ્રમાણે અમારી સાથે બીજા પાચ પત્રકારો હતા જર્મની, સ્પેન, ઈંગ્લાડ અને જાપાનથી તેઓ આવ્યા હતા અમે 'ટાઈમ્સ'ના જગી મકાનના લગભગ દરેક વિભાગોમા ફર્યા શરૂઆતમાં અને છેવટે સપર્ક અધિકારી સાથે આવશ્યક પ્રશ્નોત્તરો થયા 'લૉરિગ્ટન પોસ્ટ'ના સચાલન અને સપાદન અગે જે લખ્યુ છે તે ઘણુ ખરુ 'ટાઇમ્સ'ને પણ લાગુ પડે છે એટલે તેનો ઉલ્લેખ જરૂરી નથી ટાઇમ્સનો આરંભ ૧૮૫૧મા થયો છે અત્યારે તેના જે પ્રકાશક છે તે ૧૯૩૫થી એ જવાબદારી ને અધિકાર ધરાવે છે. 'ટાઇમ્સ' દુનિયાભરની સમાચારસસ્થાઓના સમાચારો મેળવે છે અને મહત્ત્વના સ્થળે તેની ખાસ કચેરીઓ પણ છે કેવળ તત્રીવિભાગમા—ન્યુયોર્કનીજ કચેરીમા ૧૦૦૦ જેટલા કાર્ય કરો છે વિદેશમા ખબરપત્રીઓની સખ્યા ૧૫૦થી વધારે છે શહેરમા, પરામા અને અમેરિકાના બીજા ભાગોમા સખ્યાબધ વૃત્તાતનિવેદકો છે.

'ટાઇમ્સ' પાસે ટેલિવિઝન છે અને રેડિયો સ્ટેશન પણ છે દર પાચ મિનિટે ત્યાથી સમાચાર વહેતા થાય છે કચેરીની વચ્ચે આ સ્ટેશનો જોઈને આપણને 'આકાશવાણી'ના કોઇ મથકનો જ ખ્યાલ આવે રસ્તા પર વીજળી દ્વારા સમાચારો વહેતા મૂકવાની ખાસ વ્યવસ્થા છે 'ટાઈમ્સ'ની મુખ્ય કચેરીમા કપોઝ, મશીન વગેરે ખાતામા ૩૨૦૦થી વધુ માણસો કામ કરે છે જાહેરખબર અને વ્યવસ્થામા ૧૨૦૦થી વધુ માણસો છે બહારગામની ગણતરી આમા થતી નથી ૧૨૫ જેટલા ટાઇપસેટીંગ મશીન છે, ૧૧૦ પ્રેસ યુનિટ છે, ૧૨ સ્ટીરીઓ-કાસ્ટિંગ મશીન છે દર વરસે ન્યૂસપ્રિન્ટનો વપરાશ ૨ લાખ ટનથી વધારે છે, આપણે ત્યા આખા દેશના બધા જ અખબારોનો વપરાશ એક લાખ ટનથી ઓછો છે! એક વર્ષમા શાહી વપરાય છે ૩૨૦૦ ટન! ખર્ચના આકડાઓ જાણવા છે? વાર્ષિક પગાર ચુકવાય છે સાડાત્રણ કરોડ ડોલર એટલે કે લગભગ ૧૭ કરોડ રૂપિયા ન્યૂસપ્રિન્ટનુ ખર્ચ

છે ~૮, કરોડ ડૉલરનું, શાહીનું ૪ લાખ ડૉલરનું આપણને સહેજે પ્રશ્ન થાય કે ૧૦ કે ૨૦ સેન્ટની નકલમાં આ ખર્ચ પોસાય શી રીતે? 'ન્યુયોર્ક ટાઈમ્સ'ના ચાલુ અંકના સરેરાશ ૬૦ પાના હોય છે અને રવિવારના અંકના ૪૦૦ પાના! આ અંકનું વજન પ રતલ હોય છે! 'ન્યુયોર્ક ટાઈમ્સ'નું પ્રેસ એના બધા યુનિટો સાથે ૪૮ પાનાની ૪ લાખ નકલ દર કલાકે છાપવાની શક્તિ ધરાવે છે

જેવા ખર્ચના આંકડા જંગી છે તેવા જ કે તેથીય વધારે જાહેર ખબરની આવકના આંકડાઓ છે અમેરિકાનું કોઈ અખબાર 'ટાઈમ્સ' જેટલી જાહેર ખબર મેળવી શકતું નથી વરસે ૬૦ કરોડ લીટી અથવા ૨૨ હજાર પાના જાખ આવે છે ન્યુયોર્ક શહેરના તમામ અખબારોની કુલ જાખના આ ૩૦ ટકાથી વધુ છે એના પછીના અખબાર કરતા ૬૩૦૦ પાના વધુ જાખ 'ટાઈમ્સ'ને મળે છે 'ટાઈમ્સ'નો ચાલુ અંક ૫૦-૬૦ પાનાનો હોય તેમા ૪૦ કે તેથી વધુ પાના તો જાખ! રવિવારના એક અંકમા અમે ૨૫૦થી વધુ પાના જાખના ગણ્યા હતાં પછી અમે થાકીને ગણતરી છોડી દીધેલી! આપણે ત્યા સામાન્ય રીતે જાહેરખબરની સાથે ઓછુ કે વધુ વાચન હોવુ જ જોઈએ ટચુકડી અથવા તો નોટિસની કહેવાય છે તે જાખના જ એક કે બે પાના આખા આવે જ્યારે ત્યા તો ૪૦, ૬૦, ૮૦ પાનાની જાખની જ પૂર્તિ! કોઈ પણ ઉદ્યોગ-ધંધો, બજાર કે પરચુરણ દુકાનોની આખી પૂર્તિ જ બનાવવામાં આવે જાખ સિવાય બીજું કંઈ એમા મળે જ નહિ અને તોય એ વેચાય ને વંચાય રોજનું ૬૦ પાનાનું અને રવિવારનું ૪૦૦ પાનાનું અખબાર સાચવે કોણ? ત્યા કોઈ પસ્તી ભેગી કરતુ નથી! છાપું વાચ્યા પછી ત્યા જ છોડીને ચાલી જવાની સૌને ટેવ છે ખરી વાત તો એ છે કે જે વિભાગમા જેને રસ હોય તે વિભાગના જ પાના તે રાખે ને બાકીના ત્યા જ મૂકી દે 'ટાઈમ્સ'ની રવિવારની આવૃત્તિમા તો સચિત્ર સાપ્તાહિકો જેવી બે-ચાર પૂર્તિઓ પણ હોય આપણે ત્યા રતલ રતલ

કાગળનો હિસાબ રાખવો પડે ને આપવો પડે, ત્યાં હજારો નહિ, લાખો ટનનો બગાડ થાય એ હાલત છે 'ન્યુયોર્ક ટાઇમ્સ' જેના તો કાગળની મિલ પણ ધરાવે કેટલાક અખબારોના કાગળો મિલમાંથી સ્ટીમર દ્વારા સીધા ગોદામમાં જ ઊતરે ! ગોદામની પાછળ નહેર હોય ને ત્યાં સ્ટીમર આવી શકે !

વર્ણન કરતાં પાર આવે એવું નથી, પણ અખબારોની સમૃદ્ધિ જેટલી છે તેટલું તેનું ધોરણ અમને ઊંચું ન લાગ્યું નૈનિકો અને તેની રવિવારની આવૃત્તિઓમાં આંતરરાષ્ટ્રીય સમાચારને મહત્ત્વ આપે એવાં તો બહુ જ થોડાં ન્યુયોર્ક ટાઇમ્સ, ક્રિશ્ચિયન સાયન્સ મોનીટર, ન્યુયોર્ક હેરલ્ડ, ટ્રિબ્યુનન, વૉશિંગ્ટન પોસ્ટ, શિકાગોનું સન ટાઇમ્સ વગેરે તેમાં આવે બીજાં થોડાંક રાષ્ટ્રીય એટલે કે અમેરિકાના સમાચારોને મહત્ત્વ આપે, બાકીનાં મોટા ભાગનાં અખબારો પોતાના સ્થાનિક પ્રશ્નોમાં જ રાચતાં હોય આમાં પણ મોજશોખ રમતગમત, સામાજિક બાબતો અને ગુનાઓના સમાચારોની વિશેષતા અ પણ મન ભાગી જાય આ બધું જોઈને જો તુલના જ કરવી હોય તો આપણું ધોરણ એમનાથી ઊંચું લાગે એટલું નમ્રતાપૂર્વક કહેવું જોઇએ અમે તો દરેક જગ્યાએ આ અભિપ્રાય ઉચ્ચાર્યો અમેરિકાનાં વિરાટ કે રાક્ષસી અખબારોની સરખામણીમાં 'જન્મભૂમિ' ક્યાં ? છતાં અમારા કોઈ પણ અ કની સમાચાર-સામગ્રી અને તંત્રીલેખ, નોંધ ખાસ લેખો વગેરે હું એમને બતાવતો ત્યારે તેઓ આશ્ચર્ય અનુભવતા હતા આનું એક કારણ તો એ હતું કે કેટલાક લોકોને ભારતની વર્તમાન સ્થિતિનો કશો ખ્યાલ જ નહોતો દેવદેવીઓ ભૂતપ્રેત અને જંગલી પ્રાણીઓની વચ્ચે અથવા તો બધી રીતે અત્યંત કંગાળ અવસ્થામાં આપણે જીવીએ છીએ એવી માન્યતા તેઓ ધરાવતા હતા કેટલાક સાધા લોકો તો એમ પણ પૂછે કે તમે રેફ્રીજરેટર જોયું છે ? તમારે ત્યાં રેડિયો છે ? ટેલિફોન છે ? તમારાં અખબારો શાના પર છપાય છે ?

ભારતની સાચી સ્થિતિની સમજણ અંગે આપણને બે છેડાના માણસો વધુ પ્રમાણમાં મળે. અમુક માણસો આપણે આશ્ચર્ય પામીએ એટલું વ્યાપક અને તલસ્પર્શી જ્ઞાન ધરાવતા માલૂમ પડે અને અમુક ઉપર કહ્યું તેવા તદ્દન અજ્ઞાન. સામાન્ય રીતે સારું જ્ઞાન ધરાવનારની સંખ્યા ઓછી, પરંતુ આવી સ્થિતિ ભારત વિષે જ છે એવું નથી. તેઓ પોતાના વ્યવસાય, આનંદપ્રમોદનાં સાધનો તથા સમસ્યાઓમાં એટલા ઓતપ્રોત હોય છે કે જે બાબતો સાથે એમનાં રાષ્ટ્રીય જીવનને સીધો સંબંધ ન હોય તે વિષે બહુ જાણે નહિ. રશિયા વિષેનું જ્ઞાન અસાધારણ, અલબત્ત, એકપક્ષી વિશેષ. એવું જ પૂર્વ યુરોપના દેશો તથા ચીન વિષે. સામ્યવાદી શાસનને અતિ ભયાનક તેઓ માને ભારત પ્રત્યે સહાનુભૂતિ મુખ્યત્વે બે કારણેઃ એક તો એ ગાંધી ને નહેરુનો દેશ અને બીજું કારણ એ સામ્યવાદી નથી, ચીન સામ્યવાદી હોવા છતાં ! વિરોધની લાગણી પણ અમુક પ્રમાણમાં ખરી. અમુક વર્ગ એમ માને કે આપણે તટસ્થતાનું અભિમાન રાખીએ છીએ ને બે સત્તાજૂથો વચ્ચે પોતાનું મહત્ત્વ સ્થાપવા મથીએ છીએ! બીજી માન્યતા એવી છે કે આંતરરાષ્ટ્રીય સામ્યવાદ વિષે આપણા અજ્ઞાનનો પાર નથી ! આપણે જેને તટસ્થ ને સ્વતંત્ર વિદેશનીતિ કહીએ છીએ તેની રક્ષા આપણા બળને કારણે નહિ, પરંતુ સામ્યવાદ અને આપણી વચ્ચે અમેરિકની અનર્ગળ શસ્ત્રસામગ્રી પડી છે તે કારણે છે ! અમને કેટલાક લોકોએ ચોખ્ખું જ કહ્યું કે આપણે તટસ્થ રહી શકીએ છીએ, કારણ કે અમેરિકા તટસ્થ નથી !

સામાન્ય પ્રજાના રાજકીય વિચારોનું ઘડતર ત્યાં અખબારો, ટેલિવિઝન અને રેડિયો દ્વારા સારા પ્રમાણમાં થાય છે. કેટલાક દાખલામાં તો એમ જોયું કે અમુક માણસ અમુક અખબારનો વાચક હોય તો તેના વિચારો પણ એ જ પ્રકારે ઘડાયા હોય. વૃત્તપત્રોની આ મર્યાદા જણાવ્યા પછી અમેરિકાના માનસઘડતરમાં વ્યાપક નહિ તો ઊંડી અસર કરનારાં સામયિકોની નોંધ અહીં લેવી જોઈએ. સાપ્તાહિકો, પાક્ષિકો, માસિકો,

ત્રૈમાસિકો, હજારોની સંખ્યામાં અને હજાર જાતના વિષયોમા ત્યા પ્રગટ થાય છે. આમા મોટી સખ્યાનુ ધોરણ મતોષજનક રીતે ઊચુ હોય છે આ સામયિકો દ્વારા અમેરિકાની પ્રજા ઘણુ જ્ઞાન મેળવે છે એમ કહીએ તો ખોટુ નથી રાજકારણ અને અર્થકારણને સ્પર્શતા સામયિકો આતરરાષ્ટ્રીય દૃષ્ટિ ધરાવે છે, એટલુ જ નહિ, પરતુ તેમા ઊડો અભ્યાસ અને પૃથક્કરણશક્તિ પણ આપણને જોવા મળે અખબારોમાં ખાસ કટારલેખકોમાથી કેટલાકને આ કક્ષામા મૂકવા જોઇએ આ બાબતમા આપણે સારી પેઠે પાછળ છીએ એવુ જ છે પુસ્તકો વિશે માહિતીદર્શક અને વિવેચનાત્મક પુસ્તકોનો ત્યા પાર નથી આપણા પ્રશ્નો વિશે અભ્યાસ કરવા માટે ત્યા જેટલા પુસ્તકો ઉપલબ્ધ છે તેટલા કદાચ અહીં પણ નથી. સામયિકો અને પુસ્તકો હજાર પ્રકારના ત્યાં પ્રગટ થાય છે એટલે જેને જેમા રસ હોય તે જ તે વાચે ને એ પ્રકારનુ જ જ્ઞાન મેળવે એ સ્વાભાવિક છે.

ન્યુયોર્કમા વ્યાપાર–ઉદ્યોગ સાથે સકળાયેલા અને ભારતમા અનેક વાર આવી ગયેલા કેટલાક લોકોને અમે મળ્યા. તેઓ ભારત પ્રત્યે ઊડી સહાનુભૂતિ અને મૈત્રી ધરાવતા માલૂમ પડયા એમ એવા માણસો પણ હતા, જેઓ અમેરિકાના કરતા ભારતની જીવનપદ્ધતિને વધુ પસદ કરતા હતા. કેટલાક કુટુબોનો પરિચય પણ ત્યા થયો અમે બને સાથે હતા તેથી આ પરિચય છેક રસોડા સુધી ને તેમના સામાજિક ને કૌટુમ્બિક પ્રશ્નો સમજવા સુધી પહોચી શકતો હતો એક સજ્જને અમને સારી રસ્ટોરાંમા ભોજન માટે નિમત્ર્યા હતા એમના પત્ની અને એક મિત્રયુગલ સાથે હતા રેસ્ટોરા ખાસ પસદ કરી હતી જો કે અમારે તો ત્યા બાફેલુ ને કાચુ જ ખાવાનુ હતુ ! ભોજનની કિંમત વિષે થોડુ જાણવા જેવુ છે. એકની એક ચીજ બટન દબાવીને યત્રમાથી મેળવી શકાય, કોઇ રેસ્ટોરામા જાતે ટ્રે અને રકાબીઓ લઈ મનપસદ રીતે ઉતરાવી શકાય, રેસ્ટોરામા બેસીને ટેબલ પર મંગાવી શકાય, ખાસ ટેબલ રોકી વધારે દમામ રાખી શકાય, સુંદર સ્થળ, ઊચી ઇમારત અને ભપકાબધ

રેસ્ટોરાં પસંદ કરી ખાસ માણસોની સેવા મેળવીને ભોજન લઈ શકાય. ભોજનની સામગ્રી એકની એક, સ્વચ્છતા પણ પૂરી, પરંતુ કિંમતમાં આસમાન-જમીનનો તફાવત. બાફેલા કે કાચાં શાક અમે ૫૦ સેન્ટથી માંડીને ૮ ડૉલર એટલે કે લગભગ ૪૦ રૂપિયા સુધીનું બિલ ચૂકવીને આરોગ્યાં છે. અલબત્ત, કોઇના મહેમાન બનીને ! જાતે બિલ આપવાનું હોય ત્યાં તો બટન દબાવવાથી ખાવાનું આપતા ઑટોમેટને જ પહેલી પસંદગી મળે !

અમેરિકામાં જો આપણે સંકોચ છોડીએ અને તેઓ એ ઊડાવવાનો પ્રયાસ પણ કરે, તો એકબીજા વિષે ઘણું જાણી શકાય. જે સજ્જનનો અહીં ઉલ્લેખ કર્યો છે તેમણે અમને લગ્ન, કુટુંબ, સામાજિક રીતરિવાજો વિષે ઘણું પૂછ્યું. અમે પણ એમનાં પ્રથમ મિલનની, લગ્નની ને તે પછીના અનુભવોની નિખાલસ વાણી સાંભળી. સુંદર પ્રેમકથા થાય એવી એ વાતો હતી. આપણે ત્યાં સામાન્ય લોકોમાં એવી અસર પ્રવર્તે છે કે યુરોપ-અમેરિકામાં લગ્ન એ 'સંસ્કાર' નહિ પણ 'કરાર' છે એટલે, તેમાં પવિત્રતા ને ગંભીરતાનું પ્રમાણ ઓછું હોય છે; પરંતુ અમારાં અવલોકનમા આ વિધાન સાચુ સાબિત નથી થયું. છૂટાછેડા ને પુનર્લગ્નનુ પ્રમાણ આપણાથી ત્યાં વિશેષ છે, પરંતુ મધુર ને સ્થિર લગ્નજીવનનું પ્રમાણ એથી અનેકગણું વધારે છે.



## ૨૪. રાષ્ટ્રસંસ્થા

સંયુક્તરાષ્ટ્રસંસ્થાની કચેરીઓ, ખાસ સમિતિની બેઠકો અને અન્ય પ્રવૃત્તિઓનું અવલોકન કરવાની અમને ત્યાં ઉત્તમ તક મળી ગઈ રાષ્ટ્રસંસ્થાના અખબારી વિભાગના એક અધિકારી પરનો પત્ર લઈને અમે ત્યાં પહોંચ્યા હતા એમણે અમને વિવિધ પ્રકારના પ્રવેશપત્રો આપીને લગભગ સર્વ પ્રકારની પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કરવાની સગવડ કરી આપી અમે જ્યાં સુધી ન્યુયોર્કમાં રહીએ ત્યાં સુધી વારંવાર ત્યાં જઈ શકીએ એવી એ સગવડ હતી અખબારી પ્રતિનિધિઓને માટે આધુનિકતમ સામગ્રીથી ગાડીને લખવાના સાધનો, ટાઇપરાઇટર, અલાયદી બેઠકો, દુનિયાભરના અખબારો, તાર ટેલિફોન બધું સરલતાઇથી મળી શકે એવી સગવડ છે રાષ્ટ્રસંસ્થાની કચેરીઓના આ જૂથને નાનું સરખું નગર કહીએ તોય ચાલે એ મેનહટનની પૂર્વમાં, કિનારા પર આવેલું છે. દૂરથી એની ઇમારત ધ્યાન ખેંચે છે નજીક જતાં દુનિયાભરના રાષ્ટ્રોના ધ્વજ અને આસપાસનું વાતાવરણ વૈવિધ્યમાં એકતાનું દર્શન કરાવે છે પહેલી જ નજરે આપણે એની ભવ્યતાની અસરમાં આવી જઈએ છીએ અંદર દાખલ થયા પછી તો ભૂલી જ જવાય છે કે અમેરિકાના સૌથી મોટા નગરના કોઈ સ્થળમાં આપણે છીએ અમેરિકાની અસર જરૂર છે, છતાં આંતરરાષ્ટ્રીય વાતાવરણનો તત્કાળ અનુભવ થાય છે પ્રવાસી પ્રેક્ષકો હજારોની સંખ્યામાં ત્યાં આવે છે પદ્ધતિસરની 'ટૂર' માં બધું જોઈ શકાય છે અમે સ્વતંત્ર રીતે, અખબારી કચેરી દ્વારા અને આ ટૂરમાં એમ ત્રણેય રીતે ત્યાં ઘૂમ્યા સવારના ૧૦ વાગે ગયા હતા, સાંજે ૭ વાગે પાછા ફર્યા મોટા રાજમહેલો ઝાંખા લાગે

એની ઇમારત છે બધુ શાત ને વ્યવસ્થિત છતા પ્રવૃત્તિશીલ, કલાત્મક છતા ઉપયોગની દષ્ટિનાળુ, ધણુ સમૃદ્ધ છતા વધુ પડતી ઝાકઝમાળથી મુક્ત, કાર્યકરો પણ નમ્ર ને મિતનસાર સામે ઊભા રહીએ તો મિત્રોને મળતા હોઇએ એવુ લાગે આ નગરમા પણ તમામ પ્રકારની વ્યવસ્થા છે સ્વચ્છ ને સરસ ભોજન તથા નાસ્તાની અને આરામની સગવડ છે

રાષ્ટ્રસસ્થાના આ મુખ્ય મથકના મકાનો ૧૯૫૨મા પુરા થયાં છે એમાં અનેક દેશની ઉત્તમ ભેટો સઘરાયેલી છે અને સ્વાભાવિક રીતે અમેરિકાનો હિસ્સો સૌથી મોટો છે જીનિવામા અમે રાષ્ટ્રસઘનુ મથક જોવા ગયા હતા એ સુદર ને સગવડભર્યુ હતુ, પરતુ આની તોલે એ સુદરતામાં, વિશાળતામા, ભવ્યતામા કે ઉપયોગિતામા આવી શકે નહિ પહેલા વિશ્વયુદ્ધને અતે વિજેતા રાષ્ટ્રોની શાતિઝખનામાથી રાષ્ટ્રસઘનુ સર્જન થયુ હતું તે પછી એ સસ્થા નિષ્પ્રાણ બની ગઈ બીજા વિશ્વયુદ્ધ પછી શાતિની ઝખના બળવત્તર બની અને રાષ્ટ્રસઘની નબળાઈઓ લક્ષમા લઇ નવી સસ્થાની રચના કરવામા આવી માનવજાતના સદ્ભાગ્યે એ અનેક ઝઝાવાતો સામે ટકી શકી છે એટલુ જ નહિ, પરન્તુ સમય જતા મજબૂત થતી જાય છે અને જગતની મહાસત્તાઓ પર પણ પ્રભાવ નાખી શકે છે ૧૯૪૫ થી ૧૯૬૦ સુધીના ૧૫ વર્ષોમા રાષ્ટ્રસસ્થાએ વિશ્વશાતિ સિદ્ધ નથી કરી કે યુદ્ધને દારવામા પણ તેને સફળતા મળી નથી પરતુ યુદ્ધની જ્વાળાઓ અટકાવવામા ક્યાક તણખા ઝર્યા હોય તો તેને ઠારવામાં, ઉદ્દડ રાષ્ટ્રની સામે વિશ્વનો લોકમત ઊભો કરવામા એણે અસાધારણ કાર્ય કર્યુ છે અને આ સસ્થાની રચનાત્મક કાર્યની જે શાખા–પ્રશાખાઓ છે તે તો સાચેસાચ મહાન આશીર્વાદ જેવી છે અમે આ બધુ દૂરથી પણ જાણતાં હતા, પરતુ એને સગી આખે જોવુ, એ વાતાવરણની વચ્ચે થોડો સમય પણ રહેવુ, એના કાર્યવાહકો સાથે વાતો કરવી જરા અવકાશ વાપરીને કહીએ તો એનો સ્પર્શ પામવો એ તદ્દન નિરાળી ને વધુ અસરકારક બાબત છે



જે સમિતિના આશ્રયે માનવકલ્યાણની અનેક પ્રવૃત્તિઓ થાય છે તે 'ઇકોનોમિક ઍન્ડ સોશિયલ કાઉન્સિલ'ના સભાખંડ: આમાં 'ઠંડું' કે 'ગરમ' યુદ્ધ ચાલતું નથી.



આ છે રાષ્ટ્રસંઘની મહાસમિતિ-જનરલ એસેમ્બ્લીનો સભાખંડ. રાષ્ટ્રસંઘના તમામ સભ્યો અહીં સમાન અધિકારથી બેસી શકે છે ને મત [illegible]



આખા જગતનું ધ્યાન ખેંચતી રાષ્ટ્રસંસ્થાની સલામતીસમિતિનો આ સભાખંડ છે. વચ્ચે દીવાલ પર જે ચિત્ર છે તે આવતી કાલની દુનિયા વિષે માનવી કેવી અભિલાષાઓ સેવી રહ્યો છે તેનો ખ્યાલ આપે છે.

આ સંસ્થામાં અમે માત્ર એક જ દિવસ ગાળી શક્યાં તેનો અફસોસ હજીયે મનમાં રહી ગયો છે. બીજે દિવસે આમ તો નાની, પરંતુ, પ્રવૃત્તિની દૃષ્ટિએ લાચાર બનાવી મૂકે એવી માંદગીમાં હું સપડાઈ ગયો હતો. આમ છતાં એક દિવસમાં જે જોયું છે તેની છાપ ચિરકાળ ટકી રહે એવી ઘેરી છે. રાષ્ટ્રસંસ્થાની વિવિધ કચેરીઓ ને બધી ઈમારત તો આકર્ષક છે જ, પરંતુ અમે ગયાં ત્યારે ત્રણ સમિતિઓની બેઠક ચાલતી હતી તેમાં હાજર રહેવાનો લાભ મળ્યો, એનું મૂલ્ય વિશેષ છે. આ સમિતિઓ શી રીતે કામ કરે છે, તેની કાંઈક ઝાંખી ત્યાં થઈ શકી. તે દિવસે 'ધી ઈકોનોમિક એન્ડ સોશિયલ કાઉન્સિલ'ની બેઠક હતી. 'ધી ટ્રસ્ટીશીપ કાઉન્સિલ' સમક્ષ બ્રિટનની રખેવાળીમાં રહેલા પ્રદેશોની ચર્ચા હતી. ત્રીજી એક પેટાસમિતિની બેઠક હતી. આ સમિતિઓના સભાખંડો જોવા તે પણ એક લહાવો છે. અહીં ત્રણ ચિત્રો મૂક્યાં છે તે એનો કંઈક ખ્યાલ આપશે. આ મહાન સંસ્થાના ઉદ્ભવનો વિચાર યુદ્ધ દરમિયાન શરૂ થયો હતો. ૧૯૪૪ના ઑક્ટોબરથી મંત્રણાઓ થવા માંડી હતી. ૧૯૪૫ ના ઑક્ટોબરની ૨૪મી તારીખે તેની રચના થઈ. આ દિવસ 'રાષ્ટ્રસંસ્થાદિન' તરીકે જગતભરમાં પાળવામાં આવે છે. આ દિવસે એના ખતપત્ર પર સહીસિક્કા કરવામાં આવ્યાં છે. આ ખતપત્રે શાંતિ જાળવવામાં અથવા યુદ્ધ અટકાવવામાં મોટો ફાળો આપ્યો છે. ૫૦ થી શરૂ થઈ આજે ૮૨ રાષ્ટ્રો તેના સભ્ય છે. આ પુસ્તક પ્રગટ થશે ત્યારે આ આંકડો એકસો સુધી પહોંચવાની ધારણા છે. જે રાષ્ટ્રો સંસ્થામાં નથી તેના પર પણ તેનો પ્રભાવ પડે છે.

રાષ્ટ્રસંસ્થાની સ્થાપનામાં અમેરિકાનો હિસ્સો બધી રીતે ઘણો મોટો છે. આ સંસ્થાનાં ૬ મુખ્ય અંગો છે : જનરલ એસેમ્બ્લી, સિક્યૂરિટી કાઉન્સિલ, ઈકોનોમિક એન્ડ સોશિયલ કાઉન્સિલ, ટ્રસ્ટીશીપ કાઉન્સિલ, ઈન્ટરનૅશનલ કોર્ટ ઑફ જસ્ટિસ અને સેક્રેટરીએટ : કોઈ મોટા રાજ્યનું હોય એવું એનું સચિવાલય છે. મહામંત્રી એમાં મુખ્ય સ્થાને છે. ૪ હજારથી વધુ માણસો એમાં કામ કરે છે. અમેરિકાવાસી-

ઓની સંખ્યા વધારે છે, કારણ કે મથક ન્યુયોર્કમાં છે, છતાં અને દેશોના કાર્યકરો એમાં કામ કરે છે. સામાન્ય કાર્યકરથી માંડીને મોટ કોઈ પણ અધિકારીએ પોતાના દેશની સરકારના સૂચન પ્રમાણે ત્ય વર્તવાનું નથી, રાષ્ટ્રસંસ્થાની હકૂમત તેણે માન્ય રાખવાની છે ને તેન હિતને જ પ્રાધાન્ય આપવાનું છે. જનરલ એસેમ્બ્લી મુખ્ય અંગ છે બધા દેશો તેના સભ્યો છે. દરેકને એક મતનો અધિકાર છે. સિક્યુરિટ કાઉન્સિલ સત્તાની દૃષ્ટિએ વધુ મહત્ત્વનું અંગ ગણાય. આ કારણે ક એમાં અમેરિકા, રશિયા, બ્રિટન, ફ્રાન્સ, અને ચીન કાયમી સભ્યો દે ને વીટોનો અધિકાર ધરાવે છે. બીજા ૬ સભ્યો દર બે વરસ માં ચૂંટાય છે. ઇકોનોમિક એન્ડ સોશિયલ કાઉન્સિલ, રાષ્ટ્રસંસ્થાન વિવિધ એજન્સીઓ એટલે કે પેટાસંસ્થાઓને એકસૂત્રે બાંધે છે અને તેને પ્રેરક બને છે. એના ૧૮ સભ્યો છે. દર ત્રણ વર્ષે માં ૭–૭ની ચૂંટણી થાય છે. ટ્રસ્ટીશીપ કાઉન્સિલ યુદ્ધને અંતે જુદા જુદા દેશોને સોંપાયેલા દસ પ્રદેશો સ્વશાસન અને સ્વતંત્રતા પ્રાપ્ત કરે એવી અપેક્ષ સાથે તેની દેખરેખ રાખે છે. આ સમિતિના ૧૪ સભ્યોમાં ૭ ટ્રસ્ટ દેશોના અને ૭ બીજા દેશોના છે. ઇન્ટરનેશનલ કોર્ટ ઓફ જસ્ટિસ દેશ દેશ વચ્ચેના ઝઘડામાં ચુકાદો આપે છે અને રાષ્ટ્રસંસ્થા તરફથી કોઈ પ્રશ્નમાં અભિપ્રાય કે સલાહ માંગવામાં આવે તો તે આપે છે; એમ ૧૫ ન્યાયમૂર્તિઓ કામ કરે છે.

રાષ્ટ્રસંસ્થામાંથી પ્રગટેલી અને લોકકલ્યાણની પ્રવૃત્તિ કરતી, વિકાસ પામેલી 'એજન્સીઓ' વિષે ખાસ જાણવું જોઈએ આવી એજન્સીઓમા ખોરાક અને ખેતીવાડીની સસ્થા, જહાજી સંસ્થા, વિશ્વબેંક અને વિકાસ સંસ્થા, વિમાની સંસ્થા, કામદાર સંસ્થા, વિશ્વભંડોળ, શિક્ષણ, સરકાર ને વિજ્ઞાન માટેની સંસ્થા વગેરેનો સમાવેશ થાય છે. આ સંસ્થાઓનું સભ્યપદ મરજિયાત ધોરણે છે. એના વાર્ષિક અંદાજપત્રો તૈયાર થાય છે અને તે કરોડોનાં હોય છે. દા. ત. અનાજ અને ખેતીવાડીમાં ૭૮ સભ્યો છે અને ૪૦ કરોડ રૂપિયાનું અંદાજપત્ર છે. શિક્ષણ, વિજ્ઞાન,

સરકાર માટે યુનેસ્કોના ૮૦ સભ્યો છે અને ૧૦ કરોડ રૂપિયાનું અંદાજપત્ર છે વિશ્વઆરોગ્યમાં ૮૫ સભ્યો ને ૧૫ કરોડ રૂપિયાનું અંદાજપત્ર છે આ સંસ્થાઓની કામગીરી શાંતિનો સાચો પાયો બની રહે છે આ સંસ્થાએ ૧૦૨ દેશોમાં ૧૨,૦૦૦ થી વધુ નિષ્ણાતોને મદદ આપવા મોકલ્યા છે ૧૭ હજારથી વધુ શિષ્યવૃત્તિઓ એણે આપી છે ૮૪ દેશોએ એનો લાભ લીધો છે એકબીજા દેશો સાથે સંકળાયેલી નદીઓના બંધોનું એણે મોટું કામ કર્યું છે યંત્રો માટે ૨૦૦ જેટલી લોનો ૪૭ દેશોને અપાઈ છે, જેની રકમ થાય છે ૨૭૩ કરોડ ડૉલર અણુશક્તિના શાંતિમય ઉપયોગ માટેની પ્રવૃત્તિ એ કરે છે ૨૦ લાખ જેટલા નિર્વાસિતોના પુનર્વસવાટનું કામ આ સંસ્થાઓ દ્વારા થયું છે. આ ઉપરાંત અનેક ક્ષેત્રે એણે આરોગ્ય-સુધારણા ને વિકાસની પ્રવૃત્તિ પણ કરી છે

રાષ્ટ્રસંસ્થાના અંદાજપત્રના આંકડા જોઈએ મુખ્ય કચેરીઓ માટે દર વરસે ૫૫ કરોડ ડૉલર ખરચાય છે ખાસ એજન્સીઓ માટે ૪૯ કરોડ ડૉલર, કટોકટીના લશ્કરી દળ માટે ૨૫ કરોડ ડૉલર, અન્ય સેવાઓમાં ૧૧૭ કરોડ ડૉલર કુલ રકમ ૨૪૬ કરોડ ડૉલરની થાય છે તેમાં અમેરિકાનો ફાળો ૯૮ કરોડ ડૉલરનો છે અમેરિકાની દરેક વ્યક્તિ આ કાર્યમાં ૫૬ સેન્ટ આપે છે એમ કહી શકાય રાષ્ટ્રસંસ્થાની કચેરીઓના આ મુખ્ય મથકને બાંધવામાં પણ અમેરિકાનો હિસ્સો સૌથી વધારે છે ૧૯૫૨માં આ મથકનું બાંધકામ પૂરું થયું આ માટે અમેરિકાએ વગર વ્યાજે ૬૫ કરોડ ડૉલરની લોન આપી છે અને જોન ડી રોકફેલરે જમીન માટે ૮૫ લાખ ડૉલરનો ફાળો આપ્યો છે ન્યુયૉર્ક શહેરની હકૂમતે રસ્તાઓ બોગદાઓ, પાણી, વગેરે માટે ૨૬ કરોડ ડૉલર ખર્ચ્યાં છે કુલ ખર્ચ ૬૭ કરોડ ડૉલરનું થયું છે. એમાં ૬.૫ લોન છે, તે વાર્ષિક હપ્તે ભરાય છે રાષ્ટ્રસંસ્થાની કચેરીમાં ચિત્રો અને સ્થાપત્યો જોવા જેવાં છે કોઈ પણ ખંડમાં આપણે જઈએ ત્યાં અમુક દેશની અમુક ભેટ જોવા મળે કોઈએ છત આપી હોય, દીવાલની શોભા વધારી

હોય, ફર્નિચર આપ્યુ હોય આવી ભેટો સહજ રીતે કલામય ને ઉપયોગી હોય, કારણ કે એની સાથે એ દેશની પ્રતિષ્ઠા સકળાઈ જાય બધા દેશોના સક્રિય સહકારથી પ્રગટેલી ને વિકસેલી આ સસ્થા જોતા મન પર એવી છાપ તો પડે જ કે એનુ આયુષ્ય ઘણુ લાબુ હશે અને વિશ્વશાતિમા એનો હિસ્સો પણ અજોડ હશે

રાષ્ટ્રસસ્થાનુ પુસ્તકાલય જેવુ જ જોઈએ એ પછી પ્રકાશનોના વેચાણ વિભાગ જોવો જોઇએ મારે ભારત–પાકિસ્તાન વચ્ચેના ઝઘડા અગેનુ રાષ્ટ્રસસ્થાએ પ્રગટ કરેલુ કોઈ સાહિત્ય હોય તો તે જોવુ હતુ જુદી જુદી સસ્થાઓના તથા પચોના અહેવાલો તો મળે, પણ મારે જરૂર તેના સારની હતી એવુ પુસ્તક ન મળ્યુ, પરતુ પ્રેસ વિભાગે એક નાની એવી કે આપણા પુસ્તકોના માપના ૨૦૦ પાના જેટલી નોધ મને આપી આ નોધ રાષ્ટ્રસસ્થા સમક્ષ આવેલા દરેક દેશના ઝઘડાઓ અને તેમા આજ સુધીમા શુ બન્યુ છે ને આજે શી સ્થિતિ છે તેનો સાર રજૂ કરે છે ઘણી ઉપયોગી છે આ નોધ એમા રાષ્ટ્રસસ્થાની સફળતા ને નિષ્ફળતા બને સારી રીતે વાચી શકાય છે

લગભગ સૂર્યાસ્ત સમયે રાષ્ટ્રસસ્થામાથી અમે પાછા ફર્યા ત્યાર બીજે દિવસે ત્યા આવવાનો વિચાર રાખ્યો હતો એ સાજે એક સજ્જને અમને ભોજન માટે નોતર્યા હતા ન્યુયોર્કના વેજીટેરિયન લીગના આશ્રયે ચાલતા ભોજનાલયમા અમને તેઓ લઇ જવાના હતા દરેક સ્થળે અમારે માસ, ઇડા, દારૂથી ચેતતા રહેવુ પડે અને ખૂબ પૂછવુ પણ પડે આ સ્થળે અમે નિશ્ચિત મને જમી શકીશુ એમ ધાર્યું હતુ શરૂઆતમા સરસ રીતે ગોઠવેલા શાકની રકાબી જોઈ અમે આનદ અનુભવ્યો, ત્યા તો કઇક માછલી જેવુ હોય એવુ લાગ્યુ 'પૂછ્યુ તો જવાબ મળ્યો 'માસ નથી સી–ફૂડ (દરિયાઈ મેવો') છે તમે એ પણ નથી લેતા?' રકાબીઓ પાછી ગઈ પછી ફળ અને કાચા શાકની વાની આવી, તેના પર કાપીને ઈડુ ગોઠવ્યુ હતું, 'અમારી અને

યજમાનની મૂંઝવણનો પાર ન રહ્યો. છેલ્લે અમે આખાં ફળ મંગાવીને ખાધાં ને ઉપર દૂધ પી લીધું. અમેરિકામાં લગભગ દરેક સ્થળે શાકાહાર–માંસાહાર વિષે ચર્ચા થાય. તેઓ પહેલાં તો આશ્ચર્ય વ્યક્ત કરે, પૂછે કે માંસ વિના આપણે જીવી કેમ શકીએ? અમે હસીને પૂછીએ કે અમારા વિશે આપને શું લાગે છે? એ પછી ખોરાકનાં તત્ત્વોની વાતો નીકળે, ખાસ કરીને પ્રોટીન વિશે તેઓ બહુ ચિંતા વ્યકત કરે. અમે જણાવીએ કે કઠોળમાથી અમે પૂરતું પ્રોટીન મેળવી શકીએ છીએ. ધીમે ધીમે આ ચર્ચા ધર્મ સુધી પહોંચી જાય. તેઓ એમ જ માને કે માંસ, ઇંડાં વગેરે આપણે પસંદ તો કરીએ છીએ, તેની જરૂરિયાત પણ સ્વીકારીએ છીએ, માત્ર ધર્મનાં બંધનને કારણે એટલે કે જડતાને લઈ એનો ઉપયોગ કરતા નથી. અમારે દરેક જગ્યાએ સમજાવવું પડે કે ભારતના કરોડો લોકોને માંસનો બાધ નથી. ધર્મમાં બંધન છે ને નથી. અમે પરંપરાને કારણે એ વસ્તુઓનો ઉપયોગ કરતાં નથી, પરંતુ તેની પાછળ ઊંચો વિચાર પણ રહેલો છે. એ વિચાર છે જીવનના આદરનો. માણસને જીવવા માટે ખાવું તો પડે, અને જીવન તો વનસ્પતિમાં પણ છે, ત્યાં સુધી અમારી ચર્ચા પહોંચે. અમે કહીએ કે વાત સાચી છે, પરંતુ તેમાં અમે જીવનના વિકાસની દૃષ્ટિએ ભેદ કરીએ છીએ. વનસ્પતિ અલ્પ વિકસિત જીવ છે, પશુ–પંખી વધુ વિકાસ પામેલાં છે. ચર્ચા જો ઉગ્ર થાય તો અમે પૂછીએ: મનુષ્યના માંસનો ખાવામાં કેમ ઉપયોગ થતો નથી? પછી ઉમેરીએ કે મનુષ્ય-પ્રાણી સૌથી વધુ વિકાસ પામેલો જીવ છે એટલે તેમાથી આપણે મુક્ત થયા છીએ. એ જ વિચારધારાને લંબાવીને ભોજનની પસંદગી કરવી જોઈએ.

વિદેશીઓ સાથેના મિલનમા સામાજિક સ્થિતિનો પણ ખ્યાલ આવે છે. એક સજ્જને અમને પાર્ક સામેની રેસ્ટોરાંના ૩૨મા માળે ભોજન આપ્યું. રેસ્ટોરાંનો દમામ જોઈને અમને થયું કે બાફેલાં ગાજર, બટાટા, વટાણા, ફણસી અને કાચાં કોબી–ટમેટાના અહીં એક માણસના

૪૦–૫૦ રૂપિયા ચૂકવવા પડશે ! અને એવુ જ બન્યુ મનમા થોડો ખેદ તો થયો પરતુ યજમાનનો આગ્રહ હતો અને એમને પૈસાની પરવા નહોતી ભોજનમા અમે ત્રણ જ હતા યજમાનની વય ૬૦–૬૫ વર્ષની હતી તેઓ અમને હોટેલમા લેવા આવ્યા તે પછી અમે એમની કચેરીમા ગયા હતા ઇજનેરની એ પેઢી હતી એના સાધનો ને સગવડો જોઈ અમે છક્ક થઈ ગયેલા એ પછી પાર્કમા ફરવા ગયા હતા અને છેલ્લે રેસ્ટોરામા આવ્યા હતા, એટલે પરિચય તો ઘણો સારો થયો હતો એમ પ્રશ્ન વારવાર મારા મનમા ઊઠતો હતો 'આ સજ્જન પરિણિત હશે, અપરિણિત હશે કે વિધુર હશે ?' છેવટ મે એમના નિવાસસ્થાન વિષે પૂછ્યુ, એમ સમજીને કે એમાથી કુટુબની વાતો નીકળી આવશે એમણે જવાબ આપ્યો મારે તમને ત્યા જ બોલાવવા હતા, પરતુ ૫૦ માઈલ દૂર જવાનુ હતુ એટલે વિચાર છોડી દીધો ' પછી એમણે પોતાના બગલાની, ખાસ કરીને અતિ સુદર અને સમૃદ્ધ બગીચાની વાત કરી પોતે એમા કેવો રસ લે છે ને રજાનો દિવસ એ ફૂલછોડની વચ્ચે કેવી રીતે ગાળે છે તેનુ આનદથી વર્ણન કર્યું, પરતુ એમની વાતમા પત્ની–બાળકનો ઉલ્લેખ સરખો આવ્યો નહિ મારાથી ન રહેવાયુ હિંમત કરી મે પૂછ્યુ 'શ્રીમતી ક્યા રહે છે ? એમના વિષે અમે કઈ જાણી શકીએ ?'

સહેજ ખેદભર્યું હસીને એમણે કહ્યુ 'શ્રીમતી ને આઠ વર્ષ પહેલા વિદાય આપી છે' પછી સહેજ થોભ્યા ને ઉમેર્યું 'એકાદ માસ પછી બીજા શ્રીમતી ને તમે જોઈ શકશો' કહેવાનુ તાત્પર્ય એ હતુ કે એમના પત્ની આઠ વર્ષ પહેલા ગુજરી ગયા છે ને એક માસ પછી તેઓ ફરી લગ્ન કરવાના છે ! મે પૂછ્યુ 'અત્યારે તેઓ ક્યા છે ?' આ પૂછતી વેળાએ મનમા સહેજ એવી લાગણી ખરી કે ૬૦–૬૫ વર્ષે લગ્ન શા માટે કરવા પડે છે ? એમણે જવાબ આપ્યો 'એમના પૌત્ર–પૌત્રીઓને મળવા ગયા છે હુ પણ થોડા સમય પહેલા મારા પુત્રો અને એમના નાનાં બાળકોને મળવા પિતૃસ્વર્ગ ગયો હતો !'

અમને સમજાઇ ગયુ કે બે વૃદ્ધોનુ પ્રેમમિલન થવાનુ છે, પાછલી જિંદગીનો સાથ મેળવવા માટે. એ પછી તો આવા અનેક દાખલાઓ જોયા. અમેરિકામા સામાજિક સમસ્યાઓ છે ને તે વિકટ પણ છે. છૂટાછેડાનુ પ્રમાણ ઘણુ મોટુ છે. દર વરસે લગભગ ૪ લાખ છૂટાછેડા ત્યા નોંધાય છે છતા સુખી ને આનંદી ગૃહજીવન કરોડોની સખ્યામા જોવા મળે છે દર વરસે ૧૫ થી ૧૭ લાખ લગ્નો થાય છે. લગ્ન–છૂટાછેડાને રાજ્યોના કાયદાઓ લાગુ પડે છે લગ્ન માટે વયમર્યાદાનુ બધન દરેક રાજ્યમા એકસરખુ નથી વાલીઓની સમતિ સાથેની મર્યાદા કુમાર માટે સામાન્ય રીતે ૧૮ અને કન્યા માટે ૧૬ છે. અમુક રાજ્યોમા ૧૪, ૧૫, ૧૬, ૧૭ પણ છે એક રાજ્યમા ૧૪ અને ૧૨ પણ છે! વાલીની સમતિ વિના લગ્ન કરવાની મર્યાદા મોટે ભાગે ૨૧ અને ૧૮ની છે છૂટાછેડા માટેના કાયદાઓ દરેક રાજ્યમા એકસરખા નથી અને તેના અમલમા પણ ફેર પડે છે, છતા તે માટેના ઘણાખરા કારણો આપણા કાયદા જેવા છે. અમેરિકામા પરિણિત પુરુષોનુ પ્રમાણ ૬૯.૬૨ ટકા છે સ્ત્રીઓનુ પ્રમાણ ૬૫.૭૫ ટકા છે અપરિણિતો અનુક્રમે ૨૬.૨૫ અને ૨૦.૦૮ છે વિધુર, વિધવા કે છૂટાછેડા લીધેલાઓનું પ્રમાણ ખાસ ધ્યાન ખેંચનારુ છે એમા પુરુષો છે ૬.૧૩ ટકા અને સ્ત્રીઓ છે ૧૪.૧૭ ટકા! અમેરિકામાં એકલી રહેતી વૃદ્ધાઓ વધુ પ્રમાણમા કેમ દેખાય છે તે આ આંકડા પરથી સમજી શકાય છે. અમે આ સજ્જનને એમનાં લગ્ન માટે અગાઉથી જ અભિનંદન આપી દીધા

★

## ૨૫. વિદ્યાર્થીઓ વચ્ચે

ન્યુયોર્કમાં જેમની સાથે સ્વજન જેવો નાતો બંધાયો તેમાં એશિયા સોસાયટીના સંચાલક શ્રી પોલ શરબર્ટને ગણાવવા જોઇએ. એશિયા સોસાયટી અમેરિકામાં એશિયાના દેશો વિશે સાચી સમજ અને મૈત્રીની ભાવના પ્રસરાવે છે. ભારત તરફ એમનુ વિશેષ આકર્ષણ છે. રોકફેલરના નામ નીચે અનેક શુભ પ્રવૃત્તિઓ થાય છે તેમા આ સોસાયટીને પણ ગણવી જોઈએ જુદા જુદા દેશો માટેની ખાસ સમિતિઓ છે. શ્રી શરબર્ટ માહિતીખાતાના વડા અધિકારી તરીકે મદ્રાસમા લાબો સમય રહી ગયેલા છે. તેઓ કુશળ સંગઠનકર્તા છે. ભારત પ્રત્યે એમનો મિત્રભાવ છે એટલું કહેવુ પૂરતુ ન ગણાય. ભારતની જીવન-પદ્ધતિના તેઓ પ્રશંસક છે ભારતીય સાહિત્ય અને કલા વિષે સારી સમજ ધરાવે છે. જિંદગીના પાછલા વર્ષો ભારતમા ગાળવાની એમની ભાવના છે. એમના શ્રીમતી લેખિકા છે અને ઘણા વિષયોમા ઊંડો રસ ધરાવે છે. પહેલી વાર અમે એમને સોસાયટીની કચેરીમા મળ્યા ત્યા એમની ભાવનાઓનો પરિચય મેળવ્યો. એમના પત્ની માંદા હતા એટલે તેઓ ત્યા આવી શકેલા નહિ. શ્રી શરબર્ટના આગ્રહથી બીજે દિવસે એમના નિવાસસ્થાને ગયા. એમણે અમારું સારું સ્વાગત કર્યું. અમેરિકા અને ભારતને મધ્યબિંદુમા રાખી અનેક પ્રશ્નો ને દેશો વિષે અમે વિસ્તારથી ચર્ચા કરી. પાચેક કલાક ત્યા પસાર કર્યા આ બધો સમય શ્રીમતી શરબર્ટ પણ અમારી સાથે જ હતા.

ન્યુયોર્કમાં અમારો કાર્યક્રમ ગોઠવવાની સરકારી વ્યવસ્થા હતી અને અમે તેનો થોડો લાભ પણ લીધો હતો, પરંતુ ત્યાં ગુજરાતી-હિંદી

તથા અમેરિકી સ્નેહીઓનું પ્રમાણ મોટું હોવાથી મોટા ભાગના કાર્યક્રમો સ્વતંત્ર રીતે જ ગોઠવાતા હતા શ્રી શરબર્ટે એ માટે ઘણો શ્રમ લીધો હતો દિવસમાં ત્રણચાર વાર ફોન પર તેઓ અમારી ખબર પૂછતા અને કોઈને મળવું હોય તો ગોઠવી દેવાની તત્પરતા તેઓ બતાવતા એક દિવસ અમે એમની પાસે અમુક લેખકોનાં નામ મૂક્યાં આમાંથી શ્રીમતી પર્લબકને મળવાની વ્યવસ્થા એમણે કરી આપી શ્રી પર્લબક ન્યુયોર્કથી બસો માઈલ દૂર રહે છે ને ક્યારેક ત્યાં આવે છે એમનો આવવાનો દિવસ જાણી લઈ મુલાકાતનું નક્કી કર્યું બીજી મારી માગણી ભારતની વિદેશનીતિ સામે જેમનો વિરોધ હોય એવી અગત્યની વ્યક્તિઓને મળવાની હતી આમાં થોડી તકલીફ પડી પણ અંતે તે પણ ગોઠવાયું મારે મન આ બંને મુલાકાતોનું ઘણું મહત્ત્વ હતું, પરંતુ દુર્ભાગ્ય વચ્ચે આવ્યું ને એક રાત્રે અચાનક મારા જમણા હાથમાં ભયંકર પીડા શરૂ થઈ કારણ કંઈ સમજાયું નહિ ન્યુયોર્કમાં એ વખતે ગરમી ઘણી હતી ૮૫ અંશથી વધારે એક બાજુ ગરમી અને બીજી બાજુ સખત એરકન્ડીશનિંગ થોડીવાર ગરમીમાં ને થોડી વાર ઠંડીમાં રહેવાનું કારણ હશે એમ માન્યું આખી રાત ઊંઘ લઈ શકાઈ નહિ, છતાં પીડા ભોગવી લીધી બીજે દિવસે દાક્તરી સારવાર શરૂ કરી પણ ત્રણ દિવસ ને ત્રણ રાત પીડામાં જ વિતાવ્યા નક્કી થયેલા કાર્યક્રમો લાચારીએ છોડવા પડ્યા

આ માંદગીએ ન્યુયોર્કના છેલ્લા ત્રણ દિવસનો કાર્યક્રમ બગાડ્યો એટલું જ નહિ પરંતુ તે પછીના કાર્યક્રમો પર પણ તેની અસર પહોંચી ધાર્યા કરતાં પાંચ દિવસ વધુ ત્યાં રહેવું પડ્યું આ પાંચ દિવસ હોટેલમાં પડી રહેવું સારું ન લાગ્યું એટલે અમે હિંદી-ગુજરાતી વિદ્યાર્થીઓને ત્યાં રહેવા ગયા અમેરિકાના મિત્રોએ સારી કાળજી લીધી પાંચ દિવસ ત્યાં રહ્યાં તે દરમિયાન વિદ્યાર્થીઓને મળવાનું એમના અભ્યાસથી માંડીને રહેણીકરણી સુધી બધું નજીકથી જોવા-જાણવાનું, એમની ખૂબીઓ ને ખામીઓ નીરખવાનું પણ ત્યાં બની શક્યું

સાદગી દુખમય હતી પરતુ આ પરિચયો ખૂબ સુખરૂપ અને જ્ઞાનપ્રદ નીવડયા

અમેરિકાના બધા સ્થળોમા અમે સૌથી વધુ દિવસો ગાળ્યા ન્યુયોર્કમા અહીં પરિચયો પણ ઘણા થયા વિદ્યાર્થીઓ વિષે મુબઈમાં જે સાભળવા મળતુ હતું તે કરતા ત્યા જુદી સ્થિતિ નિહાળીને આનદ થયો અમે ડેટ્રોઇટ શિકાગો લોસ એન્જલ્સ, સાનફ્રાન્સિસ્કો અને બીજા નાનામોટા સ્થળે ઘણા વિદ્યાર્થીઓને મળ્યા હતા અમારા મન પર જે સમગ્ર અસર પડી તે અહી નોધવી જોઇએ

આપણા વિદ્યાર્થીઓ દુનિયાના બીજા કોઇ દેશ કરતા અમને ઊતરતા ન લાગ્યા અભ્યાસવૃત્તિ અને બુદ્ધિશક્તિમા તેઓ કોઇની પણ બરોબરી કરી શકે એવા જણાયા પરદેશના જુદા જ વાતાવરણમા તેઓ કેમ રહેતા હશે તે વિષે અહી મા-બાપો અને બીજા સગાઓ જે કલ્પનાઓ કરે છે તે ઘણા દાખલાઓમા આધારહીન છે. કેટલાક લાગણીવશ મા-બાપો એમને ઘણા દુખમા કલ્પી લે છે તે જેમ ખોટુ છે તેમ તેઓ વિલાસ-વૈભવમા ડૂબી ગયા હશે એવી ધારણા પણ સાચી નથી દસ ટકા વિદ્યાર્થીઓ ચિન્તા કરાવે એવી રીતે વર્તતા હોય છે ખરા, પરતુ નેવુ ટકાની સ્થિતિ ધ્યાન બહાર ન જવી જોઇએ વિદેશમા આપણા દેશનુ નામ બગડે નહિ માતપિતાએ આર્થિક બોજ સહન કરીને જે અપેક્ષા રાખી છે તે નિષ્ફળ જાય નહિ માતાપિતા જો ગરીબ હોય ને કરજ કરવુ પડયુ હોય તો તે ભરપાઇ થઇ જાય એવી ચિન્તા મોટા ભાગના વિદ્યાર્થીઓ સેવતા હોય છે અભ્યાસમા તેઓ સારા પ્રમાણમા સમય ખર્ચે છે અને સગવડ મળે છે ત્યારે ઓછુવત્ત કમાઇ પણ લે છે હા, આટલે દૂર ગયા છે છતા કઇક અસાધારણ કરી નાખવાની ખુમારી બહુ ઓછા પ્રમાણમા દેખાય છે ખર્ચ જેટલુ મેળવી લેવુ અને વતનમા આવી સરખી નોકરીમા ગોઠવાઇ જવુ એવુ માનસ વધુ પ્રમાણમા જોવા મળે છે કેટલાક વિદ્યાર્થીઓ પોતાની ભાષા કે પોતાના

પ્રદેશનુ જૂથ બનાવી ઘણો સમય એમની વચ્ચે જ પસાર કરે છે કેટલાક અમેરિકન વિદ્યાર્થીઓ ને કુટુંબોમા ભળે છે ને તેમના સ્નેહ-વર્તુળમા સ્થાન પામે છે કેટલાક વિદ્યાર્થીઓ માબાપના નાણાંનો દુરુપયોગ કરે છે અને આપણાથી તદ્દન ભિન્ન એવા વાતાવરણનો ગેરલાભ પણ ઉઠાવે છે અમેરિકન સમાજના દૂષણો જોઈને અને ક્યાંક તેમા નાચવાની દૃષ્ટિ કેટલાકે કેળવી છે, પરંતુ મોટા ભાગના વિદ્યાર્થીઓ, એમના ગુણોની અને શક્તિની પ્રશંસા કરી એમાથી સારું શોધવાનો પ્રયાસ કરે છે.

વિદ્યાર્થીઓમા, ખાસ કરીને પોતાના વર્તુળના વિદ્યાર્થીઓમા એકલતાને સહાયરૂપ થવાની વૃત્તિ અમને ત્યા સારા પ્રમાણમા દેખાઈ પ્રેમાળ કુટુંબમા માનભેર ઊછરેલો કિશોર કે યુવાન અહીંથી જ્યારે પરદેશમા જાય છે એ વખતે યુરોપ-અમેરિકાની એની કલ્પના નિરાળી હોય કે પોતાની શક્તિ વિશેના ખ્યાલો પણ અનુભવની કસોટી પર ચડેલા હોતા નથી ઘર અને કુટુંબ છોડી સ્ટીમર કે વિમાનમા એ બેસે છે ત્યારે થોડા જ કલાકો પછી જે એકલતાનો અનુભવ કરે છે તેનો અંદાજ બહુ ઓછા લોકોને આવી શકે છે અમેરિકામાં અમને જાણવા મળ્યું કે મોટા ભાગના વિદ્યાર્થીઓ શરૂઆતમા મનથી ભાંગી જ પડતા હોય છે. પોતાને ઘેર જાતે કશુ કામ ન કર્યું હોય, આખો દિવસ 'ભાઈ' 'ભાઈ' સાંભળ્યુ હોય, વિદેશપ્રવાસના છેલ્લા દિવસોમા તો સ્નેહ, સગવડ અને આદર પરાકાષ્ઠાએ પહોંચ્યા હોય આ આખું ચિત્ર ત્યા ગયા પછી તદ્દન પલટાઈ જાય છે આપણા વિદ્યાર્થીઓનુ સારુ તત્ત્વ એ છે કે આવા વિદ્યાર્થીઓને તેઓ સંભાળી લે છે અમે ત્યા હતા ત્યારે એક નવો વિદ્યાર્થી આવવાનો હતો બીજા મિત્રોએ પહેલેથી એને સંભાળી લેવાની તૈયારી કરી લીધી હતી નવા આવનારને તેઓ શરૂઆતમા એકલો ન પડવા દે અને નવા જીવનમા પૂરો સાથ આપી, ઓતપ્રોત બનાવી દે આવી લાગણી જોઈ અમે બહુ પ્રસન્નતા અનુભવી ભારતમાથી પૈસા આવવામા મોડુ થાય, ખાવા રહેવાનુ અનુકૂળ ન આવે,

ઈ નોકરીધંધાની જરૂર હોય ત્યારે તે એકની નહિ પણ સૌની ચિન્તા
ાય એમ એક નાનું મંડળ વર્તતું હોય તો તે જોઈને કેટલો આનંદ થાય?

મોટા ભાગના વિદ્યાર્થીઓ પોતાનાં ઘર-કુટુંબ વિષે ચિંતા સેવતા
ાણ અમને જણાયા આમ છતાં જે દસેક ટકાનો અમે ઉલ્લેખ કર્યો
છે તેના વિષે શરમની લાગણી અનુભવાય એવું કેટલુંક છે ખરું. આ
સ્થિતિ તદ્દન તો નિર્મૂળ બનાવી શકાય નહિ, કારણ કે માણસની
નબળાઈઓ પર વાતાવરણની વિશેષ અસર થાય છે, પરંતુ માબાપો
અને વડીલોમાં 'પૈસાની સગવડ છે અથવા તો થઈ રહેશે માટે પરદેશ
મોકલો' એવી મનોવૃત્તિને સ્થાને 'વિદ્યાર્થી તેજસ્વી છે, વિદ્યાપ્રાપ્તિ
એનો પ્રધાન રસ છે, માટે ખેંચાઈને પણ એને પરદેશ મોકલીએ' એવી
મનોવૃત્તિ કેળવાય તો ઘણો ફેર પડી જાય. અમને ત્યાં એવી ફરિયાદ
સાંભળવા મળી કે હમણાં હમણાં અભ્યાસ-દૃષ્ટિએ નબળા ગણાય એવા
વિદ્યાર્થીઓની સખ્યા વધતી જાય છે. જો આ સ્થિતિ વધુ સમય ચાલુ
રહે તો આપણી પ્રતિષ્ઠા તૂટી જાય એમાં શંકા નથી. આવા વિદ્યાર્થીઓ
દેશનું હૂંડિયામણ વેડફે છે ને દેશના ગૌરવને પણ હાનિ પહોંચાડે છે.
જેને અમે તેજસ્વી ને સારા વિદ્યાર્થીઓ તરીકે ઓળખીએ છીએ
તેમનામાં ભારત વિષે વધુ જ્ઞાન પ્રાપ્ત કરવાની અને અમેરિકામાં આપણા
દેશ વિષે જે ગેરસમજ પ્રવર્તતી હોય તે દૂર કરવાની વૃત્તિ પણ અમને
ઠીક પ્રમાણમાં જોવા મળી અમને તેઓ જે પ્રશ્નો પૂછતા હતા અને
સંતોષ ન થાય તો અમારી સાથે જે ઉત્સાહથી વાદવિવાદ કરતા હતા
તે જોઈને સંતોષ થતો હતો. આમ છતાં મોટા ભાગના વિદ્યાર્થીઓનું
ધ્યાન તો અભ્યાસને અંતે સારી આવક આપે એવી સુખકારી નોકરી
શોધવાનું જ અમને જણાયુ. રાષ્ટ્રને માટે કંઈક કરી નાખવાની, ઉદ્યોગ
કે બીજા કોઈ ક્ષેત્રમાં ચમત્કાર સર્જવાની મનોવૃત્તિ અપવાદરૂપે જ
દેખાતી હતી.

માંદગીને કારણે ન્યુયોર્કમાં પાંચ દિવસ પડી રહેવું પડયું ત્યારે
જે લોકોએ અમારી કાળજી લીધી તેમના માટે મનમાં આભારની

લાગણી હૃદય પડેલી છે. જે નવા મિત્રો, ખાસ કરીને અમેરિકનો, અમને ત્યાં મળ્યા, તેને અમે અમારું સદ્ભાગ્ય લેખીએ છીએ. જેમને સહજ રીતે ભૂલીએ નહિ તેવા શ્રી શરબર્ટ અને શ્રી રેકોવનીક શ્રી રેકોવનીક આમ તો ઉદ્યોગપતિ છે અને દુનિયાના અનેક દેશોમાં ફરેલા છે, પરંતુ એમની સાદાઈ, બીજાને ઉપયોગી થવાની તત્પરતા અને સહજ એવી મસ્તી આપણને અસર કર્યા વિના રહે નહિ. આ નવા મિત્ર તો અમારા પ્રવાસ પછી મુંબઈમા આવી લગીરવાર મહેમાન બનીને એ મૈત્રીનો તંતુ મજબૂત બનાવી ગયા છે. બીજા ઘણા પરિચયો ત્યાં થયા, પરંતુ બધાનો ઉલ્લેખ કરવાનુ અહીં શક્ય નથી. માંદગીમાં આવા પરિચયો વધુ મીઠા લાગે એ સ્વાભાવિક છે, પરંતુ એ મીઠાશ માણવા છતાં માંદગી તો ચાલુ જ રહી. ડૉક્ટરે ઘણા પ્રયાસો કર્યા, પરંતુ નિદાન જ થઈ શક્યું નહિ એમની દવા માત્ર રાહત આપનારી નીવડી. વિચાર્યું તો એમ હતુ કે સંપૂર્ણ સાજા થઈને જ ન્યુયોર્ક છોડવું, પરંતુ કુલ આઠ દિવસની સારવાર પછી પણ ફેર ન પડ્યો ત્યારે હિંમત કરીને આગળ વધવાનુ યોગ્ય ગણ્યું. ન્યુયોર્કના જોવાલાયક સ્થળોમા એક વસ્તુનો મનમા મોહ રહી ગયો હતો નાનકડી સ્ટીમરમા બેસી મેનહટન ટાપુની પ્રદક્ષિણા કરવાની અને 'સ્ટેચ્યૂ ઓફ લિબર્ટી' જોવાની અમારી ઇચ્છા હતી છેલ્લે દિવસે હાથની પીડા સાથે એ હિંમત અમે કરી નાખી બરાબર સાડાત્રણ કલાક સ્ટીમરમા અમે ગાળ્યા ન્યુયોર્કનુ બારુ જોવાનો, એની પ્રચંડ ઈમારતો નીરખવાનો અને સ્વાતંત્ર્યની પ્રતિમાનાં દર્શન કરવાનો લાભ એ રીતે મેળવી લીધો હાથની પીડા ન હોત તો આ પ્રવાસ વિશેષ આહ્લાદક બની શકત, છતા જે મોજ માણી તેનુ સ્મરણ મનમા રહી ગયુ છે સ્વાતંત્ર્યની પ્રતિમા એ અમેરિકાના સ્વાતંત્ર્યનુ પ્રતીક છે. ભવ્ય છે એ મૂર્તિ ૧૨ એકરના વિસ્તારવાળા 'લિબર્ટી આઇલેન્ડ'મા આ પ્રતિમા ઊભી કરવામા આવી છે. એની ઊંચાઈ ૧૫૧ ફીટની છે ફ્રેન્ચ કલાકારે તે બાંધી છે ફ્રાન્સ તરફથી અમેરિકાને એ ભેટરૂપે-મળી છે. અમે પેરિસમા એફિલ—ટાવર

પાસે સીન નદીમાં એવી એક નાની પ્રતિમા નિહાળી હતી. ટાપુ પર ઊતરીને આ પ્રતિમા જોવા અમે ન જઈ શક્યા, નહિ તો ૧૬૮ પગથિયાં ચડી એના મસ્તક સુધી અમે જઇ શકત અને પ્રતિમાના કપાળમાં બહારના દશ્યો જોવા ગોઠવેલી બારીમાથી બહારની દુનિયા જોઈ શકત!

ન્યુયોર્ક અનેક દૃષ્ટિએ અમેરિકામાં અને જગતમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે, પરંતુ એના ગગનચુંબી મકાનો ઘણી વાર બીજી વિશેષતાઓને દાબી દે છે. જિજ્ઞાસુ પ્રવાસીએ, એ મકાનો કરતા વધુ મહત્ત્વ વિવિધ પ્રકારની શિક્ષણ અને કલાની સંસ્થાઓ, સંગ્રહસ્થાનો, વિરાટ વસ્તુ-ભંડારોના અવલોકનને અને રસ હોય તો ઉદ્યોગ, વ્યવસાય અને નાણાવ્યવહાર સમજવાને આપવુ જોઇએ. અમે અમારા સમયની મર્યાદામાં આ બધું જોઇને ખરેખર તૃપ્તિ અનુભવી. શ્રી ગગનભાઇ, અમારા વૉશિંગ્ટનના પ્રવાસની સફળતામાં ભલામણપત્રો દ્વારા સહાયરૂપ નીવડ્યા હતા, અહીં ન્યુયોર્કમા તો એમને ફરી પ્રત્યક્ષ મળવાનો અને એ વખત એમની સાથે જમવાનો લહાવો મળ્યો અમે હવે અમેરિકાના વિચારપ્રવાહોથી ઠીક ઠીક માહિતગાર થયા હતા અને ભારતના ઉલ્લેખની સાથે શ્રી ગગનભાઇનું નામ કેવા ભાવપૂર્વક લેવાતુ હતું તેનો અનુભવ પણ અમને મળ્યો હતો. વધુમા અમે પણ 'મહેતા' અટક ધરાવતા હતા '

ન્યુયોર્ક છોડયુ ત્યારે હાથની પીડા ચાલુ રહી. દર કલાકે દવા લઇ તે દબાવતો હતો. મન પર એટલો ભાર ખરો, પરતુ ન્યુયોર્કના મીઠાં સ્મરણો અને આગળ જોવાની તીવ્ર જિજ્ઞાસા એ પીડા કરતા વધુ બળવાન સાબિત થયા હતા ન્યુયોર્ક છોડી અમે નાયગરાનો ધોધ જોવા માટે તા ૧૯મીની બપોરે વિમાનમા ઊડયા.

આગળ, એક પ્રકરણમા શાકાહાર–માંસાહાર વિષે થોડુ ક લખ્યું છે. આ ઉપરથી કોઈ એમ ન માને કે ભોજન સબંધમા અમે બહુ દુ:ખ અનુભવતા હતા. અમેરિકામાં તાજાં શાક, ફળ, દૂધ, દહીં, છાશ, માખણ

વગેરે વિપુલ પ્રમાણમાં ને ઊંચી જાતનાં મળે છે. એ જો દુકાનેથી જ ખરીદીએ તો ત્યાંની બીજી ચીજોની સરખામણીમાં ખૂબ સસ્તાં હોય છે. આ ચીજો મેળવવામાં કશી જ તકલીફ પડતી નથી : ફળના રસનો શોખ કે તેની જરૂરિયાત ત્યાં ખૂબ સંતોષાય એમ છે. એ જ રીતે સૂકો મેવો, પનીર વગેરે પણ સહેજે મળી શકે. અમે તો હિંદી કુટુંબો ને વિદ્યાર્થીઓ–તેમાં પણ વિશેષ ગુજરાતીઓને ત્યાં ભોજનપૂરતાં મહેમાન બનતાં હતાં એટલે આપણાં રસોડાની વાનીઓનો સ્વાદ પણ વારંવાર મળતો હતો. ન્યુયોર્કમાં વિદ્યાર્થી મિત્રોને ત્યાં તથા અમારાં સ્નેહીઓને ત્યાં દાળ, ભાત, રોટલી, શાક જ નહિ; આપણા મિષ્ટાન–ફરસાણ, ખીચડી–કઢી વગેરેનો સ્વાદ પણ માણ્યો છે. એક વખત 'લોની આઇલૅન્ડ' ફરીને આવ્યા પછી રાત્રે ૧૧ વાગ્યે ખીચડી–શાક આરોગ્યાં, તે કેમ ભૂલી શકાય ?



## ૨૬. નાયગરા

ન્યુયોર્કથી અમે સવા કલાકમા બફેલો પહોચ્યા, ત્યાથી મોટરમાર્ગે નાયગરા જવાનુ હતું જેવો વિરોધ નોકસવેલ અને ન્યૂયોર્ક વચ્ચે હતો, તેવો જ નાયગરા અને ન્યુયોર્ક વચ્ચે, પરતુ બજાર વીથી રોડ કોચ ઇન (હોટેલ)માં પહોચ્યા ત્યારે ત્યા સગવડો તો ન્યુયોર્ક જેવી જ જોઇ। નાયગરા નદીની પાસે આ હોટેલ આવેલી છે નજીકમા વેગભર પાણી વહે છે પગે ચાલતા દસેક મિનિટમા જ નાયગરાના ધોધ પાસે પહોચાય છે અમે તે સાજે જ ધોધ જોના માટે ઊપડી ગયા આપણે ત્યા કુદરતી સૌ દય, પ્રાચીન સ્થાપત્ય અને કલાધામો કોઇ પણ દેશ કરતા ઓછા નથી, કદાચ વધારે છે, પરતુ અમેરિકા-યુરોપમા એ બધુ જોવા-માણવાની જે સગવડો છે તે આપણા ગરીબ દેશમાં હજી ઊભી થઇ નથી. છેલ્લા દસબાર વર્ષમા એ દિશામા પ્રગતિ ઘણી થઈ છે, છતા હજી લાબો પથ કાપવાનો બાકી છે આપણે ત્યા સામાન્ય માણસ એવી સગવડો માણવા જેટલુ ખર્ચ કરી શકે એમ નથી, એટલે પ્રજાકીય સરકાર જે સગવડો ઊભી કરે છે તે ખરેખર પ્રશસાપાત્ર છે

નાયગરાનો એક ધોધ અમેરિકાની હદમા છે અને બીજો છે કેનેડાની હદમા આ બને દેશોએ મિત્રભાવે પોતાના અનેક સવાલો ઉકેલી નાખ્યા છે અમેરિકાની બાજુએ જે ધોધ છે તે પણ વધુ સારી રીતે જોઇ શકાય છે કેનેડા બાજુથી, એટલે નાયગરાના સતોષજનક દર્શન માટે બીજે દિવસે સવારે કેનેડાની હદમા જવાનુ અમે વિચાર્યું હતુ, છતા પહેલી જ સાજે અમેરિકાની બાજુએ મોટર ટ્રોલીમાં ધોધ સુધી જઇ આવ્યા ને આસપાસના સૌ દર્યનુ પાન કર્યુ. બીજી સવારે પહેલેથી ગોઠવણ કર્યા મુજબ કેનેડાની હદમા

જવા અમે ઊપડી ગયાં. કેનેડા જવા માટે આપણને 'વીસા'ની જરૂર ન પડે, કારણ કે કેનેડા ને ભારત બન્ને રાષ્ટ્રસમૂહના દેશો છે, પરંતુ કેનેડાની હદમાં જઈએ એટલે અમેરિકામાં ફરીને પ્રવેશના માટે 'વીસા'ની જરૂર રહે. હું અમેરિકન સરકારનો મહેમાન હતો એટલે અમુક સમયમર્યાદામાં ગમે તેટલી વાર અમેરિકામાં આવવાની મને છૂટ હતી, લાભુબેન માટે બે વાર પ્રવેશની મંજૂરી દેશમાંથી જ મેળવી લીધી હતી જેમની પાસે



નાયગરા જતાં વચ્ચ નદીની વચ્ચે ઘૂમરી લેતાં પાણી જોવા તથા નહેલ કરવા માટે બે પહાડોનો પ્રવાસ આવી 'એંગેકાર' દાન કરવામાં આવે છે.

આવી મંજૂરી ન હોય તેઓ નાયગરાનું અદ્ભુત કહી શકાય એવું દશ્ય જોવા ભાગ્યશાળી થઇ શકતા નથી. સામાન્ય ગફલતથી ઘણા પ્રવાસીઓ આ લાભ ગુમાવી બેસે છે.

કેટલાક જગપ્રવાસીઓનો એવો મત છે કે નાયગરાથી મોટા ધોધ તો આ દુનિયામા અનેક છે, પરતુ સુંદરતા, ભવ્યતા અને જળસમૃદ્ધિની દૃષ્ટિએ નાયગરાની તોલે કોઈ આવી શકે તેમ નથી. એમના મતે જગતનું આ સર્વોત્તમ કુદરતી દશ્ય છે. અમે આ સંબધમા અભિપ્રાય ઉચ્ચારવાની યોગ્યતા ધરાવતા નથી, પરતુ એટલું કહી શકીએ કે નાયગરાના બંને ધોધ તથા આસપાસનુ સૃષ્ટિસૌન્દર્ય જો દિલ ભરીને નીરખીએ તો જીવનભરની એ મૂડી બની રહે અમે બીજે સવારે ખાસ 'બસ'મા બેસીને લાબે માર્ગેથી એ ધોધ જોવા નીકળ્યાં ત્યારે દરેક વિસામે સૃષ્ટિસૌદર્યનો વિકાસ જોવા મળ્યો હતો. આરભમાં ઘટાદાર વૃક્ષોથી છવાયેલા લગભગ જંગલ જેવા વિસ્તારની વચ્ચેથી અમે પસાર થયાં. પછી વિશાળ મેદાન અને છેવ્વે જનરલ બ્રુકના સ્મારકસ્તભ પાસે પહેલો વિસામો આવ્યો. કેનેડા અને અમેરિકાની સરહદી લડાઈમાં વિજય પામેલા બ્રુકનો આ સ્મારકસ્તંભ ૧૮૫ ફૂટ ઊંચો છે. આસપાસ રજા માણવાના સાધનો છે અહીં દસેક મિનિટ થોભી અમે આગળ વધ્યા વચ્ચે અમેરિકાની બાજુએ વધુ વિદ્યુત પેદા કરનારી મોટી યોજનાનુ કામ ચાલતુ હતુ તે-થોડી વાર જોયુ. આગળ જતા પહાડની અદર ઊતરી નદીનો વેગીલો પ્રવાહ નીરખ્યો. અહીં પૂલ ઉપર ફરવું એ એક લહાવો છે સહેજ આગળ જતા, નાયગરા નદી સામેના પહાડ પાસે પોતાનો પરાજય સ્વીકારી બાજુમા વળે છે. અહીં પાણીના જે વમળો રચાય છે તે ખરેખર જોવા જેવા છે. એ જોવા માટે બને પહાડ ઉપર લોખડના દોરડા બાધી યાત્રિક 'એરોકાર' ગોઠવવામાં આવી છે અમે એમા પ્રવાસ કરી તસવીરો ને ફિલ્મ લીધા નાયગરા ધોધથી પાચેક માઇલ આ બાજુ એક 'ફ્લાવર ક્લોક' પણ જોવા જેવું

છે હજારો ફૂલવેલનો એમા ઉપયોગ થયો છે આ ફૂલ-ઘડિયાળના ઘેરાવો ૧૧૩૦ ફીટ છે એના કાટાઓ અનુક્રમે ૧૪ ફ, ૧૭ ફ અને ૨૧ ફીટ લાબા છે

હવે અમે ધોધ જોવા અધીર બન્યા હતા બે કલાકનો પ્રવાસ પૂરો કરી અમેરિકન ધોધની સામે આવી પહોચ્યા એનુ દર્શન સામે બાજુએથી એટલે કે ધોધની પાછળ પણ સહેજ પડખેથી કર્યુ હતુ. અહીં એની સામે ઊભા રહેતાં જાણે દૃશ્ય જ બદલાઇ ગયુ એની ભવ્યતાનો ખ્યાલ અહીંથી જ આવી શકે આમ તો કેનેડા અને અમેરિકાની હદમાં આવેલા બે સરોવર વચ્ચેના આખો જ વિસ્તાર ખૂબ રમણીય છે, પરતુ આ ધોધની આસપાસ એ રમણીયતા



આ છે ફૂલોનુ નિગર ઘડિયાળ એની નિગતનાર માહિતી લેખમા આપી છે

પરાકાષ્ટાએ પહોંચેલી છે. લગભગ બે માઇલ જેટલા વિસ્તારમા આરામ, અલ્પાહાર, ભોજન તથા આનંદ માણવાના બીજા અનેક સાધનો છે. અને તે બધા ધોધની સામે જ ગોઠવાયેલા છે બધુ એના તરફ જ અભિમુખ બનેલુ છે અમેરિકાના ધોધના દર્શન કરતા કરતા અમે આગળ વધ્યા ને કેનેડાનો ધોધ જોયો એનુ નામ છે 'હોર્સ શુ'. વચ્ચેથી એ ઉપસેલો છે એનો આકાર ઘોડાની નાળ જેવો કહી શકાય આ ધોધ પર નજર પડતા જ થભી જવાય. 'નાયગરાનો ધોધ આજ !' એવા ઉદ્દગારો મુખમાથી સરી પડે અમેરિકન ધોધ

આ છે અમેરિકન ધોધનુ દૃશ્ય : કેનેડાની બાજુએથી




૧૬૭ ફૂટની ઊંચાઈએથી પડે છે, કૅનેડિયન ધોધ ૧૬૨ ફીટની ઊંચાઈએથી પરંતુ પહેલાની પહોળાઈ છે ૧૦૦૦ ફીટની જ્યારે બીજાની છે ૨૬૦૦ ફીટ પહેલા ધોધમાંથી દર મિનિટે ૬૦ લાખ ગેલન પાણી વહે છે, બીજામાંથી ૨૧૪ કરોડ ! આ પાણીની મૂળભૂત શક્તિ ૫૦ લાખ હૉર્સપાવરથી વધુ છે

નાયગરાના બંને ધોધની સામે અમે સવારથી મોડી રાત સુધી રહ્યા ફર્યા જમ્યા એની તસ્વીરો ને ફિલ્મ લીધી એ બધાનું વર્ણન અહીં શી રીતે કરવું તે સમજાતું નથી આ ધોધને ઉપરથી જોઈએ, એટલે કે દૂરથી આવતા નદીપ્રવાહને નીરખીએ તો ખાસ કશી વિશેષતા લાગે નહિ પ તુ એક પળવિપળના આરામ વિના એને સતત પડતો જોઈએ ત્યારે કુદ તી એ રચના પાસે નમી પડાય.—નીચેથી નજર નાખીએ ત્યારે તો એમ જ લાગે કે પાણીનો આ પ્રચંડ પ્રવાહ આકાશ માંથી જ ઊતરી રહ્યો છે ! સામે ઊભા રહીએ તો પચાસેક ફૂટ સુધી પાણી પડતું હોય એમ દેખાય પછી નીચેના જળરાશિ સાથેના એના સઘર્ષથી એ ઊછળે ચારે દિશામાં એની ગર્જના સભળાય ઘણે દૂર સુધી એના ફોરા ઊડે અને એ વખતે માઈલોના વિસ્તારવાળા મેઘધનુષો રચાય ! અમારી ફિ મમા આજેય એ મેઘધનુષો જોઈ અમે આનદ અનુભવીએ છીએ નયગરા નદીના પ્રવાહની વચ્ચે ગોટ આયલે ડ' આવે છે આ ટાપુને કારણે એકના બે પ્રવાહો અને ધોધ બન્યા છે હજારો વર્ષ પહેલાન કોઈ ધરતીકપથી આવી અદ્ભુત રચના થયેલી છે એમ પુરાતત્ત્વવિદોનુ મતવ્ય છે પ્રવાસીને એના ઈતિહાસ ભૂગોળ ને હકીકતો સાથે ઓછો સબધ છે એ તો અહીં કુદરતનું અનુપમ સૌંદર્ય માણવા માટે જ આવે છે અમેરિકા અને કૅનેડાની સરહદ નાયગરા નદી દ્વારા આંકવામા આવેલી છે અમેરિકાની બાજુએથી ધોધની માત્ર ઝાંખી થઈ શકે છે અને કૅનેડા બાજુથી તેનું પૂર્ણ દર્શન આ ઉપરાંત કૅનેડા બાજુએ ધોધને વિવિધ રીતે જોવા માટે અનેક સગવડો ઊભી કરવામાં આવી છે

આ ધોધની નજીક નાનકડી સ્ટીમર દ્વારા જઈ શકાય છે એનું નામ છે, 'મેઈડ ઓફ ધી મિસ્ટ'. દંતકથા એવી છે કે કોઈ પ્રેમિકાએ એના પ્રિયજનના વિરહમા અહીં પ્રાણ ત્યાગ્યા છે! ધોધના ચરણ પાસે જતા એ માનુ લબાવીને આજે ય એને આવકાર આપતી ઊભેલી દેખાય છે આ કેવળ કલ્પના જ છે પરંતુ પ્રવાસ માણવા જેવો છે એમા શકા જ નહિ કેનેડિયન ધોધને એની સામે છેક નજીક જઈને જોવાની સગવડ ઊભી કરવામા આવી છે એ જ રીતે ધોધની પાછળ ઊભા રહીને પણ એનુ દર્શન થઇ શકે છે પહાડને કોતરી ૧૫૦ ફીટ નીચે ઊતરતી ખાસ લિફ્ટ બનાવવામા આવી છે આ વ્યવસ્થાનો લાભ



પહાડને કોતરી ૧૫૦ ફીટ નીચે લિફ્ટમા ઊતરી શકાય અને નીચેની ટનલમા નના બાજ ગજ્જને નિગાળ અગરીમા ઊભા રહી કેનેડિયન ધોધનુ પૂર્ણ દર્શન કરી શકાય છે.

લગભગ દરેક પ્રવાસી લે છે, કારણ કે ધોધની સામે અને એની પાછળ ઊભા રહી આ પ્રવાહને નીરખવો તે જિંદગીનો એક લહાવો છે. ત્યાં ઊભાં રહેતાં તો એમ જ થાય કે આપણે અનંતકાળથી વહેતા ને હવે પછી પણ અનંતકાળ સુધી વહેનારા વિરાટ સ્વરૂપ વસુદેવનો સાક્ષાત્કાર કરી રહ્યા છીએ. પહાડને કોતરીને બનાવેલી આ ગુફામાં નીચે ઊતર્યાં પછી ઉપર ચઢતાં પાણીથી રક્ષણ મેળવવા માટે રબ્બરનાં બનાવેલાં ખાસ વસ્ત્રો, બૂટ, ટોપી વગેરે આપવામાં આવે છે. પવનના સૂસવાટા અને આભમાંથી ત્રાટકતા પાણીનો અવાજ વાતાવરણને ભયાનક રમણીયતાનું રૂપ આપી દે છે. આકાશમાં પલટાતા રંગો, વાદળાંઓનાં પ્રતિબિંબો ને સૂર્યકિરણના પ્રભાવથી પાણી વિવિધ પ્રકારનું સૌંદર્ય ધારણ કરે છે. આપણને એમ થાય છે કે દિવસભર અહીં બેસી આ જલવિરાટનાં દર્શન કર્યા જ કરીએ.

સાંજ નમ્યા પછી પ્રવાસીઓની સંખ્યા વધવા માંડે છે. હજારો સ્ત્રીઓ, પુરુષો, બાળકો ત્યાં એકત્ર થાય છે. અમે કંઈક થાકમાં હતાં છતાં ધોધ પર ફેંકાતા, વિવિધ રંગની બત્તીઓ દ્વારા પ્રગટતા પ્રકાશના સૌંદર્યની પ્રશંસા સાંભળી હતી એટલે રોકાઈ રહ્યાં. રાતના અગિયારેક વાગ્યા સુધીનો સમય પસાર કર્યો. નિયત સમયે પ્રકાશ ફેંકાયો : શ્વેત, પીળો, લાલ, લીલો, મિશ્ર એમ રંગો પથરાતા ગયા. અમારે કહેવું જોઈએ કે એમાં અમને ખાસ વિશિષ્ટતા જણાઈ નહિ. ધોધનું પોતાનું જ સૌંદર્ય એવું છે કે એને વધુ શણગારની જરૂર નથી એવો અમારો અભિપ્રાય થયો. ત્યાંથી અમે લટાર મારતા પાછા વળ્યા બંને સરહદોને જોડતા પૂલ પાસે પહોંચ્યા ને ત્યાંથી ટેક્સી કરી અમારી હોટેલમાં આવ્યાં ત્યારે શરીર થાકી ગયું હતું અને મન આ ધોધનાં દર્શનથી તૃપ્તિ અનુભવતું એનો રસ માણતું હતું.

બીજે દિવસે સવારે અમે ત્યાંથી ડેટ્રોઇટ જવા ઊપડી ગયાં.

*

## ૨૭. ડેટ્રોઈટ અને શિકાગો

**ન્યૂ**યાર્કથી બફેલો થઈને વિમાનમાર્ગે ડેટ્રોઇટ પહોંચ્યા વિમાનમાંથી ઊતરી અમે સામાન લઈ આગળ વધતા હતા ત્યાં બાજુમાંથી અમારી તરફ આવતા ત્રણ ભારતીય જુવાનો દેખાયા અમે સહેજ થોભ્યા નહીં. ત્યાં તો અમારા નામોચ્ચાર સાથે ગુજરાતીમાં એમણે અમારું સ્વાગત કર્યું આનંદ અને આશ્ચર્યની મિશ્ર લાગણી સાથે અમે પૂછ્યું 'અમારા આવવાની તમને શી રીતે જાણ થઈ?' જવાબ મળ્યો 'ઘણા સમયથી તમારું આગમન જાણીતું હતું અમે વિદેશી મહેમાનો માટેની કચેરીમાં તપાસ કરતા હતા, અમે તમને લેવા માટે આવ્યા છીએ' અમે ઉતારો હોટેલમાં જ રાખ્યો, પરંતુ ત્રણેય દિવસ ભોજનમાં એમની મહેમાનગતિ માણી મુંબઈ-ગુજરાત-સૌરાષ્ટ્રમાં જમતા હોઈએ એવી વાનીઓ ત્યાં વધુ સ્વાદિષ્ટ લાગી ચાર-પાંચ ગુજરાતી કુટુંબોને લગભગ એક જ મકાનમાં સ્નેહથી રહેતા જોઈને આનંદ થયો સ્ત્રીઓ ને બાળકો સાથેના આ વર્ગ આસપાસની વસતિ વચ્ચે ટાપુ જેવા લાગતા હતા એમ કહીએ તો ખોટું નથી આ મિત્રોએ અમારા કાર્યક્રમમાં મારો સાથ આપ્યો ડેટ્રોઇટના બીજા વિદ્યાર્થીઓ ને ગુજરાતીઓ સાથેનું મિલન પણ એમણે ગોઠવ્યું [illegible]ની વચ્ચે આવ્યા હોઈએ એવું વાતાવરણ એમણે સરજી દીધું હતું અમે એમને અમેરિકન જીવન વિશે પૂછતા હતા અને તેઓ અમારી પાસેથી દેશના સમાચારો તથા રાજકીય, આર્થિક, સામાજિક પ્રશ્નો વિશે જાણતા હતા અહીં અમને હિંદી વિદ્યાર્થીઓ જ નહિ પણ કુટુંબવાળા વ્યવસાયીઓ પણ મળ્યા હતા, એમને માહિતીનો વિસ્તાર તથા તેનું ઊંડાણ પ્રાપ્ત થયા હતા

લગભ મારા હાથની પીડાની વાત તો તરત જ જાહેર થઈ ગઈ અમારા ઉનેક 'યજમાન' બનેલા ગુજરાતી ડૉક્ટર ત્યાંની પ્રખ્યાત ફોર્ડ હૉસ્પિતાલમા કામ કરતા હતા. એમણે મને તપાસી, મંત્રણા કરી, રોગ મટાડી દેવાની ખાતરી ઉચ્ચારી ને પહેલી જ રાતે બે ઇન્જેક્શનો લગાવી દીધા! દવાની ટીકડીઓ પણ આપી બીજે દિવસે હૉસ્પિતાલમાં ઝીણવટથી તપાસ કરવાનું ઠર્યું હતું આ નિમિત્તે એક અદ્યતન સાધનોથી સુસજ્જ અને અતિ વિશાળ હૉસ્પિતાલ જોવા મળી મારો દુખાવો 'આથરાઈટીસ' અથવા 'ગાઉટ' હશે એવા અનુમાન સાથે બધુ ચાલતુ હતુ. એક અભિપ્રાય પ્રમાણે જગતના એક શ્રેષ્ઠ નિષ્ણાત ગણાતા એ વિભાગના વડાએ મને તપાસ્યો ગળાના, કરોડના, હાથના, ખભાના વગેરે વીસેક તો એક્સ-રે લીધા! આ બધી તપાસના નાણા જો અમારે ચૂકવવાના હોય તો અમેરિકાથી અહીં પાછા ન આવી શકાય એટલી ત્યાંની દાક્તરી સારવાર મોંઘી છે! એમા આશીર્વાદરૂપ એ છે કે સ્વાસ્થ્યનો વીમો અત્યંત સામાન્ય દરે ત્યા ઉતારવામા આવે છે. આ વીમાના બેપાચ ડૉલર ખરચીને હજારો ડૉલરની સલામતી મેળવી શકાય છે આ હૉસ્પિતાલનુ બિલ કેટલુ થયુ હશે તે મને યાદ નથી, પરંતુ ન્યુયોર્કમા એક ડૉક્ટરે એક વાર બીજે માળથી ત્રીજે માળ આવીને મને તપાસ્યો, બે વાર હુ તેમને ત્યા ગયો અને મારા માટે બે મામૂલી દવાની લીધી તેનુ બિલ બાવન ડૉલર એટલે રૂા ૨૫૦ થયુ હતુ! અમેરિકામા લાખો નહિ, કરોડો લોકો આરોગ્ય-વીમાથી રક્ષિત હોય છે. મારા રોગની તપાસમા ડૉક્ટરોને એમ જણાયુ કે 'આથરાઇટીસ' કે 'ગાઉટ' નથી, બીજુ કઈ ગંભીર પણ નથી, અંદરની કોઈ ઝીણી નસ પર દબાણ આવ્યુ છે. એમની પરિભાષા હુ સમજ્યો નહિ પરંતુ હવે આ પીડાનો અંત આવી જશે એવી શ્રદ્ધા સાથે મે એમની દવા શરૂ કરી દીધી

ડૉ કૃપાલાણીના પ્રયાસથી ભાગ્યે જ જોવા મળે એવુ હૃદયનુ ઓપરેશન અમે જોઈ શક્યા. એમણે તે માટે ખાસ વ્યવસ્થા કરી હતી આ બાબતમા અમારુ માન ધન્ય હતુ. અમને નખથી માથા સુધી

સજાવી–ધજાવી મુકાની બધાની ઑપરેશન થિયેટરમા લઈ ગયા ! વચ્ચે દરદી સૂતેલો, એની છાતી ચીરી નાખી હતી, વચ્ચે હૃદય ધબકતુ હતુ, એમા કાપ મૂકેલો, પાચેક ડૉક્ટરો અને આઠેક નર્સો આ કામમા રોકાયેલા હતા અમે નજીકથી જોઈને, સમજી શકીએ તે માટે એક પ્લેટફોર્મ જેવુ ગોઠવ્યુ હતુ આસપાસ લાલ, જાબલી, આછા–ઘેરા કાળા રગની નળીઓમા લોહી વહેતુ હતુ આજુબાજુ તેના જ બાટલાઓ હતા. પ્રત્યેક ક્રિયા વિષે અમને સમજાવવામા આવતુ હતુ; પરતુ અમારી દશા 'તુબડીમા કાકરા' જેવી હતી અર્ધો કલાક બધુ અવલોકી મુખ્ય ડૉક્ટરનો આભાર માની અમે ત્યાથી વિદાય લીધી આ શસ્ત્રક્રિયાની શરૂઆત અને તેના વિકાસની રોમાચક કથા તથા તેના આશ્ચર્યજનક પરિણામોની વાત તો તે પછી અમે આનદપૂર્વક સાભળી.

ડેટ્રોઇટના ત્રણ દિવસમાં ઘણું જોયુ, પરંતુ જેને કદી ભૂલી શકાય નહિ તે તો મોટરનુ કારખાનું અને હેન્રી ફ્રોર્ડ રચેલુ ગ્રીનફીલ્ડ વિલેજ તથા મ્યુઝિયમ. ડેટ્રોઇટ અમેરિકાની ગણતરીએ જૂનુ નગર છે. આજે એની વસતિ ૨૦ લાખથી વધારે છે. પ્રવૃત્તિથી ધમધમતા આ શહેરની બહાર સૃષ્ટિ–સૌંદર્યનો પાર નથી આ પણ કેનેડા સાથેની સરહદનો સરોવર–વિસ્તાર છે ડેટ્રોઇટમા દરરોજ હજારો માણસો કેનેડાના વિન્ડસરથી કામ માટે આવે છે. બને શહેરો પૂલથી જોડાયેલા છે. ડેટ્રોઇટમા બીજા ઉદ્યોગો છે, પરતુ મોટરઉદ્યોગમા એ જગતનુ પાટનગર ગણાય એવી સ્થિતિ છે. કેડીલેક, ડૉજ, ક્રાઇસ્લર, ડી સોટો, પ્લીમથ, ફોર્ડ, જનરલ મોટર્સ, અમેરિકન મોટર વગેરેના કારખાનાઓ જોવા માટે ખાસ 'ટૂર' ગોઠવાય છે અમારી વ્યવસ્થામા કુમારી ફ્લોરેન્સ કેસીડી હતા—તેઓ—ઇન્ટો—અમેરિકન સોસાયટી તથા વિદેશી અતિથિવિભાગના મત્રી છે એમના વિષે બે શબ્દો લખવા જ જોઇએ ૬૫ વર્ષની વયના આ કેસીડીની શક્તિ, સ્ફૂર્તિ, જુસ્સો જોઈ, આપણે આશ્ચર્યમુગ્ધ થઈ જઈએ લગભગ કિશોરવયથી તેઓ સમાજસેવાની પ્રવૃત્તિ કરે છે. રાજકારણ, અર્થકારણ અને બીજા જાહેર પ્રશ્નોનો સારો

અભ્યાસ છે. અમારા દરેક કાર્યક્રમમાં તેઓ સવારથી મોડી રાત સુધી સાથે જ રહેતાં હતાં. અમે જોવા માટે ફોર્ડનું કારખાનું પસંદ કર્યું. મોટરઉદ્યોગમાં ફોર્ડનું નામ આજે સૌથી ચડિયાતુ નથી, છતાં તેની પ્રતિષ્ઠા ને ખ્યાતિ ઘણાં વધારે છે. માત્ર મોટરમાં જ નહિ, બધા ઉદ્યોગોમાં જનરલ મોટર્સનું નામ પહેલું છે, એ પછી આવે સ્ટાંડર્ડ ઓઇલ અને ત્રીજે નંબર છે ફોર્ડનો. જનરલ મોટર્સનું વાર્ષિક વેચાણ ૧૧૦૦ કરોડ ડોલરનું મનાય છે ! ફોર્ડનું ૫૮૦ કરોડ ડોલર. અમેરિકા એટલે મોટરોનો જ દેશ એમ હવે બધાં જાણે છે.

ફોર્ડના કારખાનાનાં યુનિટો તો વીસેક છે. અમે એમાનું એક જોવા ગયા હતાં. પહેલાં તો એણે એક ગોળ મકાન બનાવ્યુ છે તે જોયું. એમાં બધા જ પ્રકારના મોડેલો, નકશાઓ, આંકડાઓ, નમૂનાઓ વગેરે જોવા મળે છે. ત્યાંથી 'બસ'માં ગયા તેના કારખાનામાં. ફોર્ડની વિશેષતા એ ગણાય છે કે મોટરોને માટે જરૂરી એવી મોટા ભાગની સામગ્રીના કારખાનાઓ પણ તે ધરાવે છે. આ વિશેષતામાં કોઈ એની બરોબરી કરતુ નથી મોટરમા પોલાદ અને રબ્બરથી માંડી હજાર ચીજો જોઇએ. એ બધાના કારખાના, એ અસામાન્ય બાબત ગણાય. જે કારખાનું અમે જોવા ગયા તેની બહારના વિશાળ મેદાનમા હજારો મોટરો પાર્ક કરવામાં આવી હતી અમને કહેવામા આવ્યુ કે તે બધી કારખાનામા કામ કરતા કામદારોની છે ! અમેરિકામા મોટર-ટ્રક વગેરેની સંખ્યા લગભગ ૭ કરોડની છે. ૮ કરોડ માણસો પાસે લાયસન્સ છે કુલ વસતિ ૧૭ કરોડની એમાં ત્રણેક કરોડ બાળકો અને કિશોરો, બાકીના લોકોની વચ્ચે મોટર વગેરેની સંખ્યા વહેંચી લેવી ! રેડિયોના આંકડા અમે જોયા તો કુલ ૧૬ કરોડ રેડિયો ત્યા છે, એમા મોટરમા જડેલા રેડિયોની સંખ્યા ૪ કરોડથી વધાર છે. મોટરમાં દર વરસે જે બળતણ-પેટ્રોલ વગેરે વપરાય છે તેની કિંમત ૫૬ અબજ ડોલર થાય છે અને તેમાથી રાજ્યોને કરની આવક ૩ અબજ ડોલરની મળે છે. અમેરિકામા ધરપકડ થાય

એવા ગુનાઓના આંકડામાં પહેલો નંબર આવે વધુ પડતા શરાબનો અને બીજો મોટરની ચોરીનો ! દર વરસે ત્રણેક લાખ ગાડીઓ ચોરાય છે !

ફોર્ડના કારખાનામાં અમે ત્રણ કલાક ગાળ્યા. આ કારખાનાની વિશેષતા એ છે કે દર ૪૮ સેકન્ડે એક મોટર સંપૂર્ણ તૈયાર થઇને બહાર પડે છે. જડ યંત્ર અને માનવયંત્રની આ ક્રિયા જોવા-સમજવા જેવી છે. શરૂઆત એકાદ નાની ચીજથી થાય છે, પછી એમાં ૪૮ સેકન્ડે એક વસ્તુનો ઉમેરો થતો જાય છે. દા૦ત૦ બત્તી, ગાદી, કાચ એ બધું ૪૮ સેકન્ડમાં ગોઠવાય એવી વ્યવસ્થા છે. હારબંધ સેંકડો માણસો ઊભા હોય છે ને મોટર વિકાસ પામતી પામતી આગળ વધે છે. છેલ્લે ઘડિયાળ લઇને ઊભા રહીએ તો એક પછી બીજી મોટર ઊતરતાં ૪૮ સેકન્ડ થઈ હોય ! પહેલી નજરે તો આ જોઇને વ્યવસ્થાપકની શોધ પર આફ્રીન થઈ જવાય, પરંતુ સહેજ ઊંડા ઊતરી વિચારીએ તો એમ લાગ્યા વિના રહે નહિ કે માણસ અહીં યંત્ર જ બની જાય એકનું એક કામ દરરોજ, દર મિનિટે એણે કર્યા કરવાનું ! અમે આ પ્રશ્ન ત્યાં ઉઠાવ્યો. એમાંથી જાણવા મળ્યું કે આ પ્રશ્નનો ત્યાં શરીર અને માનસિક આરોગ્યની દૃષ્ટિએ ઊંડો અભ્યાસ થયો છે- અને એકધારું આવું કામ કરનારનાં જીવનમાં ઘણી વિકૃતિઓ દેખાઇ છે. આ દોષને નિવારવા ત્યાં આનંદપ્રમોદ, રજા ને બીજી સગવડો સારા પ્રમાણમાં છે છતાં એ બધું હજી સુધી તો મલમપટ્ટા જેવું છે ફોર્ડના કારખાનાઓમાં ગાડીઓના ઉત્પાદનના આંકડા પૂછતાં જાણવા મળ્યું કે દર વરસે ૧૬ થી ૨૦ લાખ ગાડીઓ તૈયાર થાય છે. અમેરિકાનું કુલ વાર્ષિક ઉત્પાદન ૬૧ લાખ ગાડીઓ ને ૧૧ લાખ ટ્રકોનું છે. એની કિંમત ૧૩ અબજ ડોલરથી વધુ હોય છે

ફોર્ડના કારખાનાથી પ્રભાવિત થઇ અમે હેન્રી ફોર્ડનું મ્યુઝિયમ જોવા ગયા. ત્યાં માત્ર મોટર નહિ, બધા જ પ્રકારના વાહનોના પ્રથમથી આજ સુધીના વિકાસના નમૂનાઓ ગોઠવ્યા છે. આ ખરેખર જોવાજેવું

છે. વિજ્ઞાનનો આરંભ અને વિકાસ, વાહનોની વધતી જતી સગવડો વગેરેનો ખ્યાલ અહીં મળી શકે છે ફોર્ડની અનેક તસવીરો અને તેના જીવન તથા કાર્યનો પરિચય પણ અહીં મળે છે. આ બધું સારું હતુ, જોવાજેવુ હતુ. પરંતુ ફોર્ડે જ બાંધેલા 'ગ્રીનફીલ્ડ વિલેજ' ની તોલે કંઇ આવી શકે નહિ ફોર્ડની અદ્‌ભુત કલ્પનાશકિત, યોજનાશકિત અને દેશભકિતનો એમાથી પરિચય મળી રહે છે મ્યુઝિયમની બાજુમા જ છે એ. એનુ અર્પણ થયુ છે, યોગ્ય રીતે, મહાન વિજ્ઞાની થોમસ આલ્વા એડિસનને ફોર્ડ અને એડિસન મિત્રો હતા, ફોર્ડના મોટરના પ્રયોગોમાં એડિસને પ્રેરણા અને સહાય આપ્યા હતાં લગભગ એકસો જેટલા મકાનો આ ગામમાં છે. અમેરિકાની ૧૯મી સદીનુ ચિત્ર ત્યાંથી મળી



ફોર્ડ અને એડીસન . 'ગ્રીનફિલ્ડ વિલેજ'મા આ સ્થળે એડિસનની પ્રયોગશાળા જેમની તેમ લાવવામા આવી છે. બહેન વૈજ્ઞાનિક સાથે ફોર્ડ મારે સારે વાત કરે છે.

રહે છે. એની વિશેષતા એ છે કે કેટલાંક મકાનો આખાં ને આખાં, એ જ સ્વરૂપમા, બીજે સ્થળેથી ઉઠાવીને અહીં મૂકવામાં આવ્યા છે। ઍડિસનની પ્રયોગશાળા ન્યૂ જર્સી રાજ્યમાં મેન્લોપાર્કમાં હતી, તે પાયામાથી ઉખેડીને અહીં ગોઠવવામાં આવી છે. અહીં ઍડિસને પહેલી વીજળીબત્તી પ્રગટાવી હતી આ મકાનમા ફોર્ડ અને ઍડિસનની સયુકત તસવીરો મૂકેલી છે. આ પ્રયોગશાળા વિષે એમ કહેવાય છે કે બધુ ગોઠવી લીધા પછી ફોર્ડે ઍડિસનને એ જોવાનુ આમંત્રણ આપ્યું ને એ જોવાઇ ગયા પછી પૂછ્યુ : 'બધું જેમ હતુ તેમ જ છે ને ? સોએ સો ટકા બરાબર છે ને?' ઍડિસને જવાબ આપ્યો : 'બધુ હતુ તેમ છે, છતા ૧૦૦ નહિ ૯૯-૯ ટકા છે.' ફોર્ડે ૧ પોઇન્ટની ખામી માટે ખુલાસો પૂછ્યો તો જવાબ મળ્યો : 'આવી સ્વચ્છતા ત્યા નહોતી।'

આવા તો અનેક મકાનો છે ફોર્ડનું પોતાનુ જન્મસ્થાન એવુ ને એવુ ગોઠવાયેલુ જોઇ શકાય છે વિમાનની શોધ કરનાર રાઈટબધુઓની સાયકલની દુકાન તથા વિમાન શોધવામા સહાયભૂત થયેલી લેબોરેટરી પણ અહીં છે। ૧૯મી સદીની રેશમની મિલ, અનાજ દળવાની ઘટી, લુહાર, સુથાર, મોચી વગેરેની દુકાનો, છાપખાનુ ને એવી ઘણી નાનીમોટી ઈમારતો ત્યા છે પ્રમુખ લિંકને જે અદાલતમા વકીલાત શરૂ કરી તેનો ખડ અહી લાવવામા આવ્યો છે, એમા જે ખુરશી પર લિંકનની હત્યા થઇ હતી તે પણ મૂકેલી છે આ ઉપરાત, અમેરિકાના ખ્યાતનામ કવિઓ, લેખકો, શોધકોના મકાનો, એ જ સ્થિતિમા મૂકેલા છે જ્યા મૂળ વસ્તુ યોગ્ય રૂપમા મળી નથી ત્યા એ સમયને લક્ષમા લઇ એવી વસ્તુ મૂકેલી છે એ જમાનાની ગાડીમાં બેસી આ વિલેજ જોઇ શકાય છે. વચ્ચે એક નદી પણ ખેંચી લાવવામા આવી છે, એમા એક સુદર જહાજ રાખ્યુ છે. પ્રવાસીઓ તેનો લાભ ઉઠાવે છે અહીં ૧૯ મી સદીનુ ઇગ્લાડનુ દેવળ છે, સ્ટોર્સ છે, એવું ઘણું છે. દરેક પ્રવાસીએ આ વિલેજની અચૂક મુલાકાત લેવી જોઇએ ડેટ્રોઇટમા અમે બીજા કેટલાક સ્થળો જોયાં ને



આ છે ગ્રીનફિલ્ડ વિલેજનું ઇંગ્લાન્ડનું પ્રાચીન દેવળ:
અહીં ચોક્કસ સમયે પૂતળાઓ દ્વારા ઘંટ વાગે છે.

---

કેટલીક વ્યક્તિઓને મળ્યા, પરંતુ એમાં નોંધપાત્ર ગણાય એવું ખાસ નથી હાથની પીડાને કારણે ત્યાં એક દિવસ રોકાયા અને શિકાગોનો કાર્યક્રમ મૂળમાં ટુંકાવેલો, તેમાં એક દિવસ ઓર ઓછો થઇ ગયો

ડેટ્રોઇટથી સવા કલાકમાં અમે શિકાગો પહોંચ્યા અમેરિકામાં ન્યુયોર્ક પછીનો નંબર આ શહેરને મળે છે એની વિશેષતાઓ તો ઘણી છે, પરંતુ અમારી પાસે સમય ઓછો હતો અમેરિકાના મોટાં

શહેરોમાં કેટલુંક સરખું જ જોવાનું હોય અને અમારું મન હવે નાનાં ગામો ને ખેતરો જોવા તરફ વળ્યું હતું એટલે શિકાગોને વધુ મહત્ત્વ આપી શકાયું નહિ. અમે ત્યાં બે દિવસ રહ્યાં. છથી સાત હજાર વિદ્યાર્થીઓને વિવિધ પ્રકારનું કલાશિક્ષણ આપતું આર્ટ – ઇન્સ્ટિટ્યુટ જોયું. ત્યાં પાંચ હજારથી વધુ પ્રાચીન–અર્વાચીન ચિત્રોનો સંગ્રહ છે, તેના પર નજર ફેરવી. સ્થાપત્યના નમૂનાઓ પણ જોયાં. 'નેચરલ હિસ્ટ્રી મ્યુઝિયમ' અને 'મ્યુઝિયમ ઓફ સાયન્સ એન્ડ ઇન્ડસ્ટ્રી' ત્યાં ખાસ જોવાં જોઇએ. એકમાં જીવનસૃષ્ટિના ઉત્પત્તિ–વિકાસની રોમાંચક ને વૈવિધ્યભરી કથા જોવા મળે અને બીજામાં અમેરિકાના લગભગ સર્વ પ્રકારના ઉદ્યોગનાં પ્રતીકો જોઈ શકાય. અમેરિકાના વિકાસની ઝાંખી કોઇ એક જ સ્થળે મેળવવી હોય તો 'મ્યુઝિયમ ઓફ સાયન્સ એન્ડ ઇન્ડસ્ટ્રી' જેવું કોઈ સ્થળ મળે નહિ ત્યાં આપોઆપ ટેલિવિઝનમાં આવવાની વ્યવસ્થા છે અમે તેનો લાભ લીધો ને ટેલિવિઝન પર આવ્યાના પુરાવારૂપ તેની તસવીરો પણ ઉતારી! શિકાગોમાં અમે બે પ્રકાશન સંસ્થાઓ જોઈ; તેનું વર્ણન બીજા સ્થળે થઇ ગયું છે. નિગ્રોની સ્થિતિ વર્ણવતા મેં 'એબની' વગેરે સામયિકો વિશે લખ્યું છે, તેની મુખ્ય કચેરી અહીં છે. અમે એના સંચાલકો અને સંપાદકોને નિરાંતે મળ્યાં હતાં. દૈનિક અને સાપ્તાહિકરૂપે પ્રગટ થતા 'શિકાગો સન ટાઇમ્સ' ની મુલાકાત દરેક પ્રવાસીએ લેવી જોઇએ. 'ન્યુયોર્ક ટાઇમ્સ' જેટલી એની સમૃદ્ધિ ન ગણાય, પરંતુ મકાન, યંત્રો અને બીજાં સાધનો અદ્યતન છે; એમાં અખબારને જરૂરી એવી સર્વ સામગ્રી ઉત્તમમાં ઉત્તમ પ્રકારની છે.

શિકાગો બહુ મોટું શહેર છે; અમેરિકામાં એનું સ્થાન ન્યુયોર્ક પછી તરત જ આવે છે. શિકાગોમાં ખૂન–લૂટના બનાવો વધુ બને છે એવી અસર પૂર્વગ્રહપ્રેરિત ગણાય. બીજાં શહેરો જેવું જ અહીં છે. શહેરની વસતિ ૪૦ લાખ અને આસપાસનો વિસ્તાર ગણીએ તો ૬૦ લાખથી પણ વધુ છે. ઊંચા મકાનોમાં પણ ન્યુયોર્ક પછી એનો નંબર

લાગે ૫૦૦ ફીટથી ઊંચાં એવાં દસેક મકાનો હશે. અમારી હોટેલ પાસે એક વીમા કંપનીની ઇમારત ૬૬૧ ફીટ ઊંચી હતી. શિકાગોનું ઊંચામાં ઊંચું મકાન ૯૧૪ ફીટનું છે. શિકાગો આખા અમેરિકામાં સૌથી મોટું વાહનોનું મથક છે. ૬૫ જેટલી રેલવેઓ ત્યાં જોડાયેલી છે. એવું બીજા વ્યવહારોનું પણ છે. જથ્થાબંધ વેપાર અને અનેક ઉદ્યોગોનું એ ધામ છે. ન્યુયોર્ક જેવી ધમાલ ત્યાં દેખાય, છતાં ન્યુયોર્કની ભવ્યતા જોવા ન મળે, પરંતુ શહેરની બહાર જઇએ ત્યારે કુદરતી સૌંદર્યથી અંજાઈ જઈએ. મહાસાગરનો આભાસ ઊભો કરે એવી વિશાળ શિકાગો નદીનો સામો કાંઠો જોઈ શકાય નહિ. અહીંની હોટેલ ન્યુયોર્ક સાથે સ્પર્ધા કરે એવી મોટી અને સગવડભરી છે. શિકાગો શિક્ષણસંસ્થાઓમાં પણ આગળ પડતું સ્થાન ધરાવે છે. સમયના અભાવે અમારાથી મળી શકાયું નહિ, પરંતુ હિન્દી વિદ્યાર્થીઓ પણ ત્યાં મોટી સંખ્યામાં છે.

શિકાગોનું સ્મરણ તાજું રાખવામાં બે વ્યક્તિઓએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. એક હતાં લગભગ એંશી વર્ષનાં અમેરિકન વૃદ્ધા. તેઓ ઘણાં વર્ષ ભારતમાં રહેલાં અને એક હિંદીને પરણેલાં. એમનો જુસ્સો આજે પણ એવો ને એવો. આ ઉંમરે તેઓ હિંદી પતિને એ જ પ્રેમ–ભક્તિથી યાદ કરે છે ને પોતાની આટલાન્ટિક જાતે રળી લે છે. આ વયે તેઓ નવી ભાષા શીખવાનું અને ઇતિહાસનો અભ્યાસ કરવાનું જોમ ધરાવે છે. બીજા એક અમેરિકન ગૃહિણીને મળવાનો અમને અવસર મળ્યો. એ ચાર બાળકોની માતા છે, પતિ મોટી વેપારી પેઢીમાં ઊંચો હોદ્દો ધરાવે છે. આ બહેન ભારતમાં ત્રણચાર માસ ફરીને અનેક તસવીરો ને ફિલ્મો ઉતારી ગયાં છે. એમનો મુખ્ય રસ આધ્યાત્મિક છે. વિદેશી પ્રવાસીઓ અને તેમાં પણ હિંદીઓને શિકાગોના જોવાલાયક સ્થળો બતાવવાની સેવા તેઓ આપે છે. આવી સેવા આપનારી મહિલાઓ ત્યાં લગભગ દરેક સ્થળે મળે છે. આ બહેનની સાથે અમે ચાર–પાંચ કલાક ગાળ્યા. જ્ઞાન, કર્મ, ભક્તિ ને દ્વૈત–અદ્વૈતની વાતોમાં બહુ રસ આવ્યો. તેઓ ભારત વિષે પ્રવચનો આપે છે, ફિલ્મો ને ચિત્રો બતાવે છે ને તેનાં નાણાં ભારતનાં કોઈ શુભ કાર્યમાં મોકલી આપે છે. શિકાગોનું સ્મરણ આ બહેનોએ જાળવી રાખ્યું છે.

## ૨૮. કુટુંબના સહ્યો

શિકાગોથી પોણા બે કલાકનો વિમાની પથ કાપી અમે મિનીએપોલિસ પહોંચ્યા. શહેર જોવાની ઇચ્છા મંદ પડી ગઈ હતી એટલે વિમાની મથકે બે કલાક આરામ કરી ત્યાંથી એક નાના વિમાનમાં વર્ધિંગ્ટન ગયા. અહીં દેખાવ જુદો જ હતો. અમારું સ્વાગત કરવા માટે શહેરના નગરપતિ, યજમાનદંપતી અને બીજા આગેવાનો ફૂલોના ગુચ્છ લઈને આવ્યા હતા. લીલાં હરિયાળાં વિશાળ મેદાનો વચ્ચેની સ્વચ્છ ને શાંત સડક પર મોટરનો પ્રવાસ કરતા અમે ગામમાં પહોંચ્યા. ૧૨ થી ૧૫ હજારની વસતિનો આ કસબો, પરંતુ નગરનો તમામ આકારનો વિશાળ સરોવરને કાંઠે એક નાના પણ સુંદર બંગલામાં અમારે અમેરિકન કુટુંબમાં રહેવાનું હતું. શહેરની વચ્ચેથી પસાર થયા ત્યારે ધમાલ ન લાગી પરંતુ ફૂટપાથ પર મોટરો માટે મીટરો મૂકેલાં હતાં તે અમે જોયાં! અહીં પણ મોટરો તો વસતિના પ્રમાણમાં એટલી જ. પાણી, વીજળી, ગૅસ, રેડિયો, ટેલિફોન, ટેલિવિઝન વગેરે તો વિપુલ પ્રમાણમાં હોય જ. વિવિધ પ્રકારની શાળાઓ પણ અનેક. ખ્રિસ્તીઓના જુદા જુદા પંથના દેવળોની સંખ્યા ૨૦ જેટલી. હૉસ્પિટાલ ઘણી મોટી. બારથી વધુ ડૉક્ટરો અને અદ્યતન સાધનો. તાલુકાનું આ મુખ્ય મથક એટલે કોર્ટ, કચેરી, પોલીસથાણું વગેરે પણ ધ્યાન ખેંચે. ન્યુયાર્ક કે શિકાગોની ધમાલ અહીં મુદ્દલ નહિ પરંતુ સુખસગવડમાં જરા પણ ઉણપ નહિ. આસપાસ માઈલોના માઈલો સુધી પથરાયેલાં ખેતરો. અમેરિકાની સાચી સમૃદ્ધિ કહો, શાંતિ અને સ્વતંત્રતા કહો, તેનાં સુભગ દર્શન તો અહીં જ. વિશેષ આમ વર્ધિંગ્ટનના પ્રથમ દર્શને જ અમારો થાક ઊતરી ગયો.

અમારાં જે યજમાન નક્કી થયાં હતાં તેની તો શી વાત કરવી? પતિ-પત્ની ને પુત્ર, ત્રણ ત્યારે હાજર હતાં, મોટી પુત્રી વિશેષ અભ્યાસ માટે બીજા શહેરમાં રહેતી હતી. અલંકાર વાપરીએ તો એમ કહેવાય કે ચાર માણસોનું આ કુટુંબ સ્વર્ગસુખ ભોગવતું હતું. અહીં અમે ચાર દિવસ ગાળ્યા ડૉ. અને શ્રીમતી હયબર્ગ અને તેનો પુત્ર ટોમ કુટુંબીજન જેવાં લાગ્યાં. ચારેય દિવસ માટે સવારથી રાત સુધીનાઃ



વર્મિંગ્ટન પાસે એક ખેડૂતકુટુંબ સાથે

કાર્યક્રમો ગોઠવાયેલા હતા. એ પ્રમાણે અમે આસપાસના પચીસેક માઇલ સુધીનાં ખેતરોમા ફર્યા ખેડૂતોના ઘરમા એમની સાથે જમ્યાં. એમના ધંધાની વાતો સમજવા પ્રયાસ કર્યો અને કુટુબમા સૌની ઓળખાણ કરી આખા તાલુકામા આરોગ્ય અને સમાજ સુધારવાની પ્રવૃત્તિ કેમ થતી હતી તેનો ખ્યાલ આપવા માટે એક પરિષદ ગોઠવવામા આવી હતી ત્યા મુક્ત ચર્ચા ને પ્રશ્નોત્તર દ્વારા ઘણુ જાણ્યુ એક દિવસ 'કોમ્યુનીટી સપર' ગોઠવ્યુ હતુ, ત્યા શહેરના અગ્રગણીઓ સાથે ભોજન લીધું. ભોજનને અંતે પ્રવચન અને પ્રશ્નોત્તર. રવિવારની સવારે બે કલાક દેવળમા ગાળ્યા. રેલવે અને વાહનવ્યવહારને લગતી એક પરિષદમા ભાગ લીધો. ખાનગી સાહસ દ્વારા ટેલિફોન અને રેડિયો કેમ ચાલે છે તેનો ઝીણવટભર્યો પરિચય અહીં જ મળ્યો અહીંના વર્તમાનપત્ર, શાળા, ઇસ્પિતાલ, અદાલત, સરકારી કચેરી વગેરેની મુલાકાત લીધી. સરોવરમા



વર્થિંગ્ટનના ૮૬ વર્ષના જૂના દૈનિક પત્રમા મુલાકાત

 

નૌકાવિહાર અને પર્યટન માણ્યાં આ બધાં કાર્યક્રમો ઉપરાન્ત દરરોજ રાત્રે આઠ વાગ્યાથી શહેરના અગ્રણીઓ, જેમાં વકીલો, ડૉક્ટરો, પ્રાધ્યાપકો, વેપારીઓ, પાદરીઓ, સરકારી અમલદારો વગેરે હોય, એનો મેળો જામે રાતના બાર-એક વાગ્યા સુધી ડાયરો જામ્યો હોય, એમાં અનેક વિષયો પર ચર્ચા થાય અમારા યજમાન સૌનું સ્વાગત કરે ને મોડી રાતે છૂટા પડીએ તે પછી યજમાન સાથે અધોઁ કલાક બેસવાનું થાય! અમેરિકાની યાત્રાના સૌથી વધુ મધુર, પ્રેરક, જ્ઞાનપ્રદ દિવસો એ હતા યજમાનદંપતી ધર્મિષ્ઠ ને મેળાપી હતા આ ગ્થળે મન પર જે અસર થઈ તેનું વિગતે વર્ણન તો કોઈ વાર્તામાં જ કદાચ ગૂંથાશે, કારણ કે એ દ્વારા માનવહૃદયની એકતાનો ઊંડો પરિચય મળ્યો હતો

આપણે ત્યાં અમેરિકા વિશેના ખ્યાલો મુખ્યત્વે મોટા શહેરો, તેની અનર્ગળ સંપત્તિ અને વૈજ્ઞાનિક સાધનો પરથી બંધાયેલા છે અમેરિકામાં શાંત અને સ્વસ્થ જીવન ગુજારનારા લોકો શહેરમાં પણ છે, પરંતુ વર્જિનિયા જેવાં કસ્બાઓમાં તો તેનો પાર નથી આપણા જેવું સંયુક્ત કુટુંબ તો ત્યાં નથી, છતાં વૃદ્ધ માતા-પિતા અને યુવાન બાળકો પ્રત્યે મમતાનો દોર ત્યાં વિશેષ પ્રમાણમાં જોઈ શકાય છે ધર્મ પ્રત્યેની ભાવના પણ ત્યાં વધારે છે ધર્મ સાથે જોડાયેલા પ્રશ્નોનું પ્રમાણ પણ જોવા મળે ખરું પોતાના દેશ વિશે જાણવાનો જેટલો રસ તેટલો પરદેશ વિશે નહીં, છતાં આવા કસ્બાઓમાં તેવું જાણવાની વ્યવસ્થા તો ખરી. પાડોશીભાવ પણ મોટા શહેરોના પ્રમાણમાં અહીં વિશેષ જે ઘરમાં અમે રહેતા હતા તે ઘરમાં આસપાસના લોકો સહજ રીતે આવતા હતા આપણે ત્યાં મહેમાન જેમ નોતરે ચડે તેવું ત્યાં પણ બનતું હતું ડૉ અને શ્રીમતી હયવર્ડ સાધનસંપન્ન હતાં, છતાં ઘરનું લગભગ બધું જ વડું ઘરનું કામ તેઓ જાતે કરતાં હતાં વહેલી સવારે ડૉ હયવર્ડ યાંત્રિક સાધન સફાઈકામ કરતા હોય એમના શ્રીમતી રસોડામાં નાસ્તો તૈયાર કરતાં હોય અને લેવા મૂકવાનું કામ એમનો પુત્ર બજાવતો હોય! આ દૃશ્ય સુંદર અને પ્રેરક લાગતું હતું

વર્ધિંગ્ટન પહોચ્યાં ત્યારે જેટલાં માણસો અમને લેવાં આવ્યા હતા તેથી પાંચ ગણા વધુ માણસો વિદાય આપવા આવેલા સ્વજનોથી છૂટા પડતાં હોય એવા ભાન એમણે ને અમે અનુભવ્યા હતા એ મીઠાશ આજેય મનમા સઘરાયેલી છે અને પત્રવ્યવહારથી તેની તાજગી પણ જળવાયેલી છે.

ત્યાથી અમે સુફોલ્ક ગયા. લગભગ સવા લાખ વસતિનુ આ શહેર. ખૂબ શાત, સ્વચ્છ, સુદર, વર્ધિંગ્ટનની કઇક મોટી આવૃત્તિ જેવુ અહીં



સુફોલમાં જર્મન પ્રોફેસર અને એમના પત્ની સાથે

★ ——————— ★

એક જર્મન પ્રોફેસર અમારા યજમાન હતા. એમના પત્ની અમેરિકન હતાં. એમની સાથે જર્મનીથી અમેરિકા સુધીની ઘણી વાતો થઈ. બીજાં કુટુંબોમાં પણ મહેમાનગતિ માણી. અહીં અપંગ બાળકો માટેની શાળા ને ઇસ્પિતાલ અમે જોયાં. એનાં સાધનોની શી વાત કરવી? પ્રોફેસરના શબ્દોમાં કહું તો આવાં સાધનો માટે પશ્ચિમ જર્મનીએ પણ હજી પ્રયાસ વર્ષો લગી કરવો પડશે. સુફોલ્કમાં ચર્ચના કરોડો ડોલરના ટ્રસ્ટ દ્વારા ચાલતી વિદ્યાપીઠ જોઈ. વિદ્યાપીઠના વડા, પંદરેક જેટલા અધ્યાપકો અને બીજા અધિકારીઓ સાથે ત્રણ કલાકની અમારી એક મુલાકાત ગોઠવાયેલી હતી. અહીં શિક્ષણ અને



સુફોલ્કમાં અપંગોની શાળા તથા ઇસ્પિતાલની આ મુલાકાત ટેલિવિઝન પર રજૂ થઈ હતી.

જીવનવિકાસના પ્રશ્નો ચર્ચાયા. સુફોલ્સના અમારા કાર્યક્રમને તેઓએ ટેલિવિઝન પર ઉતાર્યો હતો. તે રાત્રે અમે પહેલી વાર વ્યવસ્થિત અને લાંબા સમય માટે ટેલિવિઝન પર રજૂ થવાનો આનંદ માણ્યો. સુફોલ જેવું રળિયામણું નગર તે પહેલાં કે તે પછી અમે જોયું નથી. અહીંની મુલાકાતનો ખાસ હેતુ તો અપંગોની શાળા જોવાનો જ હતો. એ જોઇને તૃપ્તિ અનુભવી. અપંગ બાળકોને જીવનનો સર્વ પ્રકારનો આનંદ માણતાં અમે જોયાં. અહીંના વર્તમાનપત્રે અમારી ખાસ મુલાકાત લીધી અને તેજ દિવસે પ્રસિદ્ધ કરી. આ લખતી વેળાએ સુફોલનું સમગ્ર ચિત્ર આખ સામે ખડું થાય છે. ગામડાંઓ ભાંગીને કે જોડીને જો શહેરો બનાવવાં હોય તો તે શિકાગો કે ન્યુયોર્ક જેવાં નહીં પણ સુફોલ જેવાં બનાવવાં જોઈએ, એવો વિચાર અનેકવાર ત્યાં આવી ગયો હતો. અહીં પણ જે કુટુંબોના પરિચયમાં અમે આવ્યાં ત્યા આપણાં જીવનના કેટલાક ઉત્તમ અંશો નિહાળી પ્રસન્નતાનો અનુભવ કર્યો. વિદ્યાપીઠમાં પ્રોફેસરો સાથે ચર્ચા થઈ, તેમાં પણ શાંત, સ્વસ્થ અને આધ્યાત્મિક જીવનનું આકર્ષણ અમે જોઈ શક્યાં હતાં. વર્ધિંગ્ટન, સુફોલ અને હવે પછી અમે જવાના હતાં તે પ્રેસકોટ વગેરેને હું અમેરિકાના હૃદયની ઉપમા આપું. અમેરિકા સર્વાંશે ભૌતિકવાદી છે એવા આક્ષેપોનો જવાબ આવા અંદરના પ્રદેશોનાં નિરીક્ષણથી સહેજે મળી શકે એમ છે.

અહીંથી અમે પશ્ચિમ-દક્ષિણમા ગ્રાન્ડ કેન્યોન - જવાના -હતાં. વચ્ચે એક દિવસ ડેનવર ઊતર્યાં અહીં હિંદી સરકાર તરફથી શિક્ષણ માટે મોકલાયેલા બે ટેકનિશ્યનોના અમે મહેમાન બન્યા. ડેનવરની આસપાસના રોકી માઉન્ટનનુ દશ્ય ખરેખર આહ્લાદક છે પાંચેક લાખની વસતિનું આ શહેર વ્યાપારઉદ્યોગથી ધમધમે છે. શરૂઆતમા તો સોનુ, ચાંદી, સીસુ વગેરે ખનીજથી તેને ખ્યાતિ મળી હતી. હવા ખાવાનું આ ઉત્તમ સ્થળ ગણાય છે. ડેનવરમાં હિંદી અધિકારીઓનો જે પરિચય થયો તે સહેજે ભૂલાય એવો



★

સુદ્દોવના 'આર્ગસ ઉઈલી' નામના દૈનિકમા પ્રસિદ્ધ થયેલી મુલાકાત

★

નથી એ પક્ષ અને એ પરના આવા કેટલાક પરિચયો થયા હતા એ બધાનો સરવાળો કરતા જે તા તથ્ય નીકળે છે તે કઈક આવા પ્રકારનુ છે વિદેશમાથી શિક્ષણ અને તાનીમ મેળવવા માટે આપણે વિદ્યાર્થીઓ અને અધિકારીઓ મેકલીએ છીએ તેમા આપણી લઘુતાગ્રથિ પણ ભાગ ભજવે છે ઘણા અધિકારીઓએ અમને કહ્યુ કે એમને માટે અહીં કેટલુક શીખવા જેવુ છે એમા શકા નહીં પરતુ વિદેશી નિષ્ણાતો આપણા દેશમા બોલાવીને આ કાર્ય ઘણા ઓછા ખર્ચમા સિદ્ધ કરી શકાય એમ કરવામા કઈ મરકેલી આવતી હોય તો વિદેશમા રહેવાના સમયનુ પ્રમાણ ઘટાડીને પણ આ હેતુ પાર પાડી શકાય ઘણા વિદ્યાર્થીઓ અને અધિકારીઓ અમો થાકેલા અને ત્યાં નકામા જ પડી રહ્યા હોય એવા લાગ્યા અમે ડેનવરથી નીકળી ફિનિકસમા સહેજ રોકાઈને

પ્રેસકોટમાં અમારા યજમાન આપણા લેંઘા-ઝભ્ભાથી એટલા પ્રભાવિત થયા કે મારે તેમને એક જોડ ભેટ આપવી પડી! બદલામાં એમણે શુકનરૂપે સાચવી રાખેલો જૂના સમયનો ચાંદીના ડોલરનો સિક્કો મને ભેટ આપ્યો. આ સિક્કાએ એમને કેવી કેવી આફતોમાં મદદ કરી છે, તેની વાતો બહુ મજેદાર હતી. શ્રીમતી મેકાર્ડી કવિયત્રી તો હતાં જ, સાથે સાથે બીજા અનેક વિષયોમા પણ ઊંડો રસ ધરાવતા હતા. એમના પુસ્તકાલયમા ભારતીય તત્ત્વજ્ઞાનના ગ્રંથો જોઇ અમે બહુ આનંદ અનુભવ્યો. તેઓ હિંદુધર્મ વિશે સારું જાણતાં હતા. જૈનધર્મ અંગે પણ એમણે કેટલુંક વાંચેલુ અને એમના મનમા કેટલાક સવાલો પણ ઊભા થયેલા. દૂર દૂરના દેશમા અને તે પણ ગ્રામ પ્રદેશ ગણાય એવા સ્થળે આવા રસના માણસો મળે ત્યારે ખૂબ જ આનંદ થાય એ સ્વાભાવિક છે.

નક્કી થયેલા કાર્યક્રમ પ્રમાણે પ્રેસકોટની આસપાસ લગભગ ૬૦૦ માઈલની અમે મોટરમા મુસાફરી કરી. જંગલો, પહાડો ને વેરાન



★

ફ્લેગસ્ટાફમાં : રેડ ઇન્ડીઅનના એક અગ્રણી સાથે

★



★

ગ્રાન્ડ કેન્યોનમાં કુમારી લેસા ગેચ સાથે.

★

કંપનીના નિવૃત્ત અધિકારી શ્રી મેકાર્ડી અને એમનાં કવિયત્રી પત્ની શ્રીમતી માર્થા મેકાર્ડી અમારા યજમાન હતાં. એમનાં બાળકો બીજાં શહેરોમાં રહેતાં હતાં. અમારા કાર્યક્રમની જવાબદારી કુમારી લેના ગેચે સંભાળી હતી અહીં અમને નવા અનુભવો મળ્યા આ દંપતી સાથે તો ખૂબ મઝા આવી. ઘેર રહેતા હોઈએ તેમ ભોજન, અને રહેણીકરણીમાં હળવાશથી રહ્યા. પરદેશમાં ભારતીય અથવા ગુજરાતી સાડીનું આકર્ષણ રોજ જોઈ શકાય છે અમે તો જ્યાં ગયા ત્યાં તેની પ્રશંસા સાંભળી, તેમ જ તે પહેરવાનું આકર્ષણ પણ જોયું. અહીં

અમેરિકાના અને બહારના પ્રવાસીઓ માટે જોવાલાયક સ્થળોમાં ગ્રાન્ડ કેન્યોનનું નામ પહેલી હરોળમાં આવે. એનાં વર્ણન-સંશોધનના દસ-બાર મોટા ગ્રંથો પ્રગટ થયેલા છે. લગભગ ૧૧૦૦ ચોરસ માઇલના વિસ્તારવાળા ગ્રાન્ડ કેન્યોન પાર્કમાં જૂના કાળની અનેક સ્મૃતિઓની સાથે પ્રવાસીઓ માટેની સગવડો પણ કરવામાં આવેલી છે. ગ્રાન્ડ કેન્યોન એક વિરાટ અથવા રાક્ષસી ખીણ છે. એની વચ્ચે અમેરિકાની બીજા નંબરની મોટી નદી કોલોરાડો વહે છે. આ સ્થળનું માહાત્મ્ય પુરાતત્ત્વના અભ્યાસીઓ માટે ઘણું કહેવાય. સામાન્ય પ્રવાસી તો એ જોઈને અચંબામા પડે એટલું જ. લાખો વરસ પહેલાં એક નહિ, અનેક ધરતીકંપોને પરિણામે પહાડો અને જમીન ફાટયાં હશે અને તેમાંથી આ ખીણ રચાઈ હશે. કોલોરાડો નદી અત્યંત વેગીલી છે. એ આ સ્થળે ઊંડી ખીણમા ઊતરે છે. ખીણની લંબાઈ ૨૧૭ માઇલ, પહોળાઈ ૧૦ માઇલ અને ઊંડાણ ૧ માઈલ ગણવામા આવે છે. એમાં કોલોરાડો નદી અગણિત વર્ષોથી ધૂળપથ્થર ખેંચી લાવે છે છતા એ ૩૦૦ ફીટ પહોળી અને ૧૨ ફીટ ઊંડી છે. આ ખીણ તરફ ઐતિહાસિક દૃષ્ટિએ પહેલું ધ્યાન ગયું ૧૫૪૦ની સાલમાં. એ મેક્સિકોની સરહદ પર છે. અમેરિકાએ ત્યાં જીત મેળવ્યા પછી તેના વિકાસ પર ધ્યાન આપ્યુ છે. છેલ્લા સિત્તેર વર્ષથી ત્યાં પ્રવાસીઓ માટેની સગવડો ઊભી કરવામાં આવી છે. પ્રાગૈતિહાસિક કાળના અનેક અવશેષો આ પ્રદેશમા હાથ લાગ્યા છે. સમગ્ર પાર્ક વિસ્તારમાં ૬૦૦ જેટલાં પ્રાચીન સ્થળો છે, પરંતુ પ્રવાસીઓ બહુ ઓછી જગ્યાએ જઈ શકે છે. યાત્રીઓનુ આકર્ષણ-કેન્દ્ર તો ગ્રાન્ડ કેન્યોન જ છે. સંશોધનમા કિલ્લા જેવા મકાનો, જીર્ણ વસ્ત્રો, માટીના વાસણો, પગરખા વગેરે મળેલાં છે.

અમને ગ્રાન્ડ કેન્યોન સિવાય બીજા કશામાં રસ નહોતો. અમે વહેલી સવારે નીકળ્યા હતા, પરંતુ જુલાઈ માસનો તાપ ઘણો આકરો હતો આખો રસ્તો વેરાન જેવો અને તેને છેડે સૂકા પથ્થરનુ આ સ્થળ! ત્યા તાપ ૧૨૦ ડીગ્રી! ગ્રાન્ડ કેન્યોન વિષે વાચીને તથા સાંભળીને જેટલું આકર્ષણ થયું હતુ,

પ્રદેશનુ નિરીક્ષણ કર્યું. રેડ ઈન્ડીઅનોને એમના મૂળ સ્થાનમાં તથા જાહેર ઉત્સવના મેળામા જોયા. નિગ્રો કરતાં રેડ ઇન્ડીઅનની સ્થિતિ નિરાળી છે. એમને જોતા કોઇકવાર આપણા મનમાં એવી અસર પણ ઊપજે કે જેમ પ્રાચીન ખંડેરોને એમની મૂળ સ્થિતિમા જાળવી રાખવામાં આવે છે તેમ આ લોકોને પણ જાળવવામા તો નથી આવતા ને ! આ લોકો અમેરિકાના મૂળ વતની અમેરિકામાં યુરોપ-વાસીઓનો પ્રવેશ થયો ત્યારે એમની વસતિ ૮ થી ૧૦ લાખ ધારવામાં આવતી હતી. આજે ૩ લાખ ૪૩ હજાર છે રેડ ઇન્ડીઅનોની સ્થિતિ સુધારવા માટે અમેરિકામાં ખાસ એક દફતર રાખવામાં આવ્યું છે. જુદા જુદા રાજ્યોમા એમને માટે અનામત વિસ્તારો અને જમીનો છે. ખાસ એજન્સીઓ દ્વારા આ વ્યવસ્થા થાય છે. આ એરીઝોનામા એમની વસતિ સૌથી. વધારે, લગભગ ૭૦,૦૦૦ છે. એમનાં ઝૂંપડાઓ અને રહેણીકરણી અમેરિકાના સામાન્ય જીવનના પ્રમાણમાં આઘાતજનક લાગે, છતા અમને એવા અનેક સ્ત્રી-પુરુષો મળ્યાં જેઓ અંગ્રેજીમા વ્યવહાર કરતા હતા, સારા ઘરોમા રહેતા હતા અને એમણે વસ્ત્રો ને આભૂષણો પણ પ્રમાણમાં કીમતી પહેર્યા હતા. રેડ ઇન્ડીઅનોમા પંદરેક જેટલી જાતો છે, જેમ આપણે ત્યા આદિવાસીઓમા છે તેમ. અમેરિકાના લોકો ખૂબ જ હેતાળવા અને મળતાવડા હોય છે. એમનામા ઔપચારિકતા પણ ઓછી. આમા અપવાદ માત્ર રેડઇન્ડિયનોનો. તેઓ પરદેશીઓ સાથે તો ઠીક, ગોરા અને કાળા અમેરિકનો સાથે પણ છૂટથી હળેભળે નહીં. આપણે તેની સામે હસીએ તોય તેના મુખ પર સ્મિત આવે નહીં. અમારા યજમાને એમના આ સ્વભાવનું વિસ્તારથી વર્ણન કર્યું હતું એટલે અમારો પ્રયાસ તેમની સાથે ભળવાનો હતો. ફ્લેગસ્ટાફમા મોટો મેળો ભરાયો હતો અને હજારોની સંખ્યામા રેડઇન્ડિયનો ત્યાં આવ્યા હતા. અમે બહુ થોડા પરિશ્રમે એમની સાથે ભળી શક્યા તેનું અમારા યજમાનને આશ્ચર્ય થયુ. કારણ તો એ હતું કે અમે એમને ખાની કરાવતા હતા કે તેઓ જેમ ઇન્ડિયન છે તેમ અમે પણ ઇન્ડિયન છીએ !

અમેરિકાના અને બહારના પ્રવાસીઓ માટે જોવાલાયક સ્થળોમાં ગ્રાન્ડ કેન્યોનનું નામ પહેલી હરોળમાં આવે. એના વર્ણન–સંશોધનના દસ–બાર મોટા ગ્રંથો પ્રગટ થયેલા છે. લગભગ ૧૧૦૦ ચોરસ માઇલના વિસ્તારવાળા ગ્રાન્ડ કેન્યોન પાર્કમાં જૂના કાળની અનેક સ્મૃતિઓની સાથે પ્રવાસીઓ માટેની સગવડો પણ કરવામાં આવેલી છે. ગ્રાન્ડ કેન્યોન એક વિરાટ અથવા રાક્ષસી ખીણ છે. એની વચ્ચે અમેરિકાની બીજા નંબરની મોટી નદી કોલોરાડો વહે છે. આ સ્થળનું માહાત્મ્ય પુરાતત્ત્વના અભ્યાસીઓ માટે ઘણું કહેવાય. સામાન્ય પ્રવાસી તો એ જોઈને અચંબામાં પડે એટલું જ. લાખો વરસ પહેલાં એક નહિ, અનેક ધરતીકંપોને પરિણામે પહાડો અને જમીન ફાટયા હશે અને તેમાંથી આ ખીણ રચાઈ હશે. કોલોરાડો નદી અત્યંત વેગીલી છે. એ આ સ્થળે ઊંડી ખીણમાં ઊતરે છે. ખીણની લંબાઈ ૨૧૭ માઇલ, પહોળાઇ ૧૦ માઇલ અને ઊંડાણ ૧ માઈલ ગણવામાં આવે છે. એમાં કોલોરાડો નદી અગણિત વર્ષોથી ધૂળપથ્થર ખેંચી લાવે છે છતાં એ ૩૦૦ ફીટ પહોળી અને ૧૨ ફીટ ઊંડી છે. આ ખીણ તરફ ઐતિહાસિક દૃષ્ટિએ પહેલું ધ્યાન ગયું ૧૫૪૦ની સાલમાં. એ મેક્સિકોની સરહદ પર છે. અમેરિકાએ ત્યાં કબજો મેળવ્યા પછી તેના વિકાસ પર ધ્યાન આપ્યું છે. છેલ્લા સિત્તેર વર્ષથી ત્યાં પ્રવાસીઓ માટેની સગવડો ઊભી કરવામાં આવી છે. પ્રાગૈતિહાસિક કાળના અનેક અવશેષો આ પ્રદેશમાં હાથ લાગ્યા છે. સમગ્ર પાર્ક વિસ્તારમાં ૬૦૦ જેટલાં પ્રાચીન સ્થળો છે, પરંતુ પ્રવાસીઓ બહુ ઓછી જગ્યાએ જઈ શકે છે. યાત્રીઓનું આકર્ષણ–કેન્દ્ર તો ગ્રાન્ડ કેન્યોન જ છે. સંશોધનમાં કિલ્લા જેવાં મકાનો જીર્ણ વસ્ત્રો, માટીનાં વાસણો, પગરખાં વગેરે મળેલાં છે.

અમને ગ્રાન્ડ કેન્યોન સિવાય બીજા કશામાં રસ નહોતો. અમે વહેલી સવારે નીકળ્યા હતા, પરંતુ જુલાઈ માસનો તાપ ઘણો આકરો હતો. આખો રસ્તો વેરાન જેવો અને તે છેક સૂકા પથ્થરનું આ સ્થળ! ત્યાં તાપ ૧૨૦ ડીગ્રી! ગ્રાન્ડ કેન્યોન વિષે વાંચીને તથા સાંભળીને જેટલું આકર્ષણ થયું હતું,

તેટલુ ત્યા જોયા પછી ન રહ્યું, છતા જોયાનો સતોષ તો થયો જ આવા સ્થળોમા જોવાની જે વ્યવસ્થા હોય છે તે થાક ઉતારી નાખે છે પ્રવાસીઓ માટે જુદા જુદા 'પોઈન્ટ'ની રચના છે દરેક સ્થળેથી નિરાળુ દશ્ય જોવા મળે છે મધ્યમા ખાસ વ્યવસ્થા કરવામાં આવી છે ત્યાં સગ્રહસ્થાન, નકશા ને તસવીરો તો છે, પરતુ દર અર્ધા કલાકે ઇતિહાસ ભૂગોળ અને વિશેષતાની માહિતી આપતુ પ્રવચન સાભળવા મળે છે સમગ્ર ખીણની ફિલ્મ પણ જોઈ શકાય છે.

આ વિશાળ ખડમા અથવા અટારીમા પ દરેક જેટલા દૂરબીનો ગોઠવ્યા છે દરેક દૂરબીન નીચે સામે દેખાતા સ્થળનુ વર્ણન લખેલુ છે નિરીક્ષણ માટેનુ આ ઉત્તમ સાધન છે અમે પ્રવચન, દૂરબીન અને ચાર-પાચ 'પોઇન્ટ'નો લાભ લઈ સતોષ થાય એટલુ નિરીક્ષણ કરી લીધુ એની તસવીરો ને ફિલ્મ પણ લીધા આ મહાખીણમા ઊતરવાની ઇચ્છા પહેલા તો હતી પગપાળા અથવા તો ખચ્ચર પર છેક નીચે સુધી જઈ શકાય છે, પરતુ તકલીફનો પાર નહિ અને બે દિવસનો સમય જોઈએ, એટલે એ વિચાર માડી વાળ્યો પર્વતારોહણના શોખીનોએ જાણવા જેવુ એ છે કે કેવળ નીચે ઊતરવામા જ આઠ માઈલ ચાલવુ પડે છે, એ પછી દસેક માઈલ ચલાય તો જ સરખુ જોવાનુ મળે પહાડમાં પહેલા ચડવાનુ અને પછી ઊતરવાનુ હોય જ્યારે અહીં તો પૂરા થાક પછી ૫૦૦૦ ફીટનુ આકરુ ચઢાણ છે! ખચ્ચર માટે એક ફેરાના ૩૫-૪૦ ડૉલર આપવા પડે છે ખીણમા જઈને જોવામા વિશેષતા જરૂર છે, છતા દૂરબીનો એટલા શક્તિશાળી છે ને એવી યોગ્ય જગ્યાએ ગોઠવ્યા છે કે નદીનો પ્રવાહ અને એમા તણાતી નાની વસ્તુ પણ જોઈ શકાય છે દૂર દૂર સુધીની પથ્થરની દીવાલ અનેક રગો ધારણ કરે છે તેનો ખ્યાલ પણ અમાથી મળી રહે છે આપણને સાન દાશ્ચર્ય ઊપજે એવુ એ છે કે અદરના સ્થળોને જે અનેક નામો અપાયા છે તેમા 'શિવ ટેમ્પલ' અને 'વિષ્ણુ ટેમ્પલ' છે આપણને ખુશ કરવા આ નામ નથી અપાયા પરતુ પ્રાચીનતાનુ ગૌરવ કરવા અપાયાં છે, એમ અમારા યજમાને અમને જણાવ્યુ !

પ્રેસકોટથી અમે એક માર્ગે ગયેલા અને બીજે માર્ગે પાછા આવ્યા સવારના સાત વાગે નીકળેલા રાતના બારેક વાગે પાછા ફર્યા વનભોજન અને અદ્યતન રેસ્ટોરા, બનેનો લાભ લીધો જગનો, પહાડો, ખીણો ને રણપ્રદેશો અમે વટાવ્યા અમેરિકામા હજારો માઈનનો ઉજ્જડ પ્રદેશ પણ હોઈ શકે તે અમે અહીં જ જોયુ જગલ વિસ્તારમા આદિવાસીઓના જેમ ઝૂપડા જોઈએ તેમ આ ઉજ્જડ ધરતી પર કોઇ કોઈ સ્થળે રેડ ઇન્ડીઅન્સના કુબાઓ જેવા મકાનો જોવા મળે ! આ પ્રવાસમા અમેરિકાની એક જુદી જ બાજુના અમને દર્શન થયા પ્રેસકોટમા અખબારો અને બીજી સસ્થાઓએ અમારુ સારુ સ્વાગત કર્યું હતુ આમા ટોચરૂપે એક કાર્યક્રમ ગોઠવાયો હતો તેનો ઉલ્લેખ અહીં કરવો જોઈએ અમેરિકામા 'કાઉબોય'ની રમતો જોવી એ એક લહાવો ગણાય છે: આ વખતે આ વિસ્તારના પાચ રાજ્યોનો એક સયુક્ત ઉત્સવ પ્રેસકોટમા ગોઠવાયો હતો અમે એમા માનવતા મહેમાન હતા આમા રેડ ઇન્ડીઅનોથી માડીને હોલીવુડના તારકો ને તારિકાઓ ભાગ લીધો હતો છ્ન્સુટેમિટના એ એનો હતા જાતજાતના જગની પશુ પરની સવારી કરતા કરતા અમુક વસ્તુ સિદ્ધ કરવી, અમુક જાનવરના ગળામા ફાસો નાખવો, પગ બાધેના પશુઓને વાડ કુદાવવી આ બધુ જોતા તમ્મર આવી જાય હજારો લોકો આનદની કિકિયારીઓ વચ્ચે આવા ખેલ જુએ આ ખેલને કહેવામા આવે છે રોડિયો તે વર્ષની 'રોડિયોક્વીન'ને છેવટે ગુજરાતી સાડી પહેરાવવામા આવી હતી અને અખબારોને પાને એની તસવીરો ચડી હતી !

અમેરિકામા અમે હજારો માઈલ ફર્યા અને ઘણુ ઘણુ જોયુ, પરતુ માનવહૃદયની એકતાનો જે અનુભવ વર્ષિન્ગ્ટનથી પ્રેસકોટ સુધીમા જેટલા પ્રમાણમા કર્યો તેટલા પ્રમાણમા બીજા કોઈ સ્થળે કર્યો નહે તો આ પ્રદેશમા ફર્યા પછી અમેરિકા પ્રત્યે અમને પ્રેમની લાગણી થઈ આવી એમ કહીએ તો ખોટુ નથી, પરતુ અમે તો પ્રવાસી હતા એને આવી લાગણી છતા અમારે આગળ ને આગળ વધવાનુ હતુ. સાત દિવસ પછી આ પ્રદેશને સ્નેહભરી સલામ કરી અમે વિદાય લીધી

❦

## લોસ એન્જલીસ

અમેરિકામાં અમે આટલાંટિક ઓળંગીને દાખલ થયા હતા. હવે પૅસિફિકના કિનારા તરફ પ્રયાણ શરૂ થયું. પાંચ-છ હજાર માઇલનો પ્રવાસ અમેરિકામાં જ થઈ ગયો હતો. ફ્રેમફોર્ટથી ફરી અમે ફિનિક્સ આવ્યાં અને ત્યાંથી પહોંચ્યાં લોસ એન્જલીસ. નિરનારની દૃષ્ટિએ જોઇએ તો જગતનું આ મોટામાં મોટું શહેર છે. એ ક્યાંથી શરૂ થાય છે ને ક્યાં પૂરું થાય છે તેની ખબર પડે એવું નથી. શહેરની વચ્ચે ડુંગર, ખીણ, જંગલ જેવા વિસ્તાર પણ જોવા મળે! એની ખ્યાતિ છે હોલીવૂડને કારણે, પરંતુ એની સમૃદ્ધિમાં બીજા મોટા ઉદ્યોગોનો હિસ્સો ઓછો નથી. વસતિમાં એ ન્યુયૉર્ક અને શિકાગો પછી આવે છે. અનેક પ્રકારના ઉદ્યોગો ત્યાં ખીલ્યા છે. વિમાનો—લશ્કરી ને મુલ્કી—નો ઉદ્યોગ આખા દેશમાં સૌથી વધુ અહીં ખીલ્યો છે. શહેરની વસતિ ૨૦ લાખથી વધારે છે. હવામાન અમેરિકાના બીજા ભાગો કરતાં અહીં જુદું છે. અમે ગયા ત્યારે તો સારા પ્રમાણમાં ગરમી શરૂ થઈ ગઈ હતી. વિમાન પર મિત્રના મિત્ર શ્રી જેમ્સ હેફર્ટીના પ્રતિનિધિ અમને લેવા આવ્યા હતા. ઉતારો નક્કી થયો હતો શહેરની મધ્યમાં એક બાગની પાસે બીલ્ટમોર હોટેલમાં. ૧૫૦૦ ઓરડાઓ અને ૨૦૦૦ ગાડીઓ રાખવાની ત્યાં સગવડ! અમેરિકાની પ્રથમ કક્ષાની હોટેલમાં હોય તે બધી સગવડો. અમે ત્યાં સામાન મૂકી સ્વસ્થ થઇને શ્રી હેફર્ટી સાથે ભોજન લેવા ઊપડ્યા. ભોજન ગોઠવાયું હતું હન્ટીંગ્ટન શેરેટોનમાં. આ હોટેલમાં ઓરડાઓ જ નહિ, બંગલાઓ પણ છે. વચ્ચે કૃત્રિમ રીતે કુદરતી દૃશ્યો, નદી, જંગલ, પહાડ ઊભા કરી દેવામાં આવ્યા છે. રોજના ખર્ચનું પૂછવું નહિ. સ્વતંત્ર એવી નાની બંગલીમાં માત્ર રહેવાના રોજના ૫૦ ડૉલર! બીજું

બધું જુદું ! અહીં અમે ભોજન લીધું. ભોજનમાં એ જ કાચાં ને બાફેલાં શાક, દૂધ, ફળ; સામે નૃત્યનો કાર્યક્રમ ચાલે, પણ અમે મઝા તો માણી શ્રી અને શ્રીમતી હેફ્ટી સાથેની વાતોમાં. તેઓ અનેકવાર આપણા દેશમાં આવી ગયાં છે ને સારા પ્રમાણમાં ફર્યાં છે દરેક પ્રશ્નનો તટસ્થતાથી અભ્યાસ કરવાની એમની વૃત્તિનો ત્યાં પરિચય થયો. ફરી મળવાનું ગોઠવી અમે મોડી રાત્રે છૂટા પડયા.

બીજે દિવસે 'લૉસ ઍન્જલીસ વર્લ્ડ અફેર્સ કાઉન્સીલ' તરફથી શ્રી જગન શર્મા અમને મળવા માટે આવ્યા. શ્રી શર્મા એ કાઉન્સીલના એક હિંદી સભ્ય છે. જલિયાંવાલા બાગની કતલ વખતે એમાંથી બચીને તેઓ ભારત છોડી નાસી ગયેલા. એ વખતે એમની જુવાનીની શરૂઆત હતી. હવે તેઓ અમેરિકાના નાગરિક બની ગયા છે અને અમેરિકાની યુવતી સાથે એમણે લગ્ન કર્યાં છે. એમની સાથે આખો દિવસ ગાળ્યો. જુદાં જુદાં સ્થળો જોતાં અમે લૉસ ઍન્જલીસથી દક્ષિણે ૨૨ માઈલ દૂર 'ડીઝનીલૅન્ડ' સુધી પહોચ્યાં. લૉસ ઍન્જલીસનું આ કદાચ સૌથી આકર્ષક સ્થળ છે. એની રચના તો બાળકો અને કિશોરોને લક્ષમાં રાખીને કરવામાં આવી છે, પરંતુ બધી જ ઉમરના લાખો માણસો તેનો લાભ ઉઠાવે છે. સાચા અર્થમાં એ 'વંડરલૅન્ડ' છે. અહીં શું નથી એ જ પ્રશ્ન છે. વૃદ્ધો એના ભૂતકાળને અહીં જોઈ શકે, યુવાનો નિત્ય વિકસતા વિજ્ઞાનનો પડકાર ઝીલી શકે, કિશોરો ને બાળકો જિંદગીની મોજ માણતાં ભાવિના સ્વપ્ના ઘડી શકે આપણને ન રુચે એવાં જુગારખાનાં ને દારૂખાનાં પણ અહીં છે ખરા પરંતુ એ તો અમેરિકન જીવનના જ દીપનું પ્રતિબિંબ છે એ સિવાય જે છે તે તરફ આંખ મીંચી શકાય નહિ.

વૉલ્ટ ડીઝનીની કલ્પનાનું આ નગર છે પરંતુ અત્યારે તો એ ખાનગી સાહસનો એક ભાગ છે. લાખો ડોલરની આવક આપતો એ ધંધો છે અને અમને કહેવામાં આવ્યું કે વૉલ્ટ ડીઝનીને એની સાથે હવે સંબંધ નથી. જે હોય તે. આ નગરમાં હિમાચ્છાદિત હોય એવો દેખાવ આપતા પહાડો છે. એવરેસ્ટ કે આલ્પ્સના આરોહણની ઝાંખી



ડીઠનીલેન્ડનુ એક દશ્ય આમા હિમાચ્છાદિત પહાડ, કેબલકાર અને બીજુ ઘણુ દેખાય છે. આવા દૃશ્યો અનેક છે

 

ત્યા કરી શકાય છે. સરોવર અને સરિતામાં જળવિહાર કરી શકાય. ગાઢ જંગલો અને ભયાનક હિંસક પ્રાણીઓના દર્શન કરી શકાય એ તારની ઉપર ચાલતી કેબલકાર છે. પરીકથાઓને જીવંત કરતી અનેક ઈમારતો ત્યા ઊભી કરવામા આવી છે એમા પદ્ધતિસરના ખેલો થાય થાય છે. રમતગમતનાં સાધનોનો પાર નથી સાહસ કરવાની પણ સગવડ છે. માઈલોના વિસ્તારવાળા આ નગરમા જૂના કાળની રેલવે, મોટર,

ઘોડાગાડી, બસ વગેરે દ્વારા ફરી શકાય છે. વિદ્યુત અને અણુશક્તિની છેલ્લામા છેલ્લી શોધથી ચાલતા ઉદ્યોગોનું દર્શન પણ અહીં થઇ શકે છે ખાગાના સ્થળોનો પાર નથી. મધ્યમ કદના શહેરની હોય એવી સુદર બજાર પણ છે.

લોસ ઍન્જલીસનુ મુખ્ય આકર્ષણ હોલીવૂડ ગણાય પહેલા હોલીવૂડ નામનુ નાનુ શહેર હતુ, હવે લૉસ ઍન્જલીસનો તે એક વિભાગ છે ત્યા સિનેતારકોના નિવાસસ્થાનો, થિયેટરો અને સ્ટુડિયો છે, પરતુ આપણી કલ્પનામા હોય એવી સિનેમાની સૃષ્ટિ ત્યાં છે એવો અનુભવ આપણને થાય નહિ શહેરના એક પરા જેવો આ વિભાગ વિસ્તારમા ઘણો મોટો છે એમા આકર્ષક મકાનો, બજારો, સ્ટુડિયો વગેરે છે તેમ અચાનક ઊપસી આવ્યા હોય એવા ખાણો, પહાડો, જગલો પણ છે! એ બધુ બહુ સુદર લાગે છે એવુ નથી હોલીવૂડની કલ્પના કઇક અશે ભાગી પડે એવો દેખાવ ત્યા જોવા મળે છે અમેરિકાના બીજા શહેરો અને સ્થળોની પેઠે અહીં પણ 'ટૂર'ની વ્યવસ્થા છે એમા સ્ટુડિયો, શૂટિંગ અને તારકોના મકાનો બતાવવામા આવે છે. અમારા માટે 'વર્લ્ડ અફેર્સ કાઉન્સિલ'ની વ્યવસ્થા ઉપરાત 'મોશન પિક્ચર એસોસીએશન'ના પ્રમુખ શ્રી એરીક જોન્સ્ટનનો ભલામણપત્ર પણ હતો એટલે બહુ ઓછા લોકોને મળી શકે તેટલી ને તેવી સગવડો અમને પ્રાપ્ત થઇ.

હોલીવૂડ જોવા માટે દરરોજ દસ હજારથી વધુ માણસો આવે છે આકડાઓ એમ કહે છે કે વરસ દરમિયાન હોલીવૂડ જોવા આવતા ૪૦ લાખથી વધુ માણસોમાથી એક ટકાનો દસમો ભાગ પણ અદરના સ્ટુડિયોમા પ્રવેશી શકતો નથી હોલીવૂડની સ્થૂળ વિગતો આ પ્રમાણે છે શહેરના મધ્ય ભાગથી એ ૧૦ માઇલ દૂર છે એનો વિસ્તાર ૧૨ ચોરસ માઇલનો છે, પરતુ સીમા નક્કી કરેલી નથી સામ્યવાદી દેશો સિવાયની દુનિયામા અહીંથી દર વરસે ૨૫૦ થી ૩૦૦ ફિલ્મો જાય છે. આ ફિલ્મો અમેરિ

માણસો અને બીજા દેશોમાં ૧૫ કરોડ માણસો દર અઠવાડિયે જુએ છે. સ્ટુડિયોમાં લગભગ ૨૦ હજાર માણસો કામ કરે છે. આમાં પ્રથમ કક્ષાના લગભગ ૩૦૦ માણસો છે. 'ઍક્ટર્સ ગીલ્ડ'ના સભ્યો ૧૦ હજાર છે. રાઇટર્સ અને સ્ક્રીન ડિરેક્ટર્સ ગીલ્ડના પંદરસો માણસો છે. હોલીવૂડના સ્ટુડીઓમાં લગભગ ૧૫ કરોડ ડોલરનું રોકાણ થયું છે. ચિત્રનિર્માણમાં દર વરસે ૪૦ કરોડ અને સ્ટુડીઓના ખર્ચમાં ૬૦ કરોડ ડોલર વપરાય છે!

અમારે માટે આ બધું જાણવાનું, સ્ટુડીઓ ઝીણવટથી જોવાનું, જુદી જુદી જાતના પાચ ચિત્રોના શૂટિંગનું નિરીક્ષણ કરવાનુ અને છેલ્લે સિનેતારકોને મળવાનું સહેલું બની ગયુ એસોસીએશનના પ્રતાપે. શ્રી જોન્સ્ટનના પત્રથી એસોસીએશનના મંત્રી શ્રી ક્લાર્ક વેલ્સે અમને આમંત્રણ મોકલ્યું અને વાહનની વ્યવસ્થા પણ કરી આપી. સૌથી પહેલાં અમે એમને જ મળ્યા. એમની સાથે સિનેઉદ્યોગ વિષે વિસ્તારથી ચર્ચા થઈ. આ ઉદ્યોગની આર્થિક, સામાજિક ને નૈતિક બાજુ અંગે એમના મંતવ્યો અમે જાણ્યાં. આ બધું પ્રશ્નોત્તરરૂપે મૂકીએ તો બેત્રણ લેખો થઈ જાય. એનો જો સાર જોઈએ તો આટલો: હોલીવૂડમા જ આ ઉદ્યોગ કેન્દ્રિત થયો તેનું એક કારણ અનુકૂળ હવામાનનુ. બારે માસ ત્યા સારી રીતે કામ થઈ શકે છે. અમેરિકામાં ચિત્રો પર સરકારી નિયંત્રણ–સેન્સર જેવુ નથી એસોસીએશને પોતે એક 'કોડ' એટલે કે કાયદાપોથી અથવા નિયમાવલિ તૈયાર કરેલી છે. આ નિયત્રણ અનુસાર ચિત્રો નિર્માણ થાય છે. આ 'કોડ'ના મુખ્ય સિદ્ધાતો ઘણા આકર્ષક છે. એમા જણાવવામા આવ્યુ છે કે પ્રેક્ષકોનું નૈતિક ધોરણ નીચે ન ઊતરે, ગુનાખોરી, પાપકર્મ અને ખોટા માર્ગ તરફ તે ન ખેંચાય, જીવનનુ યોગ્ય ધોરણ જળવાય, દૈવી, કુદરતી ને રાજ્યના કાનૂનોનો ભંગ ન થાય તે રીતે ચિત્ર તૈયાર થવુ જોઈએ.

એમાં ગુનાખોરી, ક્રૂરતા, અશ્લીલતા અને જાતુપ્રેરક દૃશ્યો અંગે માર્ગદર્શન આપેલું છે. ધર્મપરંપરા, રાષ્ટ્રીય ભાવના વગેરેનું

ધ્યાન રાખવાનું કહેવાયું છે. શયનગૃહ, ફાંસી, શરાબખોરી, પ્રસવ, શસ્ત્રક્રિયા, અત્યાચાર વગેરેનાં દશ્યો તથા વસ્ત્રોની સજાવટ અંગે પણ ઉલ્લેખ છે. 'કોડ' પ્રમાણે દરેક નિર્માતાએ ચિત્ર ઉતારતાં પહેલાં તેની કથા અને બીજી વિગતો કોડ–ઑફિસરને મોકલવાની હોય છે. એ અધિકારીનો મત એ સ્વીકારે તો ઠીક છે, નહિ તો ચિત્ર ઊતરી ગયા પછી કોડ–કમિટિ પાસે એ રજૂ કરવું પડે છે. ત્યાં એની વિરુદ્ધ ચુકાદો આવે તો તે ન્યુયોર્કના અપીલ–પંચ પાસે જઈ શકે છે. ત્યાં ચિત્ર-વિતરણનું કાર્ય કરતી મુખ્ય કંપનીઓના પ્રમુખો, આગેવાન થિયેટરોના પ્રતિનિધિઓ અને ચાર સ્વતંત્ર નિર્માતાઓ સમક્ષ એ ચિત્ર રજૂ થાય છે અને તેનો ચુકાદો છેવટનો ગણાય છે.

હોલીવૂડનાં ચિત્રો મુંબઈમાં આવે છે અને અમેરિકામાં પણ અમે જોયાં છે એ ઉપરથી વિચાર તો એવો આવે છે. કે આ 'કોડ'ની વ્યવસ્થા ન હોય તો ચિત્રનિર્માતાઓ ક્યાં સુધી પહોંચી જાય ! અમે અમારી આ અસર ત્યાં જણાવી. જવાબમાં એમણે જે કહ્યું તેનો સાર એટલો જ કે દરેક નિર્માતા કમાણી કરવા માટે આ ઉદ્યોગ ચલાવે છે અને લોકોને મનોરંજન જ જોઈએ છે ! હોલીવૂડમાં વિલાસ–વૈભવની પરાકાષ્ટા છે એમ જે કહેવાય છે તેના જવાબમાં અમને આંકડાઓ આપવામાં આવ્યા કે આ ઉદ્યોગમાં કામ કરતા માણસોમાં ૬૭·૭ ટકા ૧૫ વર્ષથી જૂના છે એટલે કે પતંગિયા જેવા તેઓ નથી. ૭૯ ટકા માણસો પરિણીત છે અને ૭૦·૧ ટકા સ્ત્રી–પુરુષોએ કદી છૂટાછેડા લીધા નથી. ૫૯ ટકા કાર્યકરોને ત્યાં બાળકો છે. ૬૫·૬ ટકાને પોતાના ઘરો છે. ૭૫·૫ ટકા હાઇસ્કૂલના સ્નાતકો છે. ૬૧·૩ ટકા નિયમિત દેવળોમાં જાય છે. એમણે છેલ્લા ૧૪ વર્ષમાં લગભગ ૨ કરોડ ડૉલર ધર્માદામાં ખર્ચ્યા છે અને ૧૨–૧૪ લાખ ડૉલર આ ઉદ્યોગના રાહત ફંડમાં આપ્યા છે. આ આંકડાઓ આકર્ષક છે તેની ના કહી શકાય નહિ, પરંતુ પરદા પર જે દેખાય છે અને સામાન્ય જીવન પર તેની જે અસર પડે છે તેની અવગણના કેમ થઈ શકે !

હૉલીવૂડ માત્ર અમેરિકાનું જ નહિ, આખી દુનિયાના સિનેઉદ્યોગનું કેન્દ્ર ગણાય એટલો એનો વિસ્તાર છે. અમને જણાવવામાં આવ્યું તે પ્રમાણે ત્યાં આઠ મુખ્ય સ્ટુડિયો–એલાઈડ આર્ટીસ્ટ, કોલમ્બિયા પિકચર્સ, મેટ્રો ગોલ્ડવીન, પેરામાઉન્ટ, ટવેન્ટીએથ સેન્ચ્યુરી, યુનિવર્સલ ઇન્ટરનેશનલ, વોર્નર બ્રધર્સ અને વોલ્ટ ડીઝની પ્રોડકશન છે. દસ વર્ષ પહેલાં જુદા જુદા દેશોમાં અમેરિકાની માલિકીના થિયેટરો ઘણાં પ્રમાણમાં હતાં અને ત્યાં મુખ્યત્વે અમેરિકન ચિત્રો બતાવવામાં આવતા હતાં. હવે એ સ્થિતિ રહી નથી. અમેરિકામાં લગભગ ૨૦ હજાર થિયેટરો છે. એમાં મોટર લઈ અંદર જવાય અને ત્યાં બેઠા બેઠા જોઈ શકાય એવાં પણ છે. ટેલિવિઝન આવ્યા પછી સિનેઉદ્યોગે તેને અનુકૂળ પરિવર્તન સાધ્યું છે. અમે શૂટિંગ જોવા ગયેલા તેમાં ત્રણ ચિત્રો અમેરિકામાં ટેલિવિઝન માટે અને વિદેશમાં થિયેટરો માટે એમ સંયુક્ત રીતે તૈયાર થતા હતાં. અમેરિકાનો આ ઉદ્યોગ નિકાસ વેપાર ઉપર વધુ પ્રમાણમાં નભે છે એમ કહીએ તો ખોટું નથી. કુલ આવકના ૪૫ થી વધુ ટકા તેઓ વિદેશમાંથી મેળવે છે. આ કારણે દરેક દેશને કઈ વસ્તુ અનુકૂળ આવશે તેની શોધ સતત ચાલતી રહે છે. આ માટે ધર્મ, રીતરિવાજ અને લોકરુચિના અભ્યાસ માટે ખાસ નિષ્ણાતો રોકવામાં આવે છે. આ ઉદ્યોગમાં નિર્માણનું કેન્દ્ર જેમ લાસ એન્જલીસ છે તેમ વ્યાપાર–વિતરણનું કેન્દ્ર ન્યુયોર્ક છે. બન્ને વચ્ચે ત્રણ હજાર માઈલ જેટલું અંતર છે.

શ્રી વેલ્સે કરી આપેલી ગોઠવણ પ્રમાણે અમે વોર્નર બ્રધર્સનો સ્ટુડિયો જોવા ગયા. એના દરવાજાની વ્યવસ્થા જેલમાં અથવા રાજમહેલમાં જવા જેવી કડક હતી. અમે આવી કડકાઈનું કારણ પૂછ્યું તો જવાબ મળ્યો કે કોઈ પણ ઓપરેશન (શસ્ત્રક્રિયા) થિયેટરમાં સહેલાઈથી ને છૂટથી જઈ શકાય? જવાબ સાચો હતો. અમારું નામ અંદર મોકલ્યું એટલે એક અધિકારી અમને લેવા આવ્યા. આ સ્ટુડિયો પણ નાનકડું એક નગર જોઈ લો! ૨૦૦ થી વધુ એકરનો એનો અંદરનો

વિસ્તાર છે, પાકા બાંધકામની પુષ્કળ ઇમારતો છે ૩૦૦૦ થી વધુ માણસો કામ કરે છે. આઉટડૉર શૂટીંગ માટેની વ્યવસ્થાનું તો પૂછવું જ નહિ. દરવાજાની બહાર નીકળી અમે મોટરમા ગોઠવાયા. સાથે હતા સ્ટુડિયોના સંપર્ક–અધિકારી એમણે રસભર્યા વર્ણન અને ભરપૂર માહિતી સાથે દરેક સ્થળનો પરિચય કરાવ્યો પછી અમને તે દિવસના કામનો, ખાસ કરીને શૂટીંગના કાર્યક્રમનો નકશો આપ્યો. 'ધી રેમેલ,' 'ધી ડેવીન મેઇક ફાઇવ,' 'સેકન્ડ ડ ઑફ ઇન્ફેની' 'ટાર્મ સોગ ટ્રાંગ ટ્રમ્પેટસ' અને 'ધી શેટટર'ના સેટીંગ્સ અને શૂટીંગ્સ અમે જોયા લગભગ ત્રણ કલાકના આ અવલોકન પછી એમણે અમને સ્ટુડિયોની રેસ્ટોરામા ભોજનનું નિમંત્રણ આપ્યુ ત્યા દિગ્દર્શકો, તસવીરકારો વગેરેનો પરિચય કરાવ્યો અમારો લગભગ આખો દિવસ હોલીવૂડની આ રંગીન દુનિયામા પસાર થઇ ગયો

લૉસ ઍન્જલીસમા બીજુ અમે જે જોયુ–જાણ્યુ તે એક અથવા બીજા રૂપમા અન્ય શહેરોમા જોયુ હતુ લૉસ ઍન્જલીસના દિવસો હિંદી વિદ્યાર્થીઓ ને ગૃહસ્થોને મળવામા નવા અમેરિકન મિત્રો મેળવવામા તથા ડીઝની લેન્ડ અને હોલીવૂડને જોવામા સફળ થઇ ગયા અમેરિકામા અમે પ્રવેશ કર્યો ત્યાથી અહીં સુધી ટ્રેનની મુસાફરી અમે કરી નહોતી એકથી બીજા શહેરમા વિમાનમાર્ગ જતા હતા અને આસપાસનો પ્રદેશ મોટર દ્વારા જોતા હકીકતમા જોઈએ તો અમેરિકામા રેલવે હવે તૂટતી જાય છે એને પૂરા મુસાફરો ને માન મળતાં નથી વિમાન, મોટર અને લોરી એના પ્રચંડ હરીફ છે અમુક સ્થળે તો રેલવે બંધ થવા માડી છે ટ્રેનનો પ્રવાસ કરવાના હેતુથી જ અમે જ્યારે વૉશિંગ્ટન હતા ત્યારે લૉસ ઍન્જલીસથી સાન ફ્રાન્સિસ્કો ની ધી ડે લાઇટ' ટ્રેનની ટિકિટ રિઝર્વ કરાવી રાખી હતી પેસિફિક મહાસાગરના કાંઠા પરથી પસાર થતા આ રેલમાર્ગની અમેરિકામા બહુ પ્રશંસા થાય છે અમે એનો લાભ લીધા અને લગભગ આખો દિવસ આસપાસના દૃશ્યો જોવામા ગાળ્યો. જો કે ધાર્યા જેટલો આનંદ અમે મેળવ્યો નહિ, છતા એમા મઝા તો આવી

★

અહીં એનો વિસ્તાર વધારે છે. આ સુંદર શહેર જોવામાં અમને સૌથી વધુ મદદ કરી શ્રીમતી એર્સ્કાઇને. બીજા બે હિંદી પ્રવાસીઓને સાથે લઈ તેઓ સેનાભાવે અમને સાન ફ્રાન્સિસ્કોની - ઝાંખી કરાવવા લઈ ગયા હતાં. એમણે શરૂઆત કરી હતી સામાન્ય ને ભાંગેલા મકાનો તથા પ્રમાણમાં ગંદા કહેવાય એવા વિસ્તારોથી. 'પ્રથમ અમારી શરમ જુઓ, હજી આ સરખું કરવાનું બાકી છે' એવા એમના ઉદ્‌ગારો. શ્રીમતી એર્સ્કાઇન સમાજસેવિકા છે, લેખિકા છે, આંતરરાષ્ટ્રીય પ્રશ્નોના અભ્યાસી છે.

તળેટીમાંથી ઉપર લઈ જતાં હોય એમ એમણે અમને તે પછી સુંદર મકાનો, રસ્તાઓ, સાગરકાંઠો, બાગ–બગીચા – વગેરે બતાવ્યાં. અનેક રસ્તાઓ જ્યાં ભેગા થાય છે તે ગોલ્ડન ગેટ બ્રિજ, જેની લંબાઈ ૮૯૪૦ ફીટ અને ઊંચાઈ ૭૪૬ ફીટ છે.–દૂરથી ને નજીકથી અતિ સુંદર એ દેખાય છે. શ્રીમતી એર્સ્કાઇનના નિવાસસ્થાનેથી પણ એ જોઈ શકાય છે. મત્સ્ય ઉદ્યોગોમાં તે માછલીઓની વાનીઓમાં જેમને રસ હોય તે વધુ માણી શકે એવું સ્થળ ફિશરમેન્સ વાર્ફ, એની ઇટાલિયન પદ્ધતિની હોડીઓ વગેરે, ગોલ્ડન ગેટ પાર્કના સંગ્રહસ્થાનો, કલાસ્થાપત્યના નમૂનાઓ,–વૃક્ષોનુ વૈવિધ્ય, પ્રાકૃતિક ઈતિહાસની સામગ્રી એ બધુ જોવામાં અમે અર્ધો દિવસ વિતાવ્યો. એ પછી તેઓ અમને એમનાં નિવાસસ્થાને લઈ ગયા. ત્યાં અમારી મહેમાનગતી એમણે કરી. કિશોરો માટે એમણે લખેલું કેલિફોર્નિયાના ઈતિહાસનું સચિત્ર ને સુંદર પુસ્તક અમારી પુત્રીઓ માટે એમણે ભેટ આપ્યું. એવી આશા સાથે કે તેઓ ત્યાં આવી નજરોનજર બધું નિહાળે!

સાંજના સમયે તેઓ અમને બીજી બાજુ ઓકલેન્ડ બે - બ્રિજ તરફ લઈ ગયા. અહીં પુલોની એક સાંકળ રચાઈ હોય એવું છે. એની લંબાઈ ૮ ૧/૨ માઈલ છે. સાન ફ્રાન્સિસ્કોની શોભામાં એની ઈમારતો, માર્ગો, સાગરકાંઠાઓ, પુલો અને બગીચાઓમાં કોનો હિસ્સો વધારે છે તે નક્કી કરવાનું મુશ્કેલ થાય એવું બધું સુંદર અને આકર્ષક છે.

બીજે દિવસે અમારે એશિયા ફાઉન્ડેશન અને બીજી બે સંસ્થાઓની મુલાકાતે જવાનું હતું. તે જ દિવસે 'યુનિવર્સિટી ઑફ કેલિફોર્નિયા'નું અવલોકન કરી વિદાય લેવાની હતી. અમે પણ હવે



**આ છે ઓકલેન્ડ બે બ્રિજ: પુલોની સાંકળ ગોઠવાયેલી છે એમ કહીએ તો ચાલે. એની લંબાઈ ૮ ૧/૨ માઈલની છે. જગતનો લાંબામાં લાંબો પુલ આ.**

અમેરિકાનો કિનારો છોડવા ઉતાવળાં થયાં હતાં, પણ આ બધું જોવાનો લોભ પણ જતો કરાતો નહોતો.

ન્યુયૉર્કમાં જે ધોરણ પર એશિયા સૌસાયટી ચાલે છે તે કરતાં કંઈક જુદા ધોરણ પર સાન ફ્રાન્સિસ્કોમાં એશિયા ફાઉન્ડેશનની પ્રવૃત્તિ થાય છે. આ સંસ્થાનો મુખ્ય હેતુ એશિયાના જુદા જુદા દેશોને અનેકવિધ સાધનો વડે અમેરિકાના નાગરિકો તરફથી મેળવેલી સહાય પહોંચાડવાનો છે. ફાઉન્ડેશનની મુખ્ય કચેરીમાં અમે તેના વ્યવસ્થાપકો

## ૩૦ સાન ફ્રાન્સિસ્કો

તા ૭ જુનાઈની સાન્જે અમે સાન ફ્રાન્સિસ્કો પહોંચ્યા અમેરિકાની તળભૂમિ પરના પ્રવાસનુ આ અમારુ છેલ્લુ મથક હતું સાન ફ્રાન્સિસ્કોની પ્રશંસા અમે બહુ સાંભળી હતી અમેરિકાથી વિદાય



સાન ફ્રાન્સિસ્કોનો એક માર્ગ રસ્તાઓના ચઢાણ અને ઉતરાણની ઝાંખી આમાંથી થઈ શકે એમ છે

લેવાનો વિધિ અમારે ત્યાં કરવાનો હતો કેન્ટરબરી હોટેલમા અમારો ઉતારો હતો સવારમા સાન ફ્રાન્સિસ્કો સારી રીતે જોયુ શહેર ખરેખર રળિયામણુ, એની બાધણી અને ખાસ કરીને રસ્તા આખમા વસી જાય એવા શહેરની પશ્ચિમે પ્રશાત મહાસાગર પૂર્વમાં સુદર ઉપસાગર કે અખાત, ઉત્તર બાજુએ સાકડી સામુદ્રધુની અને ગોલ્ડન ગેટ શહેરનો મુખ્ય ભાગ પહાડ પર વસેલો એટલે રસ્તાઓ ઉપર ચડે અને નીચે ઊતરે, છતા અમેરિકાના ધોરણે વિશાળ અને લાબા એના પર નજર નાખતા તો એમ થાય કે કોઈ પહાડ પર જઈએ છીએ, શહેરનો બીજો ભાગ સામુદ્રધુની પાસે વિસ્તરેલો છે લાનુ સૌદર્ય કોઈ દિવસ ભુલાય નહિ એવુ છે અમે આખુ શહેર ખૂદી વળ્યા; અલબત્ત મોટરમા, એમ કહીએ તો ચાલે એકલા ફરવા નીકળેલા અને વિદેશ ખાતાના 'રીસેપ્શન સેન્ટર' તરફથી પણ ખાસ વ્યવસ્થા થઈ હતી.

સાન ફ્રાન્સિસ્કોની વસતિ આમ તો આઠ લાખ માણસોની છે પરતુ તેની સાથે સકળાયેલા આસપાસના નાના શહેરોને સાથે ગણીએ તો ત્રીસ લાખથી વધુ વસતિનુ એ કેન્દ્ર છે ઉદ્યોગો ત્યા વિપુલ પ્રમાણમા નથી કેલિફોર્નિયાનુ પાટનગર અને અમેરિકાના પશ્ચિમ છેડાનુ એ મુખ્ય મથક હોવાથી નાણાવ્યવહારનુ એ કેન્દ્ર ગણાય છે અને તેમા એનો નબર ન્યૂયોર્ક પછી તરત જ આવે છે સરકારી કચેરીઓ અને એલચી ખાતાઓની શાખાઓ પણ ત્યા વધારે છે એક દૃષ્ટિએ એમ કહીએ કહી શકાય કે હાથપગની અથવા મહેનતમજૂરીની જરૂર પડે એવા ઉદ્યોગોનુ પ્રમાણ ઓછુ પરતુ નાણાવ્યવસ્થા અને વહીવટની દૃષ્ટિએ મહત્ત્વ વિશેષ અમેરિકા નવો જ દેશ છે એટલે એકથી બીજા છેડા સુધી સરખાપણુ બહુ લાગે સાન ફ્રાન્સિસ્કોનો ઇતિહાસ અઢીસો વર્ષનો જ છે એમા પણ ૧૯૦૬ મા પ્રથમ ધરતીકપ અને પછી પ્રચડ આગનો ભોગ બનતા એનો પુનર્જન્મ થઈ ગયો છે આ રીતે નવીનતા ઓછી છતા આટલાટિક અને પસિફિકના કિનારાની જુદી અસર ત્યા જોઈ શકાય 'ચાઈના ટાઉન' તો ઘણે સ્થળે છે, પરતુ

સાથે એમની પ્રવૃત્તિઓ વિષે વાતચીત કરી અને સાહિત્ય જોયુ. તે પરથી અમારાં પર એવી છાપ પડી કે આ સસ્થા સરકારી નથી, રાજકીય પણ નથી છતા અમેરિકાના જે વિદેશી સબધો છે તેને સામાન્ય રીતે અનુસરીને પ્રવૃત્તિ કરે છે આપણો દેશ પણ એના કાર્યક્ષેત્રની મર્યાદામા આવે છે, પરતુ વિશેષ પ્રવૃત્તિ જાપાન, દ. કોરિયા, ફિલિપાઈન્સ, પાકિસ્તાન, ફોર્મોસા, થાઇલેન્ડ, મલાયા, લાઓસ, કમ્બોડિયા, દ. વીએટનામ, સિલોન, હોગકોગ, બર્મા, અફઘાનિસ્તાન વગેરેમા થાય છે અનુકૂળતા પ્રમાણે અભ્યાસના હેતુ માટે પ્રવાસો, પુસ્તકો, સામયિકો, શાળાઓ વગેરે સગવડો દ્વારા તે સહાય આપે છે. એ જ રીતે અમેરિકામા અભ્યાસ કરતા એશિયાઈ વિદ્યાર્થીઓને પણ આ પ્રકારે મદદ આપવામા આવે છે. આ સસ્થાની પ્રવૃત્તિનુ ક્ષેત્ર એશિયા સોસાયટી કરતા અમને મોટુ લાગ્યુ, પરતુ સીધી નહિ તો આડકતરી રીતે રાજકારણની થોડી અસર અમે ત્યા જોઈ શક્યા

અમેરિકામા અમે દાખલ થયા ત્યારથી જ્યા અવકાશ મળતો ત્યા શિક્ષણ-સસ્થાઓની મુલાકાતો લેતા હતા ઘણા સ્થળે લાબી રજાઓ ચાલતી હતી એટલે સતોષજનક અવલોકન થઈ શકતુ નહોતુ. સ્ટેનફર્ડની વિદ્યાપીઠમા કઈક સતોષ થયો હતો, પરતુ અહીં સાન ફ્રાન્સિસ્કોની વિદ્યાપીઠમા તૃપ્તિ અનુભવી એણે અમારુ મન હરી લીધુ એમ કહીએ તોય ચાલે 'યુનિવર્સિટી ઑફ કેલિફોર્નીઆ' અમેરિકાની પ્રથમ પક્તિની યુનિવર્સિટીઓમા સ્થાન પામેલી છે. શિક્ષણસસ્થાઓના આઠ જૂથોમા એ વહેચાયેલી છે એમા પહેલુ સ્થાન સાન ફ્રાન્સિસ્કોના પરા જેવા બર્કલીનું ગણાય એ પછી આવે લૉસ ઍન્જલીસ. વિદેશખાતાના અતિથિવિભાગે અમારા માટે બર્કલી વિશ્વવિદ્યાલયની મુલાકાતની સુદર વ્યવસ્થા કરી આપી એક સવારે અમે દુનિયાના મોટામા મોટા પુલ પરથી આસપાસની સુદર અને સમૃદ્ધ સૃષ્ટિનુ અવલોકન કરતા કરતા બર્કલી પહોચી ગયા. સાન

ફ્રાન્સિસ્કોથી ૨૫–૩૦ મિનિટમાં ત્યાં પહોંચાય છે. બર્કલીની સ્વતંત્ર સુધરાઈ છે. સવા લાખ જેટલી વસતિ છે. ત્યા થોડીવાર શહેરની બજારમાં ચક્કર લગાવી અમે વિશ્વવિદ્યાલય તરફ વળ્યાં. દૂરથી જ એનું દૃશ્ય આંખમાં વસી જાય એવુ છે. વિશ્વવિદ્યાલયમા મકાનો તો ઘણા છે, પરંતુ પહેલી નજરે આંખ સામે એની ટેકરીઓ, સુંદર રસ્તાઓ, વિવિધરંગી ફૂલોથી શોભતા ક્યારાઓ અને અનેક પ્રકારના રળિયામણા વૃક્ષો જ આવે છે અને ત્યાં નજર સ્થિર થઈ જાય છે.

અમે એના પશ્ચિમ દ્વારેથી દાખલ થયા. આખા દિવસ માટે અમારો કાર્યક્રમ ત્યા નક્કી થયો હતો. અગાઉથી ગોઠવ્યા પ્રમાણે પ્રથમ કુમારી ડોરા સુને મળ્યાં. એ પછી મળ્યા ડૉ. માર્ગારેટ ફિશર અને ડૉ. જોન બૅાન્ડરન્ટને. આ બન્ને બહેનો 'ઇન્ડીઆ પ્રેસ ડાયજેસ્ટ'નાં સંપાદિકા હતાં અને 'ફૅકલ્ટી ઑફ પૉલિટિકલ સાયન્સ'ના સભ્ય હતા. તેઓ બને ભારતમાં આવી ગયા હતાં. એ પછી પ્રો. જોન ગ્રુમ્પર્ઝે અમારા માટે ભોજનની વ્યવસ્થા કરી હતી ત્યા ગયા. તેઓ વિશ્વવિદ્યાલયમાં હિન્દી અને બીજી એશિયાઈ ભાષાઓના અધ્યાપક છે અને ઘણું સારું હિન્દી બોલી શકે છે. એમણે બીજા હિન્દીપ્રેમી અમેરિકનોને તથા લખનૌથી આવેલા એક હિન્દી પ્રોફેસર ડૉ. મસુદખાનને પણ ભોજન પર નોતર્યાં હતા. સર્વ પ્રથમ તો અમને આકર્ષણ થયું 'ઇન્ડીઆ પ્રેસ ડાયજેસ્ટ'ની પ્રવૃત્તિઓનું. તટસ્થ દૃષ્ટિએ ત્યા ભારતના વિવિધ રાજકીય પ્રશ્નો અને પ્રદેશોનો અભ્યાસ થાય છે અને વાચન, ચિન્તન, અવલોકન તથા અભ્યાસને અન્તે વિવિધ વિષયો પર તેઓ ખાસ અંક–એને પુસ્તક જ કહી શકાય–ને પ્રગટ કર છે. છેલ્લામાં છેલ્લું પુસ્તક આંધ્ર અંગે તૈયાર થયેલું હતુ. આપણે ત્યા ભાગ્યે જ કોઈ એક પુસ્તકમા પ્રાપ્ત થઈ શકે એટલી સામગ્રી એમા એકત્ર થઈ હતી. અમે ગયા ત્યારે ભારતની રાજ્યપુનર્રચના માટે એક તથા કેરલ માટે બીજો, એમ બે અંકો તૈયાર થતા હતા. એની સાહિત્ય–સામગ્રી જોઈ અમે આશ્ચર્ય અનુભવ્યું.

અમેરિકામા ભારત વિષે અજ્ઞાન ઘણુ છે, પરંતુ જે લોકો એના અભ્યાસમા લાગે છે તે આરપાર ઊતરી જાય છે, એમ એમને લાગ્યુ. આ બને બહેનોને અમે મુક્ત મને અભિનદન આપ્યાં.

જેમ ભારત વિષે તેમ દુનિયાના અનેક દેશો વિષે ત્યાં આવા જ ઊંડાણથી અભ્યાસ થાય છે. 'ઇન્ડીઆ પ્રેસ ડાયરેક્ટ' જેવી અનેક નાની કચેરીઓ અમે ત્યાં જોઈ અને પછી વર્તમાનપત્રોના ખંડમા ગયા ત્યારે તો સ્તબ્ધ જ થઈ ગયા. પાચદસ વર્ષથી નહિ, પરતુ છેલ્લાં સો વર્ષથી ભારતનાં અનેક વર્તમાનપત્રોની ફાઇલો ત્યાં સઘરાયેલી છે. ૧૮૫૭નો અક પણ અમે જોયો! ભારતના જુદા જુદા ભાગમાથી પ્રગટ થતા અગ્રેજી દૈનિકો અને સાપ્તાહિકો ત્યા નિયમિત આવે છે અને તેની વ્યવસ્થિત ફાઈલો રહે છે. અફસોસ એટલો જ કે ભારતીય ભાષાનુ એક પણ અખબાર અમને ત્યા જોવા ન મળ્યું. આ વિદ્યાપીઠમાં અને અન્ય શિક્ષણ સસ્થાઓમા વિદેશી ભાષા–સાહિત્યના અભ્યાસની ખાસ વ્યવસ્થા છે, પરતુ તેમાં હિંદી–ઉર્દૂનું સ્થાન હમેશા ઘણુ પાછળ રહે છે આજે તો વધુમાં વધુ આકર્ષણ રશિયન ભાષાનુ જાગ્યુ છે. એ પછી અથવા તેની સાથે આવે ફ્રેન્ચ. એશિયાઈ ભાષામા ચીની ને જાપાની ભાષા ઘણી આગળ છે યુરોપ–એશિયાની બીજી ભાષાઓ પણ શીખવાય છે. હિંદીના આવા નીચા દરજ્જા માટે આપણા સિવાય બીજા કોની જવાબદારી છે? આપણે અગ્રેજીમાં રાજવહીવટ ચલાવીએ, ઉચ્ચ શિક્ષણનુ માધ્યમ પણ એ જ, અખબારો પણ અગ્રેજી ભાષાનાં જ આગળ, ન્યાયત ત્રમા તો એ જ; આ બધુ જાણીને એ લોકો ભારે આશ્ચર્ય અનુભવે. બે કે ચાર હિંદીઓ ત્યા મળે ત્યારે વાતચીત કરવા અગ્રેજીનો જ આશ્રય લેવો પડે અને એ જોઈ કેટલાક પૂછે: 'તમારા દેશને પોતાની ભાષા નથી?' હિંદીની જ આવી દશા હોય, પછી બીજી ભાષાઓનુ પૂછવુ જ શુ? કોઈક સ્થળે ઉર્દૂ ને બગાળી દેખાય ખરા, પણ ગુજરાતીનુ તો કઈ સ્થાન જ નહિ.

વિશ્વવિદ્યાલયના અધ્યાપકો અને સંશોધકો સાથે અમે ઘણા કલાકો ગાળ્યા. ત્યાં અભ્યાસ કરતા હિંદી વિદ્યાર્થીઓની યાદી મંગાવી તેનાં નામો વાંચી આનંદ અનુભવ્યો. એ પછી વિશ્વવિદ્યાલયનું આખું અવલોકન કર્યું. માત્ર બર્કલી વિદ્યાપીઠમાં જ ભિન્ન ભિન્ન વિષયોનાં શિક્ષણ અને કાર્ય માટે ૮૦થી- વધુ મકાનો છે. ૧૮૬૦–૬૦માં પાએલી આ વિદ્યાપીઠ ૯૦૦ એકરમાં પથરાયેલી છે. મૂળ ખાનગી ાથી શરૂ થયેલી આ સંસ્થા અત્યારે રાજ્યના કાયદાથી સ્વાયત્ત સ્થાનો દરજ્જો પામી શકી છે. કેન્દ્રીય સત્તાનો પણ તેના વિકાસમાં લો છે. એનો વહીવટ ચલાવવા માટે ૨૪ સભ્યોની એક સમિતિ ૧૬ સભ્યોની ૧૬ વર્ષ માટે રાજ્યના ગવર્નર નિમણૂક કરે છે. કીના આઠ સભ્યો એના દરજ્જાથી તેમાં જોડાય છે. કાયદાની ર્યાદા સાથે આ સમિતિ સંચાલનની સર્વ સત્તા ધરાવે છે. શિક્ષણ ટે અનેક પ્રકારની વ્યવસ્થા છે. ખેતીવાડીથી માંડીને સ્થાપત્ય સુધીની નેક કોલેજો અને શાળાઓ ત્યાં છે.-કયા વિષય પર ત્યાં શીખવાતું ી એ જ પ્રશ્ન છે. આ ઉપરાંત, વિદ્યાપીઠની કેટલીક શાખાઓ અને ા સંશોધનકેન્દ્રો આ નગરની બહાર પણ છે. ખેડૂતો માટે માહિતી- ન્દ્ર, આરોગ્યકેન્દ્ર, પ્રૌઢશિક્ષણ, અભ્યાસવર્તુળો, વિજ્ઞાન–સંશોધન, વગેરે ાની વિશેષ પ્રવૃત્તિઓ પણ કરવામાં આવે છે. અમેરિકાના પ્રથમ ાના ત્રણ કે ચાર વિશ્વવિદ્યાલયોમા આનું સ્થાન છે. અમને તો એમ ણ કહેવામાં આવ્યું કે અત્યારે એનો દરજ્જો હાર્વર્ડ જેવો અથવા પછીનો ગણાય છે. ચોકકસ પરિણામો અને કસોટીઓ પરથી ઈએ તો હાર્વર્ડ, શિકાગો, કોલંબીઆ ને કેલિફોર્નીઆ મુખ્ય ગણાય.

વિશ્વવિદ્યાલયના બધા જૂથોને સાથે ગણીએ તો નિયમિત રીતે ભ્યાસ કરનારાઓની સંખ્યા ૪૦ હજારથી વધારે છે. બર્કલીમાં ૨૦ જારથી વધુ છે. ૭૫ હજાર વિદ્યાર્થીઓ ચોક્કસ વિષયો શીખવા માટે ાક્કસ સમયે જ ત્યાં આવે છે. ૧૨ હજારથી વધુ વિદ્યાર્થીઓ પોતાના ષયમાં તજજ્ઞ થવાનું શિક્ષણ લે છે, અમેરિકામાં મોટરોનો પાર નથી,

દરેક વિદ્યાર્થી મોટર લઈને આવે તો જગ્યા જ ન મળે એટલે વિદ્યાપીઠમાં ઉપરની કક્ષાના વિદ્યાર્થીઓ, અધ્યાપકો અને નિમંત્રિત અતિથિઓ જ ગાડીઓ લઈને આવી શકે છે. છેલ્લા કેટલાક સમયથી પરિણીત વિદ્યાર્થીઓ સજોડે રહી શકે એવી વ્યવસ્થા પણ કરવામાં આવી છે. અહીં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓમાં ૮૦ ટકા સાન ફ્રાન્સિસ્કો ને બર્કલીના જ છે. બાકીની સંખ્યા રાજ્ય અને દેશના બીજા ભાગોની છે. લગભગ ૧૮૦૦ વિદ્યાર્થીઓ વિદેશના જુદા જુદા ૨૫ દેશોમાથી આવેલા છે. આ વિશ્વવિદ્યાલયની લોકપ્રિયતાનું એક કારણ સાન ફ્રાન્સિસ્કોનું-હવામાન પણ ગણાય. અહીં બહુ ગરમી કે બહુ ઠંડી પડતા નથી. વરસાદ પણ સરેરાશ પચીસ ઇંચ આવે છે. વિદ્યાર્થીઓ સંસ્થાની અનેક પ્રવૃત્તિઓનું સંચાલન કરે છે તે આની વિશેષતા ગણાય.

વિદ્યાપીઠ તરફથી 'જન્મભૂમિ'ના અર્ધા માપના ૧૨ થી ૧૬ પાનાનું એક દૈનિક પત્ર પ્રગટ થાય છે. એમાં સંસ્થા સાથે સંબંધ ધરાવતા સમાચારો આવે છે. અમેરિકાની ધંધાદારી કુશળતાનું તો પૂછવું જ નહિ. અમને જે અંક આપવામાં આવ્યો તેનાં ૧૨ પાનાં હતાં ને તેમાં ૭ પાનાં ધંધાદારી જાહેરખબરનાં હતાં. વિદ્યાપીઠને પોતાનું પોલીસખાતુ પણ છે. શહેરના વહીવટી તંત્રના પોલીસખાતા જેવા તે અધિકારો ધરાવે છે. આ સંસ્થાને સારી રીતે જોવા માટે તો ઓછામાં ઓછા ચાર દિવસ જોઈએ, પરંતુ એક દિવસમાં પણ મન પર તેની છાપ લઈ શકાય એમ છે. પુસ્તકાલય ખૂબ જ સમૃદ્ધ છે. ૨૦ લાખથી વધુ ગ્રંથો ત્યા છે અને તેમા ઘણી મોટી સંખ્યા અભ્યાસીઓને ઉપયોગી થાય એવા પુસ્તકોની છે. આ પુસ્તકાલયમાં ૨૦ હજારથી વધુ અખબારો અને સામયિકો અમેરિકા અને બીજા દેશોમાથી નિયમિત આવે છે. વિદ્યાપીઠમા સુંદર થિયેટર છે. એનું નામ ગ્રીક થિયેટર. ૮૫૦૦ બેઠકોની એમાં સગવડ છે. રમતો માટે સ્ટેડિયમ છે, એમાં ૮૦ હજાર પ્રેક્ષકો બેસી શકે એવી વ્યવસ્થા છે. બોટનિકલ ગાર્ડનમાં સાત હજારથી વધુ જાતના ૫૦ હજારથી વધુ છોડ છે. આ

ઉપરાંત કલાસંગ્રહો, પ્રાચીન સ્થાપત્યના નમૂનાઓ, નૈસર્ગિક ઇતિહાસની સામગ્રી વગેરે વિપુલ પ્રમાણમાં છે. જોન રોકફેલરે ન્યુયોર્ક, શિકાગો અને પેરિસમાં વિદેશના વિદ્યાર્થીઓ માટે છાત્રાલયો બંધાવ્યાં છે તેમ અહીં પણ ૬૦૦ વિદ્યાર્થીઓ રહી શકે તેવું 'ઇન્ટરનેશનલ હાઉસ' એમણે બંધાવ્યું છે. એક જ વાક્યમાં કહીએ તો આ વિદ્યાપીઠ જોવી એ એક લહાવો છે.

અમેરિકાની માયા હવે અમારે છોડવાની હતી. અમેરિકાની તળભૂમિનું આ છેલ્લું મથક. અહીં અમને જે ગુજરાતીઓ મળ્યા તેની નોંધ લેવી જ જોઈએ. બારડોલી અને તેની આસપાસના પંદર–વીસ કુટુંબો અહીં રહે છે. એમનો મુખ્ય વ્યવસાય હોટેલનો. ૫૦ થી ૧૦૦ માણસો રહી શકે એવી સામાન્ય કક્ષાની હોટેલોનો ધંધો તેઓ કરે છે. રહેનારાઓ બધા મધ્યમવર્ગના અમેરિકનો. જમવાની કે બીજી કોઈ વ્યવસ્થા ત્યાં નહિ. અહીંના ગુજરાતી ભાઈઓ એક દિવસ અમારી હોટેલ પર સમૂહમાં પણ આવ્યા હતા. બહુ ભાવભર્યું ત્યાં મિલન થયું. જેટલો સમય સાન ફ્રાન્સિસ્કોમાં રહ્યાં તેટલો સમય સ્વાદિષ્ટ સુરતી રસોઈનો અમને લાભ મળ્યો. કુટુમ્બ સાથે રહેતા આ ગુજરાતીઓ એમના ઘરમાં અહીંનું જ વાતાવરણ રાખી રહ્યા છે. અંદર અંદરની વાતો, સુરતી લહેકો ને તેની ગ્રામ્યતા આપણે અનુભવી શકીએ. બીજું નોંધવા જેવું એ છે કે અહીં વસતાં કેટલાક કુટુંબો શ્રીમદ્ રાજચંદ્રના ભકત કે અનુયાયી છે અને એમના ગ્રંથનું ભકિતપૂર્વક વાચન કરે છે. એમની સાથે જ્ઞાનચર્ચા કરવાનો લાભ પણ અમને મળ્યો. આ બધા ભાઈઓ એમનાં કુટુંબનાં સ્ત્રી–બાળકો માટે કંઈક શિક્ષણ–સંસ્કારની પ્રવૃત્તિ કરવાનું વિચારી રહ્યા છે.

જેમ આપણે ત્યાં દેશ છોડતાં પહેલા આવકવેરાની મુક્તિનું પ્રમાણપત્ર લેવું પડે છે તેવું ત્યાંથી પણ લેવાનું હતું. આ માટે અમને ખાસ સૂચના મળી હતી. કહેતા આનંદ થાય છે કે આ કાર્ય માટે

સરકારી કચેરીમાં અમને દસ મિનિટથી વધુ સમય ન લાગ્યો. આટલા દેશો ફર્યાં તેમાં જકાતખાતાનો પણ અમારો અનુભવ એવો છે. કેટલાક દેશોમાં પહેલેથી જકાતને પાત્ર કંઈ છે કે નહિ તેની જાહેરાતનાં પત્રકો ભરવાનાં હોય અને કયાંક માત્ર મૌખિક જ જવાબ આપવાનો હોય. સામાન તપાસવાની તો કયાંય વાત જ નહિ. કોઈ પ્રવાસી પર વહેમ જાય અને સામાન તપાસાય તો પૂરો વિનય–વિવેક જાળવવામા આવે. વિદેશમાંથી આપણા દેશમાં શું લાવી શકાય તેની માહિતી અમે સાન ફ્રાન્સિસ્કોની આપણી વિદેશ કચેરીમાંથી મેળવી. જો કે અહીં આવ્યા પછી એમ જાણવા મળ્યું કે આ અંગે નક્કર કહી શકાય એવી માહિતી કોઈ જ આપી શકતું નથી! જકાતનો પ્રશ્ન એક સ્વતંત્ર લેખ માગી લે એવો છે. વિદેશીઓ અને વિદેશમાં વસતા હિંદીઓ આ અંગે જે ત્રાસની લાગણી અનુભવે છે તેનાં તથ્યાતથ્યનો વિચાર કરવો જોઈએ.



## ૩૧. હોનોલુલુ

તા ૧૧ મી જુલાઈની સવારે અમારે સાનફ્રાન્સિસ્કોથી વિદાય લેવાની હતી અનેક મધુર સ્મરણો અમારા દિલમા ભર્યા હતા જે મિત્રો ને સ્વજનો બન્યા હતા તેમના પત્રો અમને વિદાય વેળાએ ત્યા મળ્યા હતા આ બધુ મનમા સઘરીને સવારમાં અમે વિમાની કચેરીએ આવ્યાં ત્યાં સમાચાર મળ્યા કે ન્યુયોર્કમા ૧૫૦ પ્રવાસીઓ સાથેનુ એક વિમાન આકાશમાથી નીચે ઊતરી શકતુ નથી, ચાર કલાકથી વિમાની મથક પર ફર્યા કરે છે, લાખો માણસો બેચેનીથી તેને નીરખી રહ્યા છે! અમારે ૨૧૦૦ માઈલની લાબી મુસાફરીએ ત્યાથી ઊપડવાનું હતુ એટલે આ સમાચારે અમારા મન ઉપર અસર તો કરી, પરતુ ભગવાનનુ નામ લઈને અમે આગળ વધ્યા. અમેરિકાની તળભૂમિનો કિનારો છોડયો અને થોડા સમય પહેલા જ અમેરિકાના સઘમા જોડાયેલા નવા રાજ્ય હવાઈ ટાપુ તરફ અમે ઊડયા અમેરિકામાં દાખલ થયા પછીની અમારી આ લાબી મુસાફરી હતી. મન હવે અધીરૂ બન્યુ હતુ લાંબો હવાઈપથ કાપી અમે સાજના ચાર વાગ્યે (સ્થાનિક સમય) હોનોલુલુ પહોચી ગયા ન્યુયોર્કનુ વિમાન સલામત ઊતરી ગયાના સમાચાર અમને ત્યા મળ્યા.

મુબઈથી પૃથ્વીને ચક્કર લગાવતા અમે ઘણે દૂર આવ્યા હતાં. આટલા દિવસોમા ઘણા કલાકોનો અમને લાભ થયો હતો હોનોલુલુ સુધી એનો ભોગવટો અમે કરી શકર્યા વિમાનીમથકથી અમારે હોનોલુલુ શહેરમા નહિ, પરતુ તેના જગવિખ્યાત સાગરકાઠા સામેની હોટેલમા ઊતરવાનુ હતું હોનોલુલુમાં દાખલ થતા અને તે

પછી સાગર તરફ જતાં નારિયેળીના વૃક્ષો અને આસપાસનુ વાતાવરણ જોતા અમને જહુના સાગરકિનારાનુ સ્મરણ થઈ આવ્યુ. જહુમા જે હવાનો અનુભવ માર્ચમાં-વસતના આગમન વખતે થાય છે તેવો અનુભવ અમને ત્યા જુલાઈની અધવચ્ચે થયો જહુ કરતા સગવડ



હોનોલુલુનો સુંદર સાગરકિનારો

અને સૌદર્ય અનેકગણા વધારે છે હોનોલુલુની વિશેષતા એ છે કે ત્યા એક સાથે પહાડ અને સાગર બનેનુ સૌદર્ય માણી શકાય છે. સાગર અતિશય રળિયામણો છે અને તેનો કાંઠો પણ ખુબ વિશાળ છે વચ્ચેના ટાપુઓ તેની શોભામાં વધારો કરે છે આ સાગરના પાણીના વિવિધ રંગો પણ એકવાર જોયા પછી ભુલાય એવા નથી.

માઇલો સુધી સાગરકાંઠે ફરી શકાય છે. વચ્ચે રેતાળ કિનારો ને ખડકો પણ આવે છે. પ્રવાસીઓ માટે સ્થળે સ્થળે અનેક સગવડો ઊભી કરવામાં આવી છે. અમેરિકાની તળભૂમિ પરથી દર વરસે હજારો નહિ, લાખો પ્રવાસીઓ ત્યા આવે છે. ચાર-પાંચ હજાર માઇલની મુસાફરી એમને માટે સહજ છે.

હવાઈ ટાપુના મુખ્ય ઉદ્યોગ પાઇનેપલ, ખાંડ, કૉફી, ફળો અને ખેતીની થોડીક પેદાશો. પરંતુ આવક જોઇએ તો વધુમાં વધુ પ્રવાસીઓની. અમેરિકાના અને બીજા દેશોના પ્રવાસીઓ દર વરસે હોનોલુલુમા ૮૦૫ કરોડ ડૉલર ખર્ચી જાય છે! આ ટાપુની મૂળ વસતિ આજે તદ્દન લઘુમતીમાં છે. એમની સંખ્યા ૧૫ થી ૧૭ ટકા છે. મૂળ જાપાનીઓ ૩૫ ટકા છે. ફિલિપાઈન્સના લોકો ૧૨ ટકા, ચીનના મૂળ લોકો ૬ ટકા છે. બીજા જુદા જુદા દેશોના છે. જાણવા જેવું એ છે કે વિવિધ દેશોની મૂળ પ્રજા ગણાય એવા આ લોકોએ જંગી બહુમતીથી અમેરિકાના સંઘમા જોડાવાનો નિર્ણય આપેલો છે.

અમેરિકાના સંઘની કથા શરૂઆતમા આપેલી છે. ઘણા લાંબા સમયથી આ સંઘ ૪૮ રાજ્યોનો હતો. ૧૯૫૮મા આલાસ્કા એમા જોડાયું અને અમે હવાઈ પહોચ્યાં તે પહેલાં થોડા દિવસે એ ટાપુઓ ૫૦મા રાજ્ય તરીકે વિધિપુરઃસર સંઘમાં દાખલ થયા હતા. હવાઇનો દરજ્જો તે પહેલાં 'પ્રદેશ'નો હતો. હવાઈ એ ૨૦ ટાપુઓનો સમૂહ છે, એમા વસતિ ૮ ટાપુઓમા છે. હોનોલુલુ અને પર્લ હારબર જેટલી ખ્યાતિ બીજા પ્રદેશોને મળી નથી. હોનોલુલુ જેમ રજા માણવાનુ સ્થળ છે તેમ અમેરિકાનું એક લશ્કરીમથક પણ છે. વસતિ ૫ લાખથી વધારે છે. શહેરની સમૃદ્ધિ જોતાં એમ લાગે જ નહિ કે હજારો માઇલના વિસ્તારવાળા પૅસિફિક સાગરની વચ્ચેનો આ કોઈ ટાપુ હશે. વિમાની ને દરિયાઈ સગવડે એને ઘનિષ્ટ રીતે દુનિયા સાથે સાંકળી દીધો છે. આ આખોય પ્રદેશ ધરતીકંપો ને જ્વાળામુખીઓનું પરિણામ છે.

દરિયાકિનારે અને અંદરના ભાગમાં એના પહાડો ને ખડકો ઉપર લાવારસની જે નિશાનીઓ છે તે ભયાનકતામાં પણ સુંદરતા રહેલી છે તેની સાક્ષી પૂરે છે. કોઈ પ્રાચીન અવશેષો જોતાં કોઈએ એવી છાપ આપણાં મન પર પડે છે.

અમારે માટે હોનોલુલુ અને આસપાસના ટાપુઓ જોવાનો કાર્યક્રમ વિદેશખાતાના અતિથિકેન્દ્રે કર્યો હતો, પરંતુ અમને વધુ ઉપયોગી થયાં ડૉ. અને શ્રીમતી વિલિયમ સીમર. વશિંગ્ટનમાં શ્રી અને શ્રીમતી કેશલે અમારી વ્યવસ્થા કરી હતી. અમારી ને એમની વચ્ચે એવી દોસ્તી જામી ગઈ હતી કે તે પછીનાં દરેક સ્થળે એમણે એમના પરિચિતોને અમારે માટે લખી નાખ્યું હતું. ડૉ. અને શ્રીમતી સીમરની સાથે અમે ૩૦૦-૪૦૦ માઈલનો મોટર પ્રવાસ કર્યો અને એ ભૂમિના સૌંદર્યને સારી રીતે માણ્યું. તેઓ હોનોલુલુના 'વર્લ્ડ બ્રધરહૂડ' પ્રવૃત્તિના સંચાલક હોવાથી એ પ્રવૃત્તિનો પણ સારો પરિચય મળ્યો.

હોનોલુલુમાં અમારો લાંબો કાર્યક્રમ ગોઠવાયેલો હતો. એમાં ભોજનસમારંભોથી માંડીને સંસ્થાઓની મુલાકાતો સુધીની વિવિધતા હતી, પરંતુ અમે સારી પેઠે થાકયાં હતાં એટલે ઇન્ટરનેશનલ રોટરી કલબની મહેમાનગતિથી સંતોષ માન્યો. રોટરી કલબમાં અમેરિકાના ૫૦૦ જેટલા સભ્યો ઉપરાંત બીજા ૨૧ દેશોના અતિથિઓ હાજર હતા. કલબની પ્રણાલિકા અનુસાર બધો કાર્યક્રમ ગોઠવાયો હતો. 'વિદેશખાતાના મહેમાન અને જાણીતા લેખક-પત્રકાર' એવાં સંબોધન સાથે અતિથિવિશેષનું બહુમાન ભારતવાસી તરીકે મને આપવામાં આવ્યું હતું. મારે માટે આ નવો અનુભવ હતો. ત્યાં જે પરિચયો થયા તેથી તે પછીના બે દિવસો વધુ આનંદદાયક બની ગયા. આસપાસના સૃષ્ટિસૌંદર્ય ઉપરાંત પાઇનેપલની મોટામાં મોટી ફેકટરી જોઈ. બીજા ઉદ્યોગો કરતાં આમાં કંઇક નવીનતા છે. 'સીઝન'માં અહીં ૮૦૦૦ માણસો કામ કરે છે. દર વરસે એ પાઇનેપલના ૩૫ કરોડ ટીન તૈયાર કરે છે. એના ગોદામના મુખ્ય ખંડમાં એક સાથે

૮૫ લાખ ટીન રાખવાની વ્યવસ્થા છે. આ ફળની પેદાશ માટે ૩૦,૦૦૦ એકર જમીન એ ધરાવે છે. અહીં પાઇનેપલનો રસ જેટલો પીવો હોય તેટલો નળમાંથી જેમ પાણી લઈએ તેમ લઈ શકાય છે!

હોનોલુલુથી જવાની ઘડી હવે આવી પહોંચી હતી. અમેરિકાની વિધિસરની યાત્રા અહીં પૂરી થતી હતી. અમેરિકામાં જે જે લોકોએ અમને સહાય કરી તેમના માટે દિલમાં આભારની લાગણી ઉભરાતી હતી. જે કંઈ જોયું-જાણ્યું તે જીવનની સમૃદ્ધિ વધારનારું હતું એવી મન પર છાપ પડી હતી. અલબત્ત, એ બધું અહીં વિગતે લખી શકાયું નથી—આટલાં બધાં પ્રકરણો લખ્યાં છતાં! અમેરિકાના કેટલાક સવાલો, દા૦ ત૦ રશિયા અને અમેરિકા વચ્ચેના સંબંધોની સામાન્ય જનસમાજ પર અસર, અમેરિકાના કદાચ સૌથી વધારે જટિલ અને ચિંતાજનક સવાલ કિશોરોમાં વધતી જતી ગુનાખોરી અને બીજી વિકૃતિઓ તથા તેના નિવારણના ત્યાં લેવાતા ઉપાયો, અમેરિકાની આર્થિક સમૃદ્ધિ અને તેમાંથી પેદા થતી અતિ વિકટ સમસ્યાઓ, બીજા દેશો અને બીજી પ્રજાઓ પ્રત્યે અમેરિકાના લોકોનું સામાન્ય માનસ, અમેરિકામાં વધતા જતા માનસ-રોગો વગેરે વિષયો અંગે કેટલુંક લખવા જેવું હજી રહી જાય છે. આ બધું અમે જોયું છે. આ પ્રશ્નો વિષે જવાબદાર ગણી શકાય એવી વ્યક્તિઓ સાથે ચર્ચાવિચારણા પણ કરેલી છે. આ પ્રવાસવર્ણનમાં ક્યાંક એનો અછડતો ઉલ્લેખ પણ થયો હશે; આ બધા વિષયોને સંક્ષેપમાં આવરી લે તથા અમેરિકાની આર્થિક, સામાજિક, રાજકીય, લશ્કરી વગેરે શક્તિઓનો સામાન્ય પરિચય મળી રહે તેવા એક લેખ સાથે અમેરિકાની યાત્રાની અહીં પૂર્ણાહુતિ કરવાનું યોગ્ય માન્યું છે.

★

## ૩૨. વિશેષતા અને મર્યાદા

જગતના તમામ દેશોમાં અમેરિકા સૌથી વધુ સંપત્તિવાન છે એમાં શંકા જ નહિ. લશ્કરીબળમાં રશિયા અને અમેરિકામાં કોણ વધુ બળવાન છે એ વિષે મતભેદ હોઈ શકે, પરંતુ આર્થિક તાકાત અમેરિકાની વધારે છે એમ એના શત્રુઓએ પણ સ્વીકારવું પડે એમ છે. અલબત્ત, જેમ અવકાશી સ્પર્ધામાં રશિયા અમેરિકાથી આગળ નીકળી ગયું અને લશ્કરી બળમાં તેનાથી પોતે બળવાન છે એવો હુંકાર કરવાની સ્થિતિમાં આવ્યું તેમ આર્થિક ક્ષેત્રમાં પણ અમેરિકાને હરાવવાનો એનો પુરુષાર્થ છે. છેલ્લા વર્ષોમાં અમેરિકા કરતા રશિયાની વિકાસકૂચ વધારે વેગીલી છે, પરંતુ અમેરિકાને પોતાના વિકાસ માટે જેટલાં વર્ષો મળ્યા તેટલા રશિયાને હજી મળ્યા નથી એટલે અમેરિકાથી તે પાછળ છે. કેટલાકનો એવો મત છે કે રશિયા વિસ્તારમાં અમેરિકાથી ઘણું મોટું છે, ઘણો પ્રદેશ અણખેડાયેલો પડયો છે, વપરાશનું પ્રમાણ એનું ઓછું છે એટલે જેમ વર્ષો જતા જશે તેમ એ વધુ વેગથી વિકાસ સાધી શકશે. બીજી બાજુ એ માન્યતાની વિરુદ્ધમાં એમ પણ કહેવામાં આવે છે કે વિકાસ માટેના સાધનો અમેરિકા પાસે વધારે છે અને અનર્ગળ સંપત્તિ પ્રાપ્ત કર્યા પછી પણ એ પ્રમાદી બન્યું નથી એટલે આર્થિક સ્પર્ધામાં એને હરાવી શકાશે નહિ.

ગમે તેમ, અમેરિકા સૌથી—ધનવાન- દેશ છે અને વિજ્ઞાન દ્વારા પ્રાપ્ત થતા સુખના સાધનો એની પાસે વિપુલ પ્રમાણમાં છે અમેરિકાની સંપત્તિ કેટલી છે તે જાણવા માટે સત્તાવાર માહિતીની જરૂર પડે એવું નથી અમારી મોટું ન્યુયોર્કની વિરાટકાય ઇમારતોથી માંડીને વૉશિંગ્ટન

જોવા કરવાનાં એતરો સુધી દૃષ્ટિ દોડાવવાથી-તે સરળતાથી જોઈ શકાય છે. આમ છતાં અમેરિકાની સંપત્તિનો ખ્યાલ મળી રહે એવી થોડીક હકીકતો જોઈએ: અમેરિકા રાજ્યોનો સંઘ છે અને રાજ્યો શેષસત્તાઓ સહિત ઠીક પ્રમાણમાં અધિકારો ધરાવે છે તેમ કરવેરા પણ નાખે છે, છતાં રાષ્ટ્રીય ધોરણે અવલોકન કરવાનું વધુ યોગ્ય થશે. ૨૫ વર્ષ પહેલાં સમગ્ર રાષ્ટ્રના કરવેરામાં સંઘના ભાગે ૨૫ ટકા આવતા હતા, આજે આંકડો ૭૫ ટકાએ પહોંચ્યો છે. કેન્દ્રનું કરજ પણ એ રીતે ઘણું વધી ગયું છે. જે વર્ષમાં અમે અમેરિકામાં ફરતાં હતાં તે વર્ષની રાષ્ટ્રીય આવક ૩૬,૬૧૮-કરોડ ડોલર હતી અને માથાદીઠ અવાક હતી ૨,૦૫૭ ડોલર. આની સામે આપણી માથાદીઠ આવક માત્ર ૬૦ ડોલર! અમેરિકાના બધાં રાજ્યોની વસતિ એકસરખી સમૃદ્ધ નથી, પરંતુ જે રાજ્યો સરખામણીમાં ગરીબ છે તેમની માથાદીઠ આવક પણ ૧૪૦૦ ડોલર તો છે જ. આવી અસાધારણ આવકને કારણે જ અમેરિકામાં સંપત્તિ અને વિલાસવૈભવ ઉભરાતાં દેખાય છે. વાર્ષિક અંદાજપત્ર જોઈએ તો આવક છે ૮૩,૯૭,૩૫,૦૦,૩૦૯ ડોલરની. આમાથી અમુક રકમો સ્થાયી ફંડોમાં જમા થાય છે, એ બાદ થયા પછી રહે છે ૬૯,૧૧,૬૭,૧૭,૩૧૧ ડોલર. આની સામે એ વર્ષનું ખર્ચ ૭૧,૯૩,૬૧,૭૧,૩૫૩ ડોલરનું છે અને ૨,૮૧,૯૪,૫૪,૦૪૧ ડોલરની ખાધ રહે છે આ આંકડાઓ વાંચતા શ્વાસ ચડી જાય એવું છે ને? રાષ્ટ્ર પરના જાહેર કરજનો આંકડો છે ૨૭૬,૩૪,૩૨,૧૭,૭૪૫ ડોલરનો. માથાદીઠ કરજ ગણીએ તો ૧૫૮૮.૧૮ ડોલર થાય.

અમેરિકામાં જેને વિરાટ કે રાક્ષસી કહી શકાય તેવાં કારખાનાંઓ છે તેમ તેમની ગણતરીએ નાના કે મધ્યમ કદના કહી શકાય એવા ધંધાઓ પણ છે. આ નાના ને મધ્યમ કક્ષાના ધંધા એટલે જેમાં ૧૦૦ થી ૨૫૦૦ સુધી માણસો કામ કરતા હોય તે. આમાં ૯૫ હજાર જેટલાં મોટરના રીપેરનાં કારખાનાં, ૬૬ હજાર જેટલાં નાનાં પેટ્રોલસ્ટેશનો. રેડિયો-ટેલિવિઝન રીપેર કરનારાં ૨૫ હજાર જેટલા મથકો અને ૩૦ હજાર જેટલા

ધોબીઓનાં કારખાનાં અને ૯૦ હજાર જેટલાં હેરકટીંગ સલૂનો પણ ગણાય. દર વરસે આવા ધંધાઓમાં એંસી હજારથી એક લાખ દુકાનોનો વધારો થતો રહે છે. આ ધંધાઓમાં ઉત્પાદન છે ૫૧ હજાર કરોડ ડૉલરનું અને લોકોનો વપરાશ છે ૩૧ હજાર ડૉલરનો ! કરોડો ડૉલર સિવાય ગણતરી થાય એવું નથી. વર્તમાનપત્રોની માહિતી રજૂ કરતી વખતે મેં જાહેરખબરની વાત કરી છે. ધંધો કરનારાઓ પોતાના માલની જાહેરાત માટે વૃત્તપત્રો, સામયિકો, સિનેમા, રેડિયો, ટેલિવિઝનો અને ચારે બાજુ વિવિધ પ્રકારની શોભા સાથેનાં પાટિયાઓનો ઉપયોગ કરે છે. અમેરિકામાં દરેક બાબતની નોંધ લેવાય છે ને આંકડાઓ મળી શકે છે એમ મેં અગાઉ કહ્યું છે. જાહેરખબર વાંચવા, સાંભળવા ને જોવામાં કેટલો સમય ખરચાય છે તે જાણવું છે ! ૧૯૫૮ની ગણતરી પ્રમાણે ૧૨ વર્ષથી ઉપરની ઉંમરના ૧૨,૬૫,૬૪૦૦૦ માણસોએ દર અઠવાડિયે આટલા કલાકો આ જાહેરખબરો પાછળ ખર્ચ્યા છે: ટેલિવિઝનમાં ૨૪૮ કરોડ કલાક, રેડિયોમાં ૧૧૯ કરોડ કલાક, વર્તમાનપત્રોમાં ૪૯ કરોડ કલાક, સામયિકોમાં ૨૧ કરોડ કલાક અને સિનેમામાં ૧૩ કરોડ કલાક. રસ્તાની જા.ખ. વિષે અંદાજ થયો નથી.

અમેરિકા જનારને સૌથી પહેલો અનુભવ ત્યાંની મોંઘવારીનો થાય છે. આમ તો એક ડૉલરના રૂપિયા ૪.૭૬ છે, પરંતુ રૂપિયાની પેઠે ડૉલર ખરચવાની 'હિંમત' સૌથી પહેલાં કેળવવી પડે. અમેરિકામાં સૌથી મોંઘું શું એમ જો કોઈ પૂછે તો તેનો જવાબ માણસ અથવા મજૂરી એમ આપી શકાય. જે કામમાં મજૂરની-માણસની જરૂર પડે તે મોંઘું થઈ જાય. મજૂરની સરેરાશ આવક અઠવાડિયાની ૯૦.૫૪ ડૉલરની. મજુરોનાં ત્યાં મજબૂત સંગઠનો છે અને રાજ્ય તથા ઉદ્યોગો આ સંગઠનોનો બરાબર સ્વીકાર કરે છે. ખેડૂતોને જોઈએ તો એમની સમૃદ્ધિનો પાર નથી. કુલ ૪૭ લાખ ખેતરો છે, એમાં ૨૭ લાખ એક એક વ્યક્તિની માલિકીનાં છે, ૮ લાખ ભાગીદારીનાં છે, ૧૧ લાખમાં ગણોતિયાઓ દ્વારા ખેતી થાય છે. ખેડૂતોને સગવડ આપવા

રાજ્ય તરફથી અનેક પ્રકારની વ્યવસ્થા છે. સેવા સહકારીમંડળી, વેચાણુ સહકારીમંડળી વગેરે ત્યાં સારા પ્રમાણુમાં છે. સહકારીમંડળીઓની કુલ સંખ્યા ૧૦ હજાર જેટલી છે, તેના સભ્યો ૭૭ લાખ છે અને દર વરસે ૧૩૫૦ કરોડ જેટલો તેમનો વહીવટ છે. ખેતરોમાં ૪૬ લાખ ટ્રેક્ટરો, ૨૯ લાખ ટ્રકો અને ૪૩ લાખ જેટલી મોટરો ફરે છે. રાષ્ટ્રીય અંદાજપત્રમાં ખેતીના માલનો નફો તથા ભાવસપાટી જાળવવા ૧૯૫૮ માં ૩૨૫ કરોડ ડૉલરની જોગવાઈ કરવામાં આવી હતી. અમેરિકાનો એક ખેડૂત ચોવિસ માણુસને થાય એટલો ખોરાક પેદા કરે છે. ખેડૂતોને જુદા તારવીને તેમની સ્થિતિ જોઈએ તો ૯૫ ટકા પાસે વીજળી છે, ૫૨ ટકા પાસે ટેલિવિઝન, ૮૯ ટકા પાસે મોટર છે, ૯૦ ટકા પાસે રેફ્રીજરેટર, ૩૯ ટકા પાસે ઘરને ગરમ–ઠંડુ રાખવાના યંત્રો છે, ૮૪ ટકા પાસે કપડાં ધોવાનાં મશીનો છે. ખેડૂતો માટે લગભગ બે હજાર વર્તમાનપત્રોમાં ખાસ વિભાગો પ્રગટ થાય છે અને દોઢસોથી વધુ ખાસ સામયિકો પ્રગટ થાય છે.

અમેરિકામાં કુલ કુટુંબો ૪ કરોડ ૪૦ લાખ છે. આમાં ૨ કરોડ ૫૦ લાખ કુટુંબો અદ્યતન સગવડોવાળાં ઘર ધરાવે છે ૨ કરોડ ૧૦ લાખને પોતાની માલિકીની જમીન સાથેના ઘરો છે. એમની પાસે ૫ કરોડ ટેલિવિઝન અને ૧૪ કરોડ રેડિયોસેટ છે. તેઓ દર વરસે સરેરાશ ૯ જોડી કપડા અને ૧૪ જોડી પગરખા ખરીદે છે. દર વરસે એક કરોડથી વધુ માણુસો પ્રવાસ કરે છે. ૧૩ કરોડ માણુસોના બેંકમા ખાતા છે, એક કરોડ માણુસો ઉદ્યોગોના શેરો ધરાવે છે. ૮૬ ટકા લોકો પાસે વીમાની પોલિસી છે. સાડાચાર કરોડ માણુસો પાસે સરકારી બોન્ડ્સ છે અમેરિકામાં વીમાની સગવડોનો પાર નથી. સામાજિક સલામતી માટે જે સગવડો ત્યા છે તેની મૂળ પ્રેરણા તો એમને યુરોપમાથી મળેલી બ્રિટને ૧૯૧૧ મા જે પ્રથાઓ દાખલ કરી તે અમેરિકામા છેક ૧૯૩૫ માં અમલમાં આવી. એ વખતે સામાજિક સલામતીની યોજનામા ઘણા લોકોને 'સમાજવાદ'નો લાલ રંગ દેખાયેલો અને ચૂંટણીપ્રચારનો તે એક મુદ્દો પણ બનેલો. આજે

હવે અમેરિકાના વ્યવહારનું તે એક અંગ છે. વૃદ્ધત્વ, બેકારી, માંદગી, અપંગતા વગેરેના વીમાઓ મોટા પ્રમાણમાં ઉતારવામાં આવે છે. વૃદ્ધત્વનો વીમો ન હોય તો ત્યાં શું થાય એ પ્રશ્ન છે. યુરોપ–અમેરિકામાં સંયુક્ત કુટુંબની પ્રથા નથી. વૃદ્ધત્વ, આશ્રિતોની સલામતી વગેરે અંગેનો વીમો ઘણો વ્યાપક છે. કારખાનાંઓ ને પેઢીઓ દ્વારા તેમ પોતાના વ્યવસાયમાં પરોવાયેલાઓ જાતે એ વીમાનું પ્રિમિયમ ભરે છે ને તેનો લાભ ઉઠાવે છે. અબજો ડોલરનું તેનું ભંડોળ છે અને દર મહિને ૪૮ કરોડ વહેંચાય છે. સામાન્ય રીતે નિવૃત્તિની વય પુરુષ માટે ૬૫ અને સ્ત્રી માટે ૬૨ છે, છતાં સાચી નિવૃત્તિ સરેરાશ ૬૮–૬૯ વર્ષે લેવાતી હોવાનો અંદાજ છે. નિવૃત્તિવેતનમાં પગારનું ધોરણ જળવાય છે; પરંતુ નાના પગારવાળાઓને વધુ હિસ્સો મળે છે. વધુમાં વધુ એક વ્યક્તિને મહિને ૧૦૮ ડોલર અને દંપતીને ૧૭૩ મળે છે. વિધવા અને બાળકને લાભ આપવાની પણ યોજના છે.

બીજા વીમાઓ વિષે આ પરથી સમજી શકાય છે. માંદગીના વીમાનો ઉપયોગ જાતઅનુભવનું વર્ણન કરતી વેળાએ કરેલો જ છે. જાણવા જેવું એ છે કે ૧૨ કરોડ ૩૦ લાખ માણસોએ આરોગ્યવીમો લીધેલો છે અને એ દ્વારા એક વર્ષમાં તેમને ૪૭૦ કરોડ ડોલર મળ્યા છે, પરંતુ આ વીમામાં જેનો સમાવેશ ન થાય એવી માંદગી અંગે તેમને બીજું ખર્ચ થયું છે ૧૨૦૦ કરોડ ડોલરનું ! અમેરિકામાં આવક અને ખર્ચ કેવાં જંગી છે તેનો આમાથી અંદાજ મળી રહે છે. લોકોનું જીવનપ્રમાણ ત્યાં વધતું જ જાય છે. ૬૫ થી વધુ વર્ષની વયના સ્ત્રી–પુરુષોની સંખ્યા છેલ્લા ૨૦ વર્ષમાં દોઢી થઈ ગઈ છે ! બેકારીનો વીમો ત્યાં અશાંતિ ફેલાતી અટકાવે છે અને આરોગ્ય તથા વૃધ્ધત્વનો વીમો લાચારીથી બચાવે છે. અમેરિકાની સમાજરચના એવી છે કે ત્યાં આવી યોજનાઓ ન હોય તો ઘણા દાખલામાં જીવવાનો આધાર તૂટી જાય. વીમાયોજના અને સરકારી સહાય ઉપરાંત ત્યા લોકહિતને માટે રચાયેલાં ૫૦૦૦ જેટલાં 'ફાઉન્ડેશનો' પણ છે. આ ફાઉન્ડેશનો [illegible]

અને તેઓ દર વરસે ૪૦ કરોડ ડૉલર ખરચે છે. સૌથી મોટા ફોર્ડ ફાઉન્ડેશનનો જ દાખલો લઇએ તો તેની મિલકત બે અબજ ડૉલરની અને વાર્ષિક ખર્ચ સાત કરોડનું ! અમેરિકાનું વિરાટકાય વહિવટી તંત્ર અને લશ્કરી તંત્ર ચલાવવા માટે કરવેરા પણ સારા પ્રમાણમાં લેવાય છે. આવક-ખર્ચના આંકડાઓ પર આપણે નજર નાખી ગયા. કરવેરાના વિવિધ પ્રકારો છે અને સંઘ, રાજ્ય, સ્થાનિક સત્તા વગેરે પોતાની જરૂરિયાત અનુસાર કર ઉઘરાવે છે સંઘના સીધા કરવેરા જોઇએ તો વાર્ષિક ૬૦૦ ડૉલરની આવક સાથે કર શરૂ થાય છે ૨૦ ટકાથી ૯૧ ટકા સુધીનો તેનો ક્રમ છે ભેટવેરો પણ ત્યાં છે ત્રણ હજાર ડૉલરથી વધુ ભેટ આપે એટલે કર લાગે છે આમાં આખા જીવન દરમિયાન ૩૦ હજાર ડૉલરની છૂટ રખાઇ છે. કરનું પ્રમાણ સવા ટકાથી પોણા અઠ્ઠાવન ટકા સુધી છે વારસાવેરો ૬૦ હજાર ડૉલરથી શરૂ થાય છે એમાં કરનું પ્રમાણ ૩ ટકાથી ૭૭ ટકા સુધી છે આવકવેરાની મર્યાદામાં વૃદ્ધોને લાભ મળે છે એમનો વેરો વાર્ષિક આવક ૬૦૦ને બદલે ૧૨૦૦ હોય ત્યારથી શરૂ થાય છે.

અમેરિકાની અનર્ગળ સંપત્તિનો ખ્યાલ આપતા આંકડાઓ તો હજી યે ઘણા આપી શકાય. કોઇપણ અભ્યાસીને એ સહેલાઇથી પ્રાપ્ત થઇ શકે એમ છે જે જાણવા જેવું છે તે એ કે આટઆટલી સંપત્તિ હોવા છતાં ત્યાં યે જીવનની સમસ્યાનો પાર નથી. આમાથી કેટલીક સમસ્યા તો વિપુલતાની છે એમ કહીએ તો ખોટું નહિ. અમેરિકાની પ્રજાની તરફેણમાં એટલું કહેવું જોઇએ કે તેઓ આટલી બધી સંપત્તિના સ્વામી હોવા છતાં પ્રમાદી નથી કેવળ ભોગવિલાસમાં રાચતા નથી. માત્ર પોતાનું જ સુખ જોતા નથી રાજ્યની કક્ષાએ અબજો ડૉલરોની મદદ એમણે બીજા દેશોને કરે છે ને કરી છે. પોતાને ત્યાં પણ દાનનો અખંડ પ્રવાહ ચાલતો હોય છે એમની પ્રવૃત્તિ અને સ્ફૂર્તિ પ્રેરણાદાયક છે આમ છતાં વૈભવ-વિલાસનોયે પાર નથી વસ્તુઓની બરબાદી પણ પારાવાર થાય છે.

અમેરિકાના લોકો એના મોજશોખમાં થોડોક પણ ઘટાડો કરે તો દુનિયાના લોકોને અબજો ડૉલરો આપી શકે. અમેરિકામાં પ્રસાધનો–સૌંદર્ય સાધનોના વપરાશને કોઈ સીમા નથી. દારૂ–તમાકુના આંકડા પણ ચોંકાવનારા છે. દર વરસે ૯,૦૦,૦૦,૦૦,૦૦૦ ડૉલરનો દારૂ ત્યાં વેચાય છે–વપરાય છે. અને તમાકુ? એનો આંકડો છે ૬,૩૦,૦૦,૦૦,૦૦૦નો. આ બન્નેનો સરવાળો થાય ૧૫ અબજ ૫૦ કરોડ ડૉલરનો એટલે કે ૭૪ અબજ રૂપિયાનો!

અમેરિકાની ઉજળી બાજુ જોયા પછી તેની કાળી બાજુ પર પણ સહેજ નજર નાખવી જોઈએ. 'નાઈટક્લબો' વગેરેમાં નહિ જઈએ. દારૂને જ પહેલાં લઈએ. અમેરિકામાં ધરપકડ અને સજાના આંકડાઓમાં પહેલું સ્થાન દારૂને મળે છે. એના ગુનાનું પ્રમાણ-છેલ્લા ૭ વર્ષમાં ત્રણગણું થઈ ગયું છે. મોટરના ભયંકર અકસ્માતોમાં, આગના બનાવોમાં અને બીજા ગુનાઓમાં શરાબનો હિસ્સો ઘણો છે. પ્રજા મૂળભૂત રીતે પ્રામાણિક એટલે—સામાન્ય—ચોરીનું—પ્રમાણ—ઓછું, પરંતુ મોટી ધાડો અને ખાસ કરીને બેન્કો ફાડવાની વાતો સાંભળતાં કાળજું કંપી જાય. મારામારી ને ગાળાગાળી ભાગ્યે જ જોવા મળે, પરંતુ ખૂનની વાત સાંભળીએ ત્યારે સ્તબ્ધ બની જઈએ. એમ થાય કે અમેરિકા ખૂન, લૂંટ છૂટાછેડા વગેરે બધામાં આગળ! . અને સૌથી ચોંકાવનારું તો એ કે ગંભીર ગુનાઓમાં સ્ત્રીઓ અને કિશોરો પણ સામેલ છે. એક વર્ષમાં જુદા જુદા ગુનાઓમાં પકડાયેલા ૨૦,૬૮,૬૭૭ માણસોમાં સ્ત્રીઓ ૨,૧૯,૯૫૨ હશે એમ માની શકાય ખરું? આ ગુનાઓમાં ખૂન, લૂંટ, જીવલેણ માર, ચોરી, છેતરપીંડી, વગેરે બધાનો સમાવેશ થઈ જાય છે. આ ૨૧ લાખ જેટલા ગુનામાં શરાબ પીને બેફામ બનેલાઓનો આંકડો ૮ લાખથી વધારે છે અને તેમાં સ્ત્રીઓ ૬૩ હજારથી વધુ છે ખૂનમાં પણ સ્ત્રીઓ ૪૦૦ જેટલી છે. આ આંકડાઓ અમેરિકાની કુલ ૧૭–૧૮ કરોડની વસતિને આધારે

નહિ, પરંતુ ૨૫૦૦ થી વધુ વસતિવાળાં ગામો ને શહેરોની ૪.૫ કરોડની વસતિ પરથી લીધેલા છે.

અમેરિકામાં ૧૨-૧૩ થી ૧૮-૧૯ વર્ષના કિશોરોનો પ્રશ્ન બહુ વિકટ બન્યો છે વાસ્તવિક દૃષ્ટિએ જોઈએ તો આ સવાલ આખી દુનિયાનો છે. માનવજાત કેમ જાણે માનસિક સમતુલા ગુમાવી બેઠી હોય અને તેની બૂરામાં બૂરી અસર કુમારો પર પડતી હોય એવી સ્થિતિ છે. અમેરિકામાં વિલાસવૈભવનાં સાધનો વિશેષ, વ્યક્તિ સ્વાતંત્ર્યના ખ્યાલો વધુ બળવાન, ગુનો કરવાનાં સાધનોની પણ વિપુલતા. સિનેમા, ટેલિવિઝન, જાસૂસી અને ભયાનક રોમાંચ પ્રગટાવતું સાહિત્ય અતિ સુલભ. આ બધાં કારણોસર ત્યાં આ પ્રશ્ન વધુ જટિલ અને મુશ્કેલ બન્યો છે. સરકાર, સમાજ, કેળવણીકારો અને ચિંતકો આ વિષે બેદરકાર નથી. કિશોરોની ગુનાખોરી ઓછી કરવા વૈજ્ઞાનિક અને દંડશક્તિના ઉપાયો પણ ઘણા લેવાય છે, પરંતુ પ્રતિવર્ષ તેનું પ્રમાણ વધતુ જાય છે. ઉપર વર્ણવેલી ૨૧ લાખ જેટલી ધરપકડોમાં ૧૫ વર્ષથી નીચેનાઓની સંખ્યા લગભગ એક લાખની છે! જો સત્તાવાર ને ચોક્કસ આંકડાઓ જોઈએ તો ૧૫ વર્ષની અંદરના ૯૮,૯૨૭, ૧૫ વર્ષના ૪૫,૩૪૨, ૧૬ વર્ષના ૫૫૪,૫૪, ૧૭ વર્ષના ૫૪,૦૯૪, ૧૮ વર્ષના ૫૧,૯૩૨, ૧૯ વર્ષના ૪૮,૬૪૫. લગભગ ૨૪ વર્ષની વય સુધી આવુ જ પ્રમાણ રહે છે. જેને મુખ્ય અથવા ભયંકર ગુનાઓ કહીએ તેનુ પ્રમાણ દર વરસે વધતું જ રહે છે. સમગ્ર અમેરિકામા ખૂન, વ્યભિચાર, લૂંટ, ધાડ, ચોરીના ગુના ૧૯૪૮ મા ૧૬,૮૬,૬૭૦ હતા, ૧૯૫૭ માં એ આંકડો ૨૭,૯૬,૦૦૦ ઉપર પહોચ્યો છે! આમા કિશોરોનું પ્રમાણ કેટલુ હશે તેનું અનુમાન થઈ શકે છે

આ પ્રકરણમાં શુદ્ધ માહિતી આપવાનુ જ વિચાર્યું છે છતા હૃદયને આંચકો આપી ગયેલું એક દશ્ય રજૂ કર્યા સિવાય રહી શકાય એમ નથી. અમેરિકાના એક સુંદર અને પ્રસિદ્ધ નગરમાં એક અમેરિકન યુગલ એમની મોટરમાં અમને ફરવા લઈ ગયું. પતિ-પત્ની ખૂબ જ

સંસ્કારી અને ભારત પ્રત્યે સ્નેહભાવ રાખનારાં. ખાસ પરિશ્રમ લઈ એમણે અમને શહેરનાં સુંદર સ્થળો બતાવ્યાં. પછી અમારી સંમતિથી તેઓ અમને શહેરને વીંટળાઈ વળેલી ટેકરીઓમાં લઈ ગયાં. કુદરતની શોભાનો પાર નહોતો. આસપાસનાં દૃશ્યોનું વર્ણન સાંભળતાં અમે આગળ વધતાં હતા. અચાનક એક અતિ સુંદર દૃશ્ય આવ્યું. નાના સરખા પહાડની તળેટીમાં રૂપકડું ગામ વસેલું હતું. નાનાંનાનાં મકાનો, આસપાસ સુંદર ફૂલબાગ. એક બાજુ નદીનો પ્રવાહ અને બીજી બાજુ લીલો પહાડ. અમે પૂછ્યું: 'આ શું છે? કોઈ કોલોની છે?' બંને યજમાનના મુખ પર ગંભીરતા છવાઈ ગઈ. જવાબ આપવામાં તેઓ મૂંઝાતા હોય એમ લાગ્યું. અંતે એ દશ્ય પૂરું થયું ને તેઓ બોલ્યા: 'નાની વયના ગુનેગાર બાળકોને અહીં સુધારણા માટે રાખવામાં આવ્યાં છે.' અમે તો આ સાંભળીને ચોંકી જ ગયા. શહેરથી દૂર, સમાજથી દૂર, પહાડની તળેટીમાં સેંકડો બાળકોને રાખવાં પડે એ સ્થિતિ કેવી?... પણ અમારે બીજું દશ્ય પણ જોવાનું હતું. બીજા બે નાના પહાડ વટાવી આગળ ગયા ત્યાં એવું જ રૂપકડું બીજું ગામ દેખાયું. અમે પૂછીએ તે પહેલાં જ અમારાં યજમાન બોલી ઊઠ્યાં: 'ત્યાં જેમ કિશોરોને રાખ્યા છે તેમ અહીં કન્યાઓ છે.' '૧૨-૧૪ વર્ષની કન્યાઓ? આટલી મોટી સંખ્યામાં?' મનમાં પ્રશ્નો ઊઠ્યા, પણ અમે મૌન રાખ્યું.

કિશોરોથી ગુનાખોરી વિષે અમે પહેલેથી સાંભળતાં હતાં, પરંતુ આ દશ્ય માટે અમે તૈયાર નહોતાં. હા, તે પછી તો અમે આશ્વાસન મેળવ્યું કે આ દેશના લોકો પૂરા પરિશ્રમ સાથે આ ગુનાખોરીને નાબૂદ કરવા મથી રહ્યા છે તેનો પુરાવો જ એ બે ગામો આપતાં હતાં, પરંતુ લાગણીને જે ધક્કો ત્યારે લાગેલો તે આજે પણ અનુભવાય છે. કિશોરોની ગુનાખોરી ઓછી કરવા માટે ત્યાં અનેક પ્રકારના પ્રયત્નો થાય છે. ગામડાંઓનાં જૂથ અને શહેરોના વિભાગો પાડી, એક સાથે જ કાયદો, વ્યવસ્થા, ન્યાય, કેળવણી અને સમાજસુધારણાની પ્રવૃત્તિ થઈ શકે એવાં કેન્દ્રો સ્થાપવામાં આવ્યાં છે. કિશોર ગુનેગાર પકડાય કે તરત જ તેની

કૌટુંબિક, સામાજિક ને માનસશાસ્ત્રીય તપાસ થાય છે. એ તપાસને અંતે અદાલતની સંમતિથી એને માબાપને સોંપવામાં આવે, સુધારણાકેન્દ્રમાં રાખવામાં આવે કે સજા પણ કરવામાં આવે. આ અંગે સાહિત્ય પણ વિપુલ પ્રમાણમાં પ્રગટ થયું છે. જે સુશિક્ષિત અને સંસ્કારી કુટુંબોના પરિચયમાં અમે આવ્યાં, તેમની પાસેથી જાણવા મળ્યું કે ઘરની મમતા છૂટી ગઈ છે અને ધર્મનો પ્રભાવ ઓછો થયો છે તેનું આ પરિણામ છે. અમલદારો પાસેથી અમને એમ પણ જાણવા મળ્યું કે અનેક માબાપો એમનાં આવાં બાળકોને ફરી પોતાના ઘરમાં રાખવા માટે તૈયાર પણ થતાં નથી. અમેરિકાના આંતરિક પ્રશ્નોમા આ સવાલે અગ્રસ્થાન લઈ લીધું છે. આશ્વાસન એટલું જ છે કે અમેરિકા આ વિષે ચિંતાતુર છે અને પ્રયત્નશીલ પણ છે.

અમેરિકામાં વૃદ્ધો અને માનસરોગીઓનો સવાલ પણ મૂંઝવનારો છે. આ સવાલ બીજા દેશોને પણ મૂંઝવે છે અમેરિકાનું જીવન અતિ પ્રવૃત્તિશીલ. શનિ-રવિની રજાઓ કરોડો લોકો માણે, પરંતુ તેમાંયે નિરાંત કે શાંતિ હોય નહિ. આ કારણે જ્ઞાનતંતુ પર વિશેષ પ્રમાણમાં દબાણ રહે પ્રજા નવી, જોશીલી ને જિજ્ઞાસુ એટલે પોતાની વર્તમાન સ્થિતિમા સંતોષ ઓછો. આ બાબતમા આપણો દેશ એક છેડે છે ને અમેરિકા બીજા છેડે. આપણે ત્યા સંતોષ અને શાંતિનુ પ્રમાણ જડતા સુધીનું અને અમેરિકામા ઘેલછા કહી શકાય એટલી પ્રવૃત્તિ અને એટલો અસંતોષ. આ સ્થિતિના પ્રત્યાઘાતરૂપે ઘણા લોકો આપણી જીવનપદ્ધતિ તરફ ખેંચાતા હોય છે અને કેટલાક તો કહે છે પણ ખરા કે અમારું અનુકરણ કરશો નહિ. વૃદ્ધોનો પ્રશ્ન એમને એટલો વિકટ નથી લાગતો, જેટલો આપણને લાગે. બાળકો મોટાં થઈને જુદાં થાય, પોતાનો સંસાર વસાવે, માબાપ એકલા રહે તેથી શરૂઆતમાં તો જવાબદારીમાંથી મુક્ત થયા નો આનંદ માણે. વૃદ્ધાવસ્થામાં પણ બધી જાતના શોખ જાળવે એટલે જીવનમાં રસ જળવાઈ રહે, પરંતુ

શારીરિક શક્તિ જેમ ઓછી થતી જાય તેમ, પરિસ્થિતિના પ્રમાણમાં, દુઃખની માત્રા વધતી જાય. વૃદ્ધગૃહો અને બીજાં સાધનો દ્વારા આ દુઃખ ઓછું કરવાના ઉપાયો તો થાય છે, પરંતુ તે બહુ સફળ થયા નથી. કોઇ પણ માબાપને આપણે કહીએ કે બાળપણથી યુવાની સુધી તમે બાળકોને જાળવ્યાં તો તમારી વૃદ્ધાવસ્થામાં તેઓ તમને જાળવે એમાં જ સામાજિક ન્યાય ગણાય ત્યારે તેઓ આશ્ચર્યથી અને છતાં આંતરિક સંમતિના ભાવથી આપણી સામે જોઇ રહે. માનસરોગની બાબતમાં યંત્રોનો અતિવિકાસ અમને વિશેષ કારણરૂપ લાગ્યો. માનવીને સહજ રીતે કુદરતનો સંપર્ક મળે નહિ, જે યંત્ર પર એને કામ કરવાનું હોય તેમાં જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોનો સપ્રમાણ ઉપયોગ થાય નહિ, એકને એક પ્રકારની ક્રિયા કરવામાં જ એનાં દિવસો, મહિનાઓ, વર્ષો વીતે, તેની મન પર અસર કેમ ન થાય? અમેરિકામાં, ખાસ કરીને મોટાં શહેરોમાં અમે યંત્ર જેવા માણસોને જોયા ત્યારે આ વિષે વધુ ખાતરી થઈ.

અમેરિકા જેમ સામાજિક અને કૌટુંબિક સમસ્યા ભોગવે છે તેમ તેમ આર્થિક સમસ્યા પણ ભોગવે છે એમ કહીશું તો બહુ ઓછા લોકો તેનો સ્વીકાર કરશે. અમેરિકાનાં જંગી કારખાનાંઓ અને જરૂરિયાત ઉપરાંત વિલાસવૈભવની ચીજોનો અતિ વપરાશ જોતાં વારંવાર અમને થતું હતું કે આ બધું કયાં જઈને અટકશે?—જગતના અલ્પવિકસિત દેશો આર્થિક સ્વાવલંબન માટે મથી રહ્યા છે. તેઓને અમેરિકાના માલની જરૂર નહિ પડે ત્યારે આ કારખાનાઓ અને યંત્રોનો ઉપયોગ કરતા એ તેરોનું થશે શું? ખુદ અમેરિકામાં પણ દરેક માણસને મોટર, એક નહિ બે, મળી જશે પછી શું? રશિયાની પદ્ધતિના અનુસંધાનમાં આ વિષય પર અમે અનેક સ્થળે ચર્ચા કરતાં હતાં. અમેરિકાની એક વિકટ સમસ્યા રશિયા સાથેના સંબંધોની પણ ગણાય. વ્યાપક દૃષ્ટિએ જોઇએ કે રશિયા અંગે રોષ અને તિરસ્કારની લાગણી તેમ ભયની લાગણી ખરી. સામ્યવાદી દેશોનું સમગ્ર સંચાલન સરમુખત્યારો અને ગુલામો દ્વારા જ થતું હોય એવી અસર ઘણી જ વ્યાપક. વ્યક્તિગત કે સમૂહગત

ચર્ચામાં મોસ્કો–લેનીનગ્રાડના મારા અનુભવો હું વર્ણવું અને તેમાં કહું કે ત્યાંના લોકો પણ તમારા જેવા જ પ્રેમાળ છે ત્યારે અસમતિના ભાવ સાથે તેઓ આશ્ચર્યથી જોઈ રહે અને પછી તેની વિરુદ્ધ દલીલ પણ કરે. સામાન્ય માનવી પરની આવી અસરનું કારણ વર્તમાનપત્રો અને તે કરતાં યે વધારે ટેલિવિઝન દ્વારા સામ્યવાદી દેશોના જે ચિત્રો ત્યાં રજૂ થાય છે તે કારણભૂત છે ટેલિવિઝનમા અનેક સ્થળે અમે સામ્યવાદી દેશના કોઈ નાસી છૂટેલાની મુલાકાતો જોઈ. એમાં એવી ભયકર રજૂઆત થાય છે કે ભય અને રોષની લાગણી સહજ રીતે પ્રગટી આવે.

રશિયા અને અમેરિકાના બળાબળની તુલના પણ ત્યા થયા જ કરે. આરંભના વર્ષોમા એમ મનાતુ કે રશિયા અમેરિકાથી ઘણું ઘણું પાછળ છે, પરતુ હવે એવી માન્યતા પ્રસરતી જાય છે કે રશિયા ખૂબ જ ઝડપથી તાકાત મેળવે છે અને જો લડાઈ થાય તો અમેરિકા પણ ગભીર જોખમમા મુકાઈ જાય અમેરિકાના સામાન્ય લોકો, અખબારોના તંત્રીઓ અને કેટલાક રાજપુરુષોની માન્યતા અનુસાર બને દેશોના બળાબળની તુલના કઇક આ પ્રકારે કરવામા આવે છે :

રશિયાનો વિસ્તાર ૮૬,૫૦,૦૦૦ ચોરસ માઇલનો, અમેરિકાનો ૨૬,૧૫,૨૦૦ નો. આમા તળભૂમિ ૩૦,૨૨ ૩૮૭ ચો. મા. વસતિ–રશિયાની ૨૧ કરોડ, અમેરિકાની ૧૮ થી ઓછી. આ બનેમાં અમેરિકા પાછળ, વિસ્તારમા તો ખૂબ જ પાછળ. લશ્કરમા સૈનિકસખ્યા એ વખતે રશિયાની ૪૦ લાખ અને અમેરિકાની ૨૫ લાખ. બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું ત્યારે રશિયાનુ લશ્કર ૧ કરોડ ૧૪ લાખનુ હતું અને અમેરિકાનુ ૧ કરોડ ૨૫ લાખનુ એ પછી તરત તો ઘણો ઘટાડો થયો હતો. આકડાઓ જોઇએ તો ૧૯૪૮માં અનુક્રમે ૨૯ અને ૧૫ લાખ, ૧૯૫૫ મા ૫૮ અને ૨૯ લાખ આ મોટા વધારાનું કારણ કોરિયાનુ યુદ્ધ એ પછી જે ઘટાડો થયો છે તેનુ કારણ શસ્ત્રાસ્ત્રોના વિકાસનુ છે. માણસ કરતા યત્રનુ–સહારક સાધનનુ મૂલ્ય વિશેષ છે. લશ્કરીસાધનોની બાબતમા આવા આંકડાઓ મળે છે : વિમાનો

ચર્ચામાં મોરક્કો–લેનીનગ્રાડના મારા અનુભવો હું વર્ણવું અને તેમાં કહું કે ત્યાંના લોકો પણ તમારા જેવા જ પ્રેમાળ છે ત્યારે અસંમતિના ભાવ સાથે તેઓ આશ્ચર્યથી જોઈ રહે અને પછી તેની વિરુદ્ધ દલીલ પણ કરે. સામાન્ય માનવી પરની આવી અસરનું કારણ વર્તમાનપત્રો અને તે કરતાં યે વધારે ટેલિવિઝન દ્વારા સામ્યવાદી દેશોના જે ચિત્રો ત્યાં રજૂ થાય છે તે કારણભૂત છે. ટેલિવિઝનમાં અનેક સ્થળે અમે સામ્યવાદી દેશના કોઈ નાસી છૂટેલાની મુલાકાતો જોઈ. એમાં એવી ભયંકર રજૂઆત થાય છે કે ભય અને રોષની લાગણી સહજ રીતે પ્રગટી આવે.

રશિયા અને અમેરિકાના બળાબળની તુલના પણ ત્યાં થયા જ કરે. આરંભનાં વર્ષોમા એમ મનાતું કે રશિયા અમેરિકાથી ઘણું ઘણું પાછળ છે, પરંતુ હવે એવી માન્યતા પ્રસરતી જાય છે કે રશિયા ખૂબ જ ઝડપથી તાકાત મેળવે છે અને જો લડાઈ થાય તો અમેરિકા પણ ગંભીર જોખમમાં મુકાઈ જાય. અમેરિકાના સામાન્ય લોકો, અખબારોના તંત્રીઓ અને કેટલાક રાજપુરુષોની માન્યતા અનુસાર બંને દેશોનાં બળાબળની તુલના કંઈક આ પ્રકારે કરવામાં આવે છે:

રશિયાનો વિસ્તાર ૮૬,૫૦,૦૦૦ ચોરસ માઈલનો, અમેરિકાનો ૨૬,૧૫,૨૦૦ નો. આમાં તળભૂમિ ૩૦,૨૨ ૩૮૭ ચો- મા. વસતિ- રશિયાની ૨૧ કરોડ, અમેરિકાની ૧૮ થી ઓછી. આ બંનેમાં અમેરિકા પાછળ, વિસ્તારમાં તો ખૂબ જ પાછળ. લશ્કરમા સૈનિકસંખ્યા એ વખતે રશિયાની ૪૦ લાખ અને અમેરિકાની ૨૫ લાખ. બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું ત્યારે રશિયાનું લશ્કર ૧ કરોડ ૧૪ લાખનું હતું અને અમેરિકાનું ૧ કરોડ ૨૫ લાખનું. એ પછી તરત તો ઘણો ઘટાડો થયો હતો. આંકડાઓ જોઈએ તો ૧૯૪૮માં અનુક્રમે ૨૯ અને ૧૫ લાખ, ૧૯૫૫ માં ૫૮ અને ૨૯ લાખ. આ મોટા વધારાનું કારણ કોરિયાનું યુદ્ધ. એ પછી જે ઘટાડો થયો છે તેનું કારણ શસ્ત્રાસ્ત્રોના વિકાસનું છે. માણસ કરતા યંત્રનુ–સંહારક સાધનનું મૂલ્ય વિશેષ છે. લશ્કરીસાધનોની બાબતમાં આવા આંકડાઓ મળે છે: વિમાનો

અમેરિકા પાસે ૩૫,૦૦૦ અને રશિયા પાસે ૨૦,૦૦૦, યુદ્ધજહાજોમાં અમેરિકા પાસે સબમરીનો ૧૧૨ અને બીજાં જહાજો ૨૭૫. રશિયા પાસે અનુક્રમે ૪૫૦ અને ૧૮૦. અણુ અને હાઇડ્રોજન બોમ્બની સંખ્યા કોઈ આપી શકતું નથી, પરંતુ પ્રયોગો પ્રમાણે અમેરિકાએ ૧૩૧ પ્રયોગો કરેલા છે અને રશિયાએ ૫૩. આમાં રશિયાના આકડાઓ વિષે શંકાભરેલી સ્થિતિ ખરી, કારણ કે એ દેશની સાચી સ્થિતિ જાણવાનાં સાધનો અતિ અલ્પ છે

રશિયા અને અમેરિકાની તાકાતનું માપ આર્થિકક્ષેત્રે પણ વારંવાર કાઢવામાં આવે છે. આંકડાઓ પ્રમાણે રશિયાનું કુલ ઉત્પાદન ૨૦૦ અબજ ડૉલરનું, એની સામે અમેરિકાનું ૪૭૫ અબજ ડૉલરનું આમાં જાણવા જેવું એ કે રશિયાનું ૧૯૫૦નું ઉત્પાદન ૧૦૦ અબજનું અને ૧૯૫૮નું ૨૦૦ અબજનું, જ્યારે અમેરિકાનું એ જ વર્ષોમાં ૩૫૦ અબજ અને ૪૭૫ અબજ ડૉલરનું. ટકાવારીમાં રશિયા આગળ, જથ્થામાં અમેરિકા. મહત્ત્વની ચીજોનું જોઈએ તો પોલાદમાં રશિયા ૫.૫ કરોડ મેટ્રિક ટન, અમેરિકા ૭.૮ કરોડ ટન. તેલ રશિયા ૧૩.૩ કરોડ મેટ્રિક ટન, અમેરિકા ૩૩ કરોડ. સિમેન્ટમાં રશિયા ૩.૩૪, અમેરિકા ૫.૨૩, વીજળીબળ ૨૩૩ રશિયામાં અને અમેરિકામાં ૭૨૪. એ જ રીતે મોટરો અને બીજી ઘણી વસ્તુઓમાં અમેરિકા આગળ છે. મજૂરોની સંખ્યા રશિયામા ૯ કરોડ ૩૦ લાખ, અમેરિકામાં ૭ કરોડ ૩૮ લ.ખ. બેકારી રશિયામા નહિ, અમેરિકામા ૩૭ લાખ માણસો બેકાર. ઉદ્યોગમાં રશિયાના લોકો ૪.૫ કરોડ, અમેરિકાના ૬ કરોડ. ખેતીમાં રશિયાના લોકો ૪.૫ કરોડ, અમેરિકાના માત્ર ૬૮ લાખ. લશ્કરીબળ અને સાધનો તથા આર્થિક બાબતોને લગતા આ આંકડાઓ, ખાસ કરીને રશિયા, કેટલા પ્રમાણમા વિશ્વનીય છે એ સવાલ ઊઠે ખરો, પરંતુ અહીં રજૂ થયેલા આંકડાઓ અમેરિકા સ્વીકારતું હોય એવી સ્થિતિ ગણી શકાય.

અમેરિકાના લોકો અને રાજપુરુષો એકસરખા વિચારો ધરાવે છે એમ ન કહેવાય છતાં સામાન્ય અસર એ વખતે એવી કે અમેરિકાની તાકાત અને જીવનપદ્ધતિ જો રશિયાના સરમુખત્યારો જુએ તો અમેરિકા

પર આક્રમણ કરવાની એની હિંમત ન રહે. અમે એ વખતે ઘણાં સ્થળે એવો પ્રચાર વાંચતાં–સાંભળતાં હતાં કે કુશ્ચેવને અહીં બોલાવી આપણી તાકાત બતાવો, આપણે સ્વતંત્રતા માટે કેટલી લાગણી ધરાવીએ છીએ તે બતાવો. અમને ત્યારે જ લાગતું હતું અને ઘણાને અમે કહેતાં પણ હતાં કે કુશ્ચેવ અહીં આવીને બધું જોશે તોયે એના માનસમાં ફેર પડશે નહિ, સંભવ છે કે તમારી સ્વતંત્રતાનો એ જુદો અર્થ કરે અને તમારી તાકાતમાંથી એ પ્રેરણા મેળવે! ચીન સંબંધમાં છાના તિરસ્કારનું પ્રમાણ વધારે, પરંતુ ચીન પ્રત્યેની નીતિ વિષે મતભેદ. પૂર્વ યુરોપના દેશોને તો રશિયાના ગુલામ દેશો કે સંસ્થાનો જ ત્યાં માનવામાં આવે છે. લશ્કરીજૂથો ને લશ્કરીકરારોનો ત્યાં બચાવ થાય. ભારતની લોકશાહીનું આકર્ષણ, જવાહરલાલની પ્રશંસા, પરંતુ આપણી તટસ્થતાને મોટા ભાગના લોકો ભોળપણની નિશાની માને. કેટલાકને એ અંગે રોષ પણ ખરો. જ્યાં ને ત્યાં એની ચર્ચામાં અમારે ઊતરવુ પડે.

અમેરિકાની સંપત્તિ અને જીવનપદ્ધતિથી અમે પ્રભાવિત અવશ્ય થયા છીએ, પરંતુ જે સમસ્યાઓ અને મૂંઝવણો અમે જોઈ તેનો આછો ખ્યાલ આપ્યા વિના આ પ્રવાસવર્ણન અધૂરુ રહે, એમ માનીને આ પ્રકરણ અહીં ઉમેર્યું છે અમારા દિલદિમાગ પરની સમગ્ર અસર તો અમેરિકાની પ્રશંસાની જ છે. એ દેશે જે સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે તે ખરેખર અદ્દભુત છે. એની જીવનપદ્ધતિ મૂળભૂત રીતે માનવીની સ્વતંત્રતાની ભાવના પર રચાયેલી હોવાથી આવકાર્ય જ ગણાય. વ્યાપક રીતે જોઈએ તો પ્રજા સરળ છે, કંઈક ભોળી છે, જોશીલી છે, પ્રેમાળ છે, જિજ્ઞાસાથી ભરપૂર છે અને જેમ જીવનને ચાહે છે તેમ માનવજાતને પણ ચાહે છે. એની સામે જે સમસ્યાઓ અને મૂંઝવણો છે તે વિષે એ ખૂબ જ જાગૃત અને તેના ઉકેલ માટે વૈજ્ઞાનિક દૃષ્ટિ સાથે પ્રયત્નશીલ પણ છે. આવી પ્રજાની વચ્ચે થોડા દિવસો પણ રહેવુ તે જીવનનો એક લહાવો છે. અમને આ લહાવો આપવામાં જે જે લોકો કારણભૂત છે તે સૌના પ્રત્યે અમે આભારની લાગણી અનુભવીએ છીએ.

☆

## ૩૩. જાપાન અને હોંગકોંગ

હોનોલુલુ છોડયું એટલે અમે 'માનવંતા મહેમાન' મટી જઈ સામાન્ય 'પ્રવાસી' બની ગયાં. હોનોલુલુથી ટોકિયોની લાંબી, ૧૮ કલાકની, વિમાની સફરમાં અર્ધી રાતે એક ટાપુ પર ચા–નાસ્તાની અને આરામની વ્યવસ્થા થઈ હતી, પરંતુ તે પહેલાં અમે કટકે કટકે મેળવેલા કલાકોનું કરજ એક સામટું ચૂકવી દેવાની ઘડી આવી પહોંચી હતી! એ હતી 'ઇન્ટરનેશનલ ડેટલાઇન.' અહીં એક દિવસ આખો ઊડી જાય છે! અમે બુધવાર તા. ૧૫ જુલાઇએ હોનોલુલુથી વિમાનમાં ચડયાં હતાં,



પરંતુ અર્ધી રાત વીત્યા પછી શુક્રવાર તા ૧૭ જુલાઈ થઈ ગઈ હતી ! ગુરુવાર તા. ૧૬ જુલાઈની અમારે માટે હસ્તી જ નહોતી ! 'પૃથ્વીની પરકમ્મા' આ અર્થમાં સાર્થક થતી હતી આ 'ડેટલાઇન' જગતના બધા દેશોએ મંજૂર રાખેલી છે અને આપણે તે ઓળંગીએ ત્યારે



'ઇન્ટરનેશનલ ડેટલાઈન' ઓળંગ્યા પછી આ પ્રકારના પ્રમાણપત્રો આપવામાં આવે છે હોનોલુલુથી જાપાન આવતા રાતના ૧૨-૧૫ વાગે અમે એક દિવસ ગુમાવી દીધો, તેનું છે આ પ્રમાણપત્ર!

તેનું પ્રમાણપત્ર આપવામાં આવે છે અહીં તે પ્રમાણપત્રોની તસવીર મૂકેલી છે વચ્ચેની લીટી રેખા 'ઇન્ટરનેશનલ ડેટલાઈન' છે અને બીજી રેખાઓ વિમાનમાર્ગ દર્શાવે છે.

ચાલો, હવે ટોકિયો જઈએ.

મનના ઘોડા હવે ઘરની દિશામાં દોડવા લાગ્યા હતા, પરંતુ જાપાનની ઝાંખી કરવાનો મોહ પણ એટલોજ પ્રબળ હતો. પ્રથમ યુરોપીય દેશો અને પછી અમેરિકા જોવાની યોજના, આ પ્રવાસમાં જાપાનનો સમાવેશ કરી દેવા માટે વિચારી હતી. હોનોલુલુથી લગભગ ૧૮ કલાકનો વિમાની પ્રવાસ કરી અમે સવારમાં ટોકિયો આવી પહોંચ્યાં. ટોકિયોના થોડાક ભલામણપત્રો હતા. થોડીક સરકારી વ્યવસ્થા પણ હતી. મૂળ વિચારણામાં ચાર દિવસ ટોકિયો ને આજુબાજુનાં સ્થળો અને એકેક દિવસ ઓસાકા ને આજુબાજુનાં શહેરો જોવાનું ગોઠવ્યું હતું, પરંતુ ઓસાકા જવાનો સમય રહ્યો નહિ અને ટોકિયો, યોકોહામા, કામાકુરા અને નીકોના નિરીક્ષણથી સંતોષ માન્યો. જાપાનના પ્રવાસીઓએ આ ઉપરાંત હાકોને, માઉન્ટ ફ્યુજી, નાગોયા, ક્યોટો, ઓસાકા, નારા, કોબે વગેરે જોવાં જોઈએ. બીજાં પણ ઘણાં સ્થળો ત્યાં જોવા જેવાં છે. પરંતુ યુરોપમાં જેમ અમે નમૂના રૂપે જોઈને તૃપ્તિ અનુભવી તેમ જાપાનમાં પણ આટલું જોઈને સંતોષ મેળવી લીધો.

જાપાનની પ્રશંસા તો વર્ષોથી સાંભળતાં હતાં. 'યુરોપ ન જવાય તો કંઈ નહિ, જાપાન તો જઈ જ આવવું જોઈએ' એવું પણ કેટલાક મિત્રો કહેતા હતા. જાપાનની કળાનો થોડાક પરિચય થયો હતો. જાપાનનાં નૃત્યો ને નાટકો જોવાનો લાભ અમેરિકામાં પણ મળ્યો હતો. જાપાન વિષે ઠીક પ્રમાણમા વાંચ્યું-સાંભળ્યું હતું. બીજા વિશ્વયુદ્ધ પછીની પ્રગતિમાં જગતમાં જે બે દેશો મોખરે આવ્યા હતા તેમાં એક પશ્ચિમ જર્મની અને બીજું જાપાન. વધુમાં, જાપાન પર અમેરિકાની અસર વિષે પણ ઘણું સાંભળ્યું હતું, એટલે વિમાની મથક પર પગ મૂકયો એ ક્ષણથી એના અવલોકનમાં મન પરોવાઈ ગયું હતું. મારે કહેવું જોઈએ કે ટોકિયોનું પ્રથમ દર્શન નિરાશાજનક લાગ્યું. વિમાનીમથકથી ઇમ્પીરીઅલ હોટલ સુધીના લાંબા માર્ગમાં પ્રથમ

જે દશ્યો નજરે પડયા તે અમને ઉત્સાહજનક જણાયા નહિ આપણાં મોટાં શહેરોનો નાના કારખાનાઓનો મજૂર-વિસ્તાર જોઈ કોણ આનંદનો અનુભવ કરે? અમારા મનમા સઘરાયેલા ચિત્રો કરતા તદ્દન જુદા માણસો, રસ્તાઓ, વાહનો, કારખાનાઓ અને વાતાવરણ! સદ્ભાગ્યે શહેરના મધ્ય ભાગ પાસે આવ્યા ત્યારે અમારી આ અસર ભુંસાવા લાગી ને ટોકિયોની સમૃદ્ધિના દર્શન તે પછી થવા લાગ્યા

અમારી હોટેલ ટોકિયોની પ્રથમ કક્ષાની હોટેલ ગણાય. એમા યુરોપ-અમેરિકાની ઉત્તમ હોટેલોમા હોય એવી બધી સગવડો હતી. નાનકડુ નગર જ જોઇ લો! ખર્ચમા પણ એ યુરોપ અમેરિકાથી ઊતરતી નહોતી! વાતાવરણ પણ અમેરિકાના જેવુ જ અમને થયુ કે અમેરિકાની અસર અહીં ઘણી પ્રબળ છે, પરતુ તે પછી જેમ જેમ ઊડા ઊતરીને જોતાં ગયા તેમ તેમ લાગ્યુ કે અમેરિકાની અસર જેટલા પ્રમાણમા શહેર વિસ્તારમાં છે તેટલા પ્રમાણમા ગ્રામવિસ્તારમા નથી અને શહેરોમા પણ જેને ઉપલો વર્ગ કહેવામા આવે છે તેનામા એ અસરનુ જે પ્રમાણ દેખાય છે તે મધ્યમ અને નીચલાવર્ગમા નથી. એક વસ્તુ સૌથી પહેલાં કહી દેવી જોઈએ કે અમારા છસાત દિવસના રોકાણ દરમિયાન જાપાનના વિવિધ ક્ષેત્રના જે માણસોના પરિચયમા અમે આવ્યા અને અમારી આખ વડે જે નિહાળ્યુ ને જેનુ ચિંતન કર્યું તેની સમગ્ર અસર અમારા મન પર આ પ્રકારે પડી છે:

જાપાનના લોકો માયાળુ છે, વિનય વિવેકનો પાર નથી સ્ત્રીઓ જાગૃત, ક્રિયાશીલ છતાં નમ્ર, વિનયી ને સેવાપરાયણ પુરુષોમાં એવું દેખાય ખરુ, પરતુ સહેજ પરિચયમા આવીએ તો એવી છાપ પડે કે આ પ્રજાના મનના ઊંડાણનુ માપ નીકળી શકે નહિ! જો પ્રશસાના ભાવથી કહેવુ હોય તો એ પ્રજાને આતરિક રીતે સ્વસ્થ, ગભીર અને ધૈર્યપૂર્વક પોતાનુ ધાર્યું કરવાના નિશ્ચયવાળી કહી શકાય જો નિંદા કરવી હોય તો એ લોકોને ઘણા ઊડા, મીંઢા, કયારે શુ કરશે તે જાણી

ન શકાય એવા, પણ કહી શકાય આ બને પ્રકારના અભિપ્રાયનો સાર જોઈએ તો એટનો કે જાપાનની પ્રજા પોતાનુ નિરાળુ એવુ વ્યક્તિત્વ ધરાવે છે અને એને પૂર્ણ રીતે ઓળખવાનો દાવો કોઈથી હિમતપૂર્વક કરી શકાય એમ નથી અમેરિકાની અસર જાપાની પ્રજાના બાહ્યવ્યવહાર ઉપર પડેલી છે પહેરવેશ અને આનદપ્રમોદના સાધનોમા તેમજ, રાજ્યબધારણ અને વહીવટમા પણ તે સ્પષ્ટ રીતે જોઈ શકાય છે અગ્રેજીનુ શિક્ષણ સારા પ્રમાણમા વધ્યુ છે અમેરિકાના લોકો વિજેતાના ઘમડથી રહેતા નથી, પરતુ તેઓ કઈક વિશેષતા ધરાવે છે અને એમનુ માન રાખવુ જોઈએ એવી અસર સર્વત્ર દેખાય છે એ રીતે ગોરા લોકોનો પ્રભાવ વધ્યો છે આમ છતા અમને એમ જણાયુ છે કે મૂળભૂત રીતે જાપાનીઓ જાપાનીઓ જ રહ્યા છે

બીજા વિશ્વયુદ્ધમા પરાજય પામ્યા પછી આટલા સમયમાં જાપાને આર્થિકક્ષેત્રે જે પ્રગતિ સાધી છે તે તો અદ્ભુત છે જ, પરતુ પોતાના દેશને અમેરિકાના વર્ચસ્ નીચેથી કાઢવા માટે દરેક પરિસ્થિતિનો એમણે જે રીતે લાભ ઉઠાવ્યો છે અને સ્વતત્રતાની દિશામા જે દોટ મૂકી છે તે પણ એટલુ જ આશ્ચર્યજનક છે. જાપાનના લોકો પોતાના વ્યક્તિત્વને ભૂલ્યા નથી, ભૂલી શકે એમ નથી જગતના રાજકારણમાં કોઈ ઊથલપાથલ થાય તો તેનો લાભ પોતાની તરફેણમાં કેવી રીતે ઉઠાવવો અને સૂક્ષ્મ કે સ્થૂળ પ્રકારનુ વિદેશી આધિપત્ય કેમ ફગાવી દેવુ એ વિષે તેઓ પૂરા જાગ્રત છે આ બાબતમા એના મનનો પાર કોઈ પામી શકે એમ નથી જાપાનની આર્થિક ઉન્નતિમા રાજ્યરચના કે સમાજ-રચનાની અમુક પદ્ધતિનો બહુ હિસ્સો છે એવુ અમને લાગ્યુ નથી પશ્ચિમ જર્મની વિષે જે કહ્યુ હતુ તે જાપાન વિષે પણ સાચુ છે પ્રજા ઉદ્યમી છે ને કોઈ પણ ક્ષેત્રમા પરાધીનતા સહન ન કરે એ પ્રકારની છે પશ્ચિમ જર્મની અને જાપાનમા અમને જે ભેદ દેખાયો તે એ કે જર્મની શક્તિ મેળવે ને હુકાર પણ કરે, જાપાન એ રીતે હુકાર કરે નહિ ઉપમા આપવી હોય તો જર્મનીની તાકાત આગ જેવી છે,

જાપાનની પ્રાણી જેવી છે. બંનેની મૂળભૂત શક્તિ અમોઘ છે એમ સ્વીકારવું જોઈએ.

જાપાન બહુ પ્રાચીન દેશ છે. અઢી હજારથી વધુ વર્ષનો ઇતિહાસ નોંધાયેલો મળી શકે છે. એશિયા ખંડમાં એક એણે જ પશ્ચિમના દેશો જેવી શક્તિ મેળવવાનો પુરુષાર્થ આદર્યો અને એવી શક્તિમાંથી સહેજે પરિણમતી સામ્રાજ્યભૂખ પણ એનામાં જ પ્રથમ દાખલ થઈ. નકશામાં નજર કરીએ તો આડા-ઊભા નાનકડા ટપકા જેવું જાપાન લાગે છે, પરંતુ શક્તિ પ્રાપ્ત કર્યા પછી એણે પોતાનો પ્રભાવ ઘણી ઝડપથી વિસ્તારવા માંડયો હતો. ૧૮૯૪-૯૫ની સાલમાં એણે ચીન સાથે લડીને ફોર્મોસા જીતી લીધું ત્યારે એની તાકાતનું પહેલું પ્રદર્શન થયું, પરંતુ ૧૯૦૪-૫ની સાલમાં રશિયાને જ્યારે એણે મહાત કર્યું અને સખાલીન ટાપુ પર કબજો જમાવ્યો ત્યારે પશ્ચિમની દુનિયા પણ ચોંકી ઊઠી. બીજા પાંચ વર્ષ વીત્યા 'ને એણે કોરિયા પર કેર વર્તાવી કબજો મેળવ્યો. એ પછી આવ્યું પહેલું વિશ્વયુદ્ધ. ૧૯૧૪-૧૮ના ગાળામાં એણે આર્થિક ને રાજકીય શક્તિનો ઘણો વિકાસ સાધ્યો. એ વખતે જાપાન જર્મનીની સામે હતું. બ્રિટન, ફ્રાન્સ, અમેરિકા વગેરેનું એ સાથી બન્યું હતું, પરંતુ યુદ્ધની જ્વાળાથી તે દૂર રહી શક્યું હતું. પહેલા મહાયુદ્ધમાં એનું લશ્કર આઠ લાખનું હતું અને ખુવારી માત્ર ૩૦૦ સૈનિકોની! ઘાયલોની સંખ્યા ૯૦૦ની અને યુદ્ધકેદી માત્ર ૩! બીજા વિશ્વયુદ્ધના આંકડા આની સરખામણીમાં અતિભયંકર ગણાય.

પહેલા મહાયુદ્ધે જાપાનને જર્મનીના કબજાના પ્રશાંત સાગરના કેટલાક ટાપુઓ આપ્યા. ૧૯૩૧માં એ મંચુરિયા ગળી ગયું. ૧૯૩૨માં ચીન સામે વ્યાપક ધોરણે યુદ્ધ શરૂ કર્યું અને લાખો માઈલનો વિસ્તાર કબજે કર્યો. હવે જાપાની રાજપુરુષો ને સેનાપતિઓ એની પરંપરાગત વ્યવહારદક્ષતા ભૂલી ગયા હતા અને તાકાતના નશામાં ચકચૂર બન્યા હતા. ચીન ગમે તેટલું નબળું હોય, પરંતુ તેનો વિસ્તાર અને

ન શકાય એવા, પણ કહી શકાય. આ બને પ્રકારના અભિપ્રાયનો સાર જોઈએ તો એટલો કે જાપાનની પ્રજા પોતાનું નિગળું એવું વ્યક્તિત્વ ધરાવે છે અને એને પૂર્ણ રીતે ઓળખવાનો દાવો કોઈથી હિંમતપૂર્વક કરી શકાય એમ નથી. અમેરિકાની અસર જાપાની પ્રજાના બાહ્યવ્યવહાર ઉપર પડેલી છે. પહેરવેશ અને આનંદપ્રમોદનાં સાધનોમાં તેમજ, રાજ્યધારણ અને વહીવટમાં પણ તે સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. અંગ્રેજીનું શિક્ષણ સારા પ્રમાણમાં વધ્યું છે. અમેરિકાના લોકો વિજેતાના ઘમંડથી રહેતા નથી, પરંતુ તેઓ કંઈક વિશેષતા ધરાવે છે અને એમનું માન રાખવું જોઈએ એવી અસર સર્વત્ર દેખાય છે. એ રીતે ગોરા લોકોનો પ્રભાવ વધ્યો છે. આમ છતાં અમને એમ જણાયું છે કે મૂળભૂત રીતે જાપાનીઓ જાપાનીઓ જ રહ્યા છે.

બીજાં વિશ્વયુદ્ધમાં પરાજય પામ્યા પછી આટલા સમયમાં જાપાને આર્થિકક્ષેત્રે જે પ્રગતિ સાધી છે તે તો અદ્દભુત છે જ, પરંતુ પોતાના દેશને અમેરિકાના વર્ચસ્ નીચેથી કાઢવા માટે દરેક પરિસ્થિતિનો એમણે જે રીતે લાભ ઉઠાવ્યો છે અને સ્વતંત્રતાની દિશામાં જે દોટ મૂકી છે તે પણ એટલું જ આશ્ચર્યજનક છે. જાપાનના લોકો પોતાના વ્યક્તિત્વને ભૂલ્યા નથી, ભૂલી શકે એમ નથી. જગતના રાજકારણમાં કોઈ ઊથલપાથલ થાય તો તેનો લાભ પોતાની તરફેણમાં કેવી રીતે ઉઠાવવો અને સૂક્ષ્મ કે સ્થૂળ પ્રકારનું વિદેશી આધિપત્ય કેમ ફગાવી દેવું, એ વિષે તેઓ પૂરા જાગ્રત છે. આ બાબતમાં એના મનનો પાર કોઈ પામી શકે એમ નથી. જાપાનની આર્થિક ઉન્નતિમાં રાજ્યરચના કે સમાજ–રચનાની અમુક પદ્ધતિનો બહુ હિસ્સો છે એવું અમને લાગ્યું નથી. પશ્ચિમ જર્મની વિષે જે કહ્યું હતું તે જાપાન વિષે પણ સાચું છે. પ્રજા ઉદ્યમી છે ને કોઈ પણ ક્ષેત્રમાં પરાધીનતા–સહન–ન–કરે એ પ્રકારની છે. પશ્ચિમ જર્મની અને જાપાનમાં અમને જે ભેદ દેખાયો તે એ કે જર્મની શક્તિ મેળવે ને હુંકાર પણ કરે, જાપાન એ રીતે હુંકાર કરે નહિ. ઉપમા આપવી હોય તો જર્મનીની તાંત આગ જેવી છે,

કરોડોની વસતિ જાપાનના ખ્યાલમા આવ્યાં જ નહિ એ વખતે તો ખુદ અમેરિકા સામે આવે તો તેને પણ મહાત કરી દેવાનુ ઘમડ તેનામા પ્રગટ્યુ હતુ! બીજા વિશ્વયુદ્ધમા જાપાન જર્મનીને પક્ષે ગયુ ને પર્લ હાર્બર પર હલ્લો કર્યો, તેની પાછળ આ અભિમાનની ભૂમિકા રહેલી છે. ૧૯૪૧ના ડિસેમ્બરમા એણે દગાખોરીથી લડાઈમા ઝુકાવ્યુ આરભમા તો વિજયની પરપરા ચાલુ જ રહી દક્ષિણ પૂર્વના કેટલા બધા દેશો એણે વીજળીની ઝડપે જીતી લીધા! જર્મનીનુ પણ એમ જ થયુ હતુ, પરતુ પછી વળતા પાણી આવ્યા ને અમેરિકાએ યુદ્ધનો અત આણી સત્વર વિજય મેળવવા માટે મહાવિનાશક એટમ બોમ્બનો ઉપયોગ કર્યો પર્લ હાર્બર પછી પોણાચાર વર્ષે સાડા ત્રણ લાખની વસતિ ધરાવતા હિરોશીમા પર પહેલો બોમ્બ ફેંકાયો અને તત્કાળ ૭૮,૧૫૦ માણસો મરણશરણ થયા, ૩૭૪૦૫ ઘાયલ બન્યા, ૧૩,૯૮૩નુ શુ થયુ તેની ખબર ન પડી! ૧૯૪૫ના ઓગસ્ટની ૬ તારીખે આ બન્યુ એ પછી ત્રણ દિવસે એટલે ૯મી તારીખે અઢી લાખની વસતિ ધરાવતા નાગાસાકી પર બોમ્બ ફેંકાયો અને ૭૩,૮૮૪ માણસો ખપી ગયા! જાપાનની પ્રજા જ નહિ, આખુ જગત આ ઘોર અત્યાચારથી કપી ઊઠ્યુ જાપાનના બધા જ પાપો ધોવાઈ ગયાં હોય એવી સહાનુભૂતિ સામાન્ય માણસોના દિલમાં આ બનાવને કારણે પ્રગટી આવી

આ બોમ્બમારા પછી માત્ર પાચ દિવસમા જાપાને શરણાગતિ માગી અને જનરલ ડગલાસ મેકઆર્થરે એના પર કબજો કર્યો જાપાનના ઇતિહાસનો નવો તબક્કો એ દિવસથી શરૂ થયો જાપાન આજે સ્વતત્ર દેશ છે અલબત્ત, અમેરિકા સાથેના લશ્કરીકરારો ને તેના લશ્કરીમથકો એ સ્વતત્રતાને મર્યાદિત બનાવે છે છતા ૧૯૪૫ના ઓગસ્ટથી આજ સુધીમા જાપાને એ દિશામા જે સિદ્ધિ પ્રાપ્ત કરી છે તે નોધનીય છે અમેરિકાની તરફેણમા એટલુ કહેવુ જોઈએ કે જાપાનને ગુલામ બનાવવાની ઇચ્છા એણે સેવી નહિ જાપાન ફરીને એની સામે માથુ ઊચકે નહિ અને કોઈ કાળે સામ્યવાદી જૂથમા

જાવ નહિ એ એ બાબતની ખબરદારી રાખીને તેણે એનો વિકાસ પણ થવા દીધો છે. આ માટે કરોડો ડોલરની મદદ પણ કરેલી છે. ૧૯૪૭ના મેમા જાપાનનુ નવુ બધારણ અમલમા આવ્યુ છે. આ બધારણનુ ઘડતર અમેરિકાને હાથે થયુ હતું. જાપાનની પરપરા પર એ મોટો પ્રહાર કરનારુ હોવાથી જાપાનના રાજપુરુષો માટે તેનો સ્વીકાર કરવાનુ મુશ્કેલ હતુ. આ બધારણની વિચારણામા અને તેને આખરી સ્વરૂપ આપવામા જેમનો હિસ્સો હતો એવા રાજપુરુષને મળવાની, એમના મહેમાન બનવાની તક અમને ત્યા મળી હતી તેઓ તે પછીના પ્રધાનમડળમા પણ હતા. એમની દૃષ્ટિ પશ્ચિમ-તરફી હતી. અમેરિકામા એમણે શિક્ષણ લીધેલુ. ભારત પણ બે વાર આવી ગયેલા છે. આ સજ્જન પાસેથી એ સમયની વાતો સાભળવામા બહુ રસ આવ્યો.

આ નવુ બધારણ જાપાને લાચારી ને ધમકીને વશ થઈને ત્યારે સ્વીકાર્યું, પરતુ તે પછી સ્વભાવગત કુશળતાથી તેઓ તેને અનુકૂળ થતા ગયા છે યુદ્ધમા પરાજય પામતા જાપાને એનુ સામ્રાજ્ય અને જેને એ પોતાના માનતું હતુ તેવા અમુક ટાપુઓ પણ ગુમાવ્યા. આજનુ જાપાન મુખ્યત્વે ચાર ટાપુઓમા વહેચાયેલુ છે બીજા નાના ટાપુઓની સખ્યા ઘણી મોટી છે કુલ વિસ્તાર ૧,૦૨૮૪૪ ચોરસ માઈલનો છે વસતિ ૧૯૫૭ની ગણતરીએ ૯ કરોડ ૯ લાખ છે જાપાનનો સાગર કિનારો ૧ ૫ ૫ માઈલનો છ પહાડો, સરોવરો નદીઓ મોટા ધોધ, જ્વાળામુખી ધરતીકપના પરિણામો વગેરેથી આખો દેશ દર્શનીય બન્યા છ. મોટા શહેરોમા ટોકિયા સર્વ પ્રથમ આવે એની વસતિ લગભગ ૮૦ લાખ ની છે લડન ન્યુયાર્ક અને ટોકિયા વચ્ચે વસતિની બાબતમા સ્પર્ધાની સ્થિતિ છે એ પછી ઓસાકા ૨૭ લાખ, યોકોહામા ૧૨ લાખ, બીજા શહેરો પ્રમાણમા નાના છે

રાજકીય દૃષ્ટિએ જોઈએ તો બધારણમા પહેલી જ વાર પુખ્ત

વયનો મતાધિકાર સ્વીકારાયો છે સ્ત્રી-પુરુષ એ સમાનતાએ છે પરંતુ અમેરિકામા પુરુષો મજાકમાં એમ કહે કે સ્ત્રી તરીકે અમેરિકામા જન્મવુ સારુ અને પુરુષ તરીકે જાપાનમાં, કારણ કે જાપાની સ્ત્રીઓ વિશેષ સુંદર, કોમળ, કાર્યશીલ ને સેવાપરાયણ હોય છે! બંધારણમા જ યુદ્ધ નહિ કરવાની કલમ દાખલ કરવામા આવી છે ન્યાય અને કારોબારીસત્તાઓ અલગ છે નાગરિકઅધિકારો પણ સ્વીકારવામા આવ્યા છે બંધારણ અનુસારની ઉચ્ચ ચૂંટણીમા રૂઢિચુસ્ત પક્ષનુ બળ વધ્યુ છે ઉદ્દામવાદીઓનુ અર્ધું છે લશ્કર પરની મર્યાદા ધીમે ધીમે પણ ચોક્કસ રીતે ઘટતી જાય છે બીજા વિશ્વયુદ્ધ વખતે જાપાનની સેના ૬૦ લાખથી વધુ હતી એના સામ્રાજ્યને સાથે ગણતા આંકડો ૯૭ લાખથી વધારે થતો હતો ૧૯૧૪-૧૮મા ૮ લાખ અને, ૧૯૪૧-૪૫માં ૯૭ લાખ! મરણની સંખ્યા પહેલી વખતે ૩૦૦ બીજી વખતે ૧૨,૭૦,૦૦૦ યુદ્ધમા અને બીજી રીતે! ઘાયલો બીજા યુદ્ધમા ૧,૪૦,૦૦૦ જાપાનની કમ્મર ભાગી નાખનારા આ આકડાઓ છે, પરંતુ એની લશ્કરી તાકાત ફરીને દેખાવા લાગી છે ૧૯૫૦મા કોરિયાનુ યુદ્ધ થયુ ત્યારે જાપાનમા પોલીસ-સેના ઊભી કરવામા આવી ૧૯૫૪ના જુલાઈથી તો અમેરિકા સાથેના નવા કરાર અનુસાર સંરક્ષણ સેનાનુ કાર્ય શરૂ થઈ ગયેલુ છે વ્યાપારી જહાજો, મોટા કારખાનાઓ, અને પ્રજાનુ ખમીર જાપાનને કોઈ પણ વખતે લશ્કરી સત્તામા પલટી દે એમ છે

આર્થિક વિકાસમા એની ઝડપ ૧૯૪૯ થી ૧૯૫૯ના દસકામા આખા જગતમા સૌથી વધારે રહી છે દર વરસે ૧૧ ટકાનો સુધારો થયો છે નિષ્ણાતો એમ માને છે કે આવતા દસ વર્ષ સુધી વરસે ૬થી ૭ ટકાનો સુધારો ચાલુ રહેશે સંપત્તિના આ વધારાની અસર પ્રજા પર દેખાય છે છતા ગરીબ, મધ્યમ ને તવંગર વચ્ચેના ભેદનો પાર નથી ગોઠા કાળી મજૂરી કરીને પેટ ભરતા હોય અને મોજ-શોખના અનગળ સાધનો ધરાવતા હોય એવા ...

છે. જાપાનમાં નાના ને મોટા, એમ બંને ઉદ્યોગો ઘણા પ્રમાણમાં વિકસેલા છે. દેશના અને વિદેશના કેટલાક નિષ્ણાતોનો એવો મત છે કે ગરીબ, મધ્યમ અને તવંગર વચ્ચેનો જાપાનમાં જે ભેદ છે તે એને માટે ગંભીર જોખમરૂપ છે. આ ભેદ ટાળવા માટે મોટા ઉદ્યોગોનો વિકાસ અટકાવીને પણ વિપુલ પ્રમાણમાં નાના ઉદ્યોગો તરફ તેણે વળવું જોઈએ. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ચીન અને રશિયા સાથેના સંબંધો સમસ્યારૂપ છે. ચીનનો વિકાસ તથા તેની સાથેના સંબંધને લીધે વેપાર પર મુકાયેલી મર્યાદાઓ ચિંતાજનક છે. રશિયાનો ભય તો છે જ, અમેરિકા સાથેના સંબંધો પણ મૂંઝવણ પેદા કરનાર છે. અમેરિકા જેને ખૂબ ટેકો આપે છે તે દક્ષિણ કોરિયાએ જાપાનનો 'સ્વીકાર' જ કર્યો નથી. જાપાન ૧૯૫૬ના ડિસેમ્બરમાં રાષ્ટ્રસંઘનું સભ્ય બન્યા પછી દુનિયાની દૃષ્ટિએ એનો માર્ગ મોકળો થવા માંડયો છે. આજે એ અનેક વિશ્વસંસ્થાઓનું સભ્યપદ ધરાવે છે.

ટોકિયો બહુ પ્રાચીન શહેર નથી, ૫૦૦ વર્ષનો જ એનો ઇતિહાસ છે. વિમાનીમથકથી થોડા માઈલ સુધી એની છાપ અમારા મન પડી નહિ, પરંતુ તે પછી વિશાળ બજારો, કારખાનાઓ, રેલવે સ્ટેશનો, ઈમ્પીરીઅલ પેલેસ, રાજમાર્ગો વગેરે જોયા ત્યારે એની શોભા ને સમૃદ્ધિ દેખાયાં. ભાષાની મુશ્કેલી દરેક સ્થળે અનુભવતાં હતા, પરંતુ દરેક સ્થળે કોઈને કોઈ અંગ્રેજી જાણનાર મળી રહેતુ હતુ. બજારોમાં ફરતાં આ પ્રજા કુશળ વેપરી છે, એવો અનુભવ દરેક વખતે થતો હતો. ટોકિયો ખૂબ જ પ્રવૃત્તિશીલ શહેર છે, ત્યાં વાહનોની ઝડપ પર મર્યાદા છે તે કરતાં વધારે અંકુશ ધીમી ગતિ પર મુકાયો છે ! ત્યાંની બસો દરરોજ ૭૦ હજાર માઈલ દોડે છે. ભૂગર્ભ રેલવેમાં રોજ ૧૦ લાખ માણસો પ્રવાસ કરે છે. નવી થયેલી ભૂગર્ભ રેલવે ખરેખર સારી છે ટોકિયોમાં ૫૦ હજાર કારખાનાંઓ, ૨ લાખ દુકાનો હોવાનો અંદાજ છે સમગ્ર રીતે જોઈએ તો ટોકિયો અસરે ગમ્યું ખરું, પરંતુ જાપાન અંગેના અમારાં કલ્પનાચિત્રની તોલે એ આવ્યું નહિ. એ સંતોષ તો

...મતાધિકાર સ્વીકારાયો છે. સ્ત્રી-પુરુષ એ સમાનકક્ષાએ પરંતુ અમેરિકામા પુરુષો મજાકમાં એમ કહે કે સ્ત્રી તરીકે અમેરિકા જન્મવુ સારું અને પુરુષ તરીકે જાપાનમાં, કારણ કે જાપાની સ્ત્રી વિશેષ સુંદર, કોમળ, કાર્યશીલ ને સેવાપરાયણ હોય છે! બંધારણમા યુદ્ધ નહિ કરવાની કલમ દાખલ કરવામાં આવી છે. ન્યાય અને કારોબારીસત્તાઓ અલગ છે. નાગરિકઅધિકારો પણ સ્વીકારવામ આવ્યા છે. બંધારણ અનુસારની છેલ્લી ચૂંટણીમાં ઉદ્દામવાદી પક્ષનું બળ વધ્યું છે. ઉદ્દામવાદીઓનુ અર્ધું છે. લશ્કર પરની મર્યાદા ધીમે ધીમે પણ ચોક્કસ રીતે ઘટતી જાય છે. બીજા વિશ્વયુદ્ધ વખતે જાપાનની સેના ૬૦ લાખથી વધુ હતી. એના સામ્રાજ્યને સાથે ગણતાં આકડો ૯૭ લાખથી વધારે થતો હતો. ૧૯૧૪-૧૮મા ૮ લાખ અને ૧૯૪૧-૪૫માં ૯૭ લાખ! મરણની સંખ્યા પહેલી વખતે ૩૦૦, બીજી વખતે ૧૨,૭૦,૦૦૦ યુદ્ધમાં અને બીજી રીતે! ઘાયલો બીજા યુદ્ધમા ૧,૪૦,૦૦૦. જાપાનની કમ્મર ભાગી નાખનારા આ આંકડાઓ છે પરંતુ એની લશ્કરી તાકાત ફરીને દેખાવા લાગી છે. ૧૯૫૦મા કોરિયાનું યુદ્ધ થયું ત્યારે જાપાનમાં પોલીસ-સેના ઊભી કરવામા આવી. ૧૯૫૪ના જુલાઈથી તો અમેરિકા સાથેના નવા કરાર અનુસાર સંરક્ષણ સેનાનું કાર્ય શરૂ થઈ ગયેલું છે. વ્યાપારી જહાજો, મોટાં કારખાનાઓ અને પ્રજાનું ખમીર જાપાનને કોઈ પણ વખતે લશ્કરી સત્તામાં પલટી શકે એમ છે.

આર્થિક વિકાસમા એની ઝડપ ૧૯૪૬ થી ૧૯૫૬ના દસકામા આખા જગતમા સૌથી વધારે રહી છે. દર વરસે ૧૧ ટકાનો સુધારો થયો છે. નિષ્ણાતો એમ માને છે કે આવતા દસ વર્ષ સુધી વરસે ૬ થી ૭ ટકાનો સુધારો ચાલુ રહેશે. સંપત્તિના આ વધારાન અસર પ્રજા પર દેખાય છે. છતાં ગરીબ, મધ્યમ ને તવંગર વચ્ચેના ભેદનો પાર નથી. લોકો કાળી મજૂરી કરીને પેટ ભરતા હોય અ વિલાસ-વૈભવના અનગળ સાધનો ધરાવતા હોય એની સ્થિતિ પ્ર

છે. જાપાનમા નાના ને મોટા, એમ બને ઉદ્યોગો ઘણા પ્રમાણમા વિકસેના છે દેશના અને વિદેશના કેટલાક નિષ્ણાતોનો એવો મત છ કે ગરીબ, મધ્યમ અને તવગર વચ્ચેનો જાપાનમા જે ભેદ છે તે એને માટે ગભીર જોખમરૂપ છે. આ ભેદ ટાળવા માટે મોટા ઉદ્યોગોનો વિકાસ અટકાવીને પણ વિપુલ પ્રમાણમા નાના ઉદ્યોગો તરફ તેણે વળવુ જોઇએ આતરરાષ્ટ્રીય ક્ષેત્રે ચીન અને રશિયા સાથેના સબધો સમસ્યારૂપ છે. ચીનનો વિકાસ તથા તેની સાથેના સબધને લીધે વેપાર પર મુકાયેલી મર્યાદાઓ ચિંતાજનક છે રશિયાનો ભય તો છે જ, અમેરિકા સાથેના સબધો પણ મૂઝવણ પેદા કરનારા છે. અમેરિકા જેને ખૂબ ટેકો આપે છે તે દક્ષિણ કોરિયાએ જાપાનનો 'સ્વીકાર' જ કર્યો નથી. જાપાન ૧૯૫૬ના ડિસેમ્બરમાં રાષ્ટ્રસઘનુ સભ્ય બન્યા પછી દુનિયાની દષ્ટિએ એનો માર્ગ મોકળો થવા માડ્યો છે. આજે એ અનેક વિશ્વસસ્થાઓનુ સભ્યપદ ધરાવે છે

ટોકિયો બહુ પ્રાચીન શહેર નથી, ૫૦૦ વર્ષનો જ એનો ઇતિહાસ છે. વિમાનીમથકથી થોડા માઈલ સુધી એની છાપ અમારા મન પડી નહિ, પરતુ તે પછી વિશાળ બજારો, કારખાનાઓ, રેલવે સ્ટેશનો, ઈમ્પીરીઅલ પેલેસ, ગજમાર્ગો વગેરે જોયા ત્યારે એની શોભા ને સમૃદ્ધિ દેખાયા. ભાષાની મુશ્કેલી દરેક સ્થળે અનુભવતા હતા, પરતુ દરેક સ્થળે કોઇને કોઇ અગ્રેજી જાણનાર મળી રહેતુ હતુ બજારોમા ફરતા આ પ્રજા કુશળ વેપારી છે, એવો અનુભવ દરેક વખતે થતો હતો. ટોકિયો ખૂબ જ પ્રવૃત્તિશીલ શહેર છે, ત્યા વાહનોની ઝડપ પર મર્યાદા છે તે કરતા વધારે અકુશ ધીમી ગતિ પર મુકાયો છે ! ત્યાની બસો દરરોજ ૭૦ હજાર માઇલ દોડે છે ભૂગર્ભ રેલવેમા રોજ ૧૦ લાખ માણસો પ્રવાસ કરે છે નવી થયેલી ભૂગર્ભ રેલવે ખરેખર સારી છ ટોકિયામા ૫૦ હજાર કારખાનાઓ ૨ લાખ દુકાનો હોવાનો અદાજ છે સમગ્ર રીતે જોઈએ તો ટોકિયો અમને ગમ્યુ ખરુ પરતુ જાપાન અગેના અમારા કલ્પનાચિત્રની તોલે એ આવ્યુ નહિ એ સતોષ તો

અમને થયો ટોકિયોની બહાર નીકળ્યાં પછી.

ટોકિયોની દક્ષિણ પૂર્વમાં અમે રેલમાર્ગે કામાકુરા ગયાં. ટોકિયોને વીંધીને જતી ગાડી જ્યારે શહેરની બહાર નીકળી ત્યારે જાપાનની સુંદરતા કંઈક દેખાઈ. વચ્ચે યોકોહામા આવ્યું, પરંતુ અમે ત્યાં વળતી વખતે રોકાયાં. કામાકુરામા ટેકસી ભાડે કરી જાપાની મંદિરો જોયાં ને છેલ્લે ૪૨ ફીટ ઊંચી ભગવાન બુદ્ધની મૂર્તિ નિહાળી. ૧૨૫૨ની સાલમાં ઢાળેલી આ મૂર્તિની બેઠક ૯૭ ફીટની છે. એની આસપાસના વૃક્ષો એની



ભગવાન બુદ્ધની આ ભવ્ય પ્રતિમાનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં

ભવ્યતા અને પવિત્રતામા વધારો કરતા હોય એવું લાગે છે. કામાકુરાનો સાગરકિનારો પણ સુંદર છે. ટોકિયોથી માત્ર ૩૦ જ માઈલ દૂરનુ આ સ્થળ જાપાનની મૂળ પ્રકૃતિને જાળવી રહ્યું છે. એના મકાનો,

મંદિરો, પૂજારીઓ, યાત્રીઓ, પ્રવાસીઓ પોતાની છાપ મૂકી જાય છે. ભગવાન બુદ્ધની ઐતિહાસિક મૂર્તિની પાસે જ 'હેસ ડેરા' નામનું બોધિસત્ત્વનું મંદિર છે. ૩૦ ફીટથી વધુ ઊંચી આ કાષ્ટની મૂર્તિ કપૂરના એક જ લાકડામાથી બનાવેલી છે. જાપાનમાં એ અદ્વિતીય છે. આ મૂર્તિ અતિપ્રાચીન છે ને તેની સાથે તપજપની અનેક દંતકથાઓ જોડાયેલી છે. મૂર્તિના મસ્તકે દસ મુખ બતાવવામાં આવ્યા છે ને તેના પર બુદ્ધ ભગવાન બિરાજે છે. આનો અર્થ વિકાસની દસ કક્ષાઓ તથા બુદ્ધત્વ એમ ઘટાવવામાં આવે છે. કામાકુરાથી અમે યોકોહામા ગયા. આ તો મોટું શહેર છે. એની બજાર ધ્યાન ખેંચે એવી છે. જાપાનના સૌથી વધુ પ્રવૃત્તિશીલ આ બંદરનો દરિયાકિનારો સુંદર છે.

જાપાનમાં અમારાં મનનો કબજો કયા સ્થળે લઈ લીધો અને અમે વધુમાં વધુ સમય કયાં ગાળ્યો એમ જો કોઈ પૂછે તો અમારે 'નીકો'નું જ નામ આપવું પડે. જગતના ઉત્તમ સૌંદર્ય-સ્થળોમા એ સ્થાન પામે એવો અમારો મત છે. નીકો ટોકિયોની ઉત્તરે ૯૦ માઇલ છે. ત્યાં પણ અમે ટ્રેનમા જ ગયાં. નીકોમાં જોવાના સ્થળોનો પાર નથી. જગવિખ્યાત પ્રાચીન મંદિરોથી માંડીને સરોવરો, પહાડો, પ્રચંડ જળધોધ વગેરે જોઇને સૃષ્ટિસૌંદર્યનું આકંઠ પાન કર્યાનો આપણે સંતોષ અનુભવીએ. અમે જુલાઈના ત્રીજા અઠવાડિયામા ત્યાં ગયા હતાં. જાપાનની શોભા તો એપ્રિલ-મેમાં. જુલાઈમા ત્યાં સખત તાપ હોય, પરંતુ અમારા સદ્ભાગ્યે ત્યાં પ્રથમ વાદળાં, પછી વરસાદ, છેલ્લે ધુમ્મસ, અને તડકો એમ વિવિધ રંગો ને ઋતુઓ માણવા મળ્યા. "નીકો નેશનલ પાર્ક"નો વિસ્તાર બે લાખ એકરથી વધારે છે. આ વિસ્તારમા શું નથી એ જ પ્રશ્ન છે. કુદરતે અહીં છૂટે હાથે સૌંદર્ય વેર્યું છે અને માનવીએ ચિત્ર તથા સ્થાપત્યની કલા સાથે વર્તમાનયુગની બધી સગવડો ત્યાં ઊભી કરેલી છે. નીકો શહેરની નજીકમાં એક જગવિખ્યાત તોશુગો મંદિર છે. ત્યાં જ ૧૦૪ ફીટ ઊંચો



★

'નીકો'ના મુખ્ય મંદિરમાં યાત્રીઓ સાથે

★

પાંચ માળનો પેગોડા છે પાસે છે બીજાં મંદિરો સંગ્રહસ્થાનો, પ્રાણીઓના થાપનો મુખ્ય મંદિરમાં દરરોજ હજારો યાત્રીઓ આવે છે જાપાનની મૂળ કળા ને પ્રાચીન કથાઓનો રંગની દુનિયાનો અહીં પરિચય મળે છે તોશુગો' નો અર્થ થાય છે 'પૂર્વનો પ્રકાશ' અહીં પેલા ત્રણ વાંદરાઓની મૂર્તિઓ અને 'સૂતેલી બિલાડી' પણ છે મંદિરના મુખ્ય દ્વારથી માંડીને ગર્ભદ્વાર સુધી જાપાની કલા વિસ્તરેલી છે

મંદિરોની આ દુનિયામાં સવારનો સમય પસાર કરી અમે ચાર

હજાર ફીટ ઊંચુ ચુનગી સરોવર, એનો ધોધ, વચ્ચેનો 'કેમન કાર'નો



★
આ છે-પાંચ માળનો જાપાની પેગોડા
★

માર્ગ, આસપાસના જંગલો વગેરે જોવા માટે ઊપડયા સમય ઓછો હતો એટલે મોટરમાં ફરવું અનિવાર્ય હતું ૩૩ ફીટ પહોળા ૬૫ ફીટ ઊંડા અને ૩૩૦ ફીટ ઊંચેથી પડતા ધોધને અમે જમીનમાં ઊતરી સામે જઈને નિહાળ્યા સરોવરના કાંઠા પર ફર્યા પહાડનો પ્રવાસ આહ્‌લાદક હતો કારણ કે પગે પગે ઋતુના રંગ બદલાતા હતા અને વળાંક લેતા માર્ગો જેમ ઉપર જતા હતા તેમ સૌંદર્યના નવા પ્રદેશો જાણે ખૂલતા જતા હતા અમે મોડી રાતે સ્ટેશને પાછા ફર્યા ને ટોકિયો આવી પહોંચ્યા

o o o

ટોકિયોથી જેટ વિમાનમા હોંગકોંગ આવ્યા કલાકના છસો સાતસો માઈલની વિમાનની ઝડપ અને ત્રણ હજારથી પાંત્રીસો માઈલની ઊંચાઈએ ઊડવાનુ—એ અનુભવ રોમાંચક હતો વિમાનની સ્થિરતા તો જાણે આપણે ઓરડામા જ બેઠા હોઈએ એવી હોંગકોંગમા બે દિવસ રહેવાનુ બન્યું અમારા એક સિંધી મિત્રને ત્યા ઉતારો હતો. હોંગકોંગની શોભા ખરેખર નિહાળવી હોય તો એનુ દર્શન-વિમાનમાથી—



★

વિમાનમાથી હોંગકોંગ અને કોવ્લુનનુ દશ્ય

★

કરવુ જોઈએ. ઉતરાણ ત્યા વધુમા વધુ મુશ્કેલ છે. આ હોંગકોંગ બ્રિટિશ કોલોની છે સમગ્ર વિસ્તારને ધ્યાનમાં લઈએ તો તેમાં ટાપુઓ છે ને ચીનની-તળભૂમિ સાથે તેનુ જોડાણ પણ છે અમારો ઉતારો કોવ્લુનમા

હતો. ચીન પાસેથી હોંગકોંગનો આ પ્રદેશ બ્રિટને 'અફીણ માટેની લડાઈ' વખતે ૧૮૪૧માં મેળવ્યો હતો. કોવ્લુન ૧૮૪૧મા પટે લીધુ છે. ચીન આ બધા પર દાવો કરે છે, પરંતુ દબાણ કરતુ નથી. એનો



હોંગકોંગનો ટાપુ અને સાગરકિનારો

સમય વહેલોમોડા પાકશે એમ ત્યાના લોકો માને છે કુન વિસ્તાર ૩૯૧ ચોરસ માઇલનો છે. કોવ્લુન ચીનની તળભૂમિ સાથે જોડાયેલુ છે. હોંગકોંગનો ટાપુ ૧૧ માઈલ લાંબો અને ૩૨ ચોરસ માઈલના વિસ્તારનો છે હોંગકોંગ અને કોવ્લુન બને પોત-પોતાની વિશેષતા ધરાવે છે આજુબાજુ પહાડ અને વચ્ચે સરોવર જેવો દરિયો જોવો એ લહાવો છે. અમારા યજમાને અમને આ પ્રદેશમા ખૂબ ખૂબ ફેરવ્યા. ૨૫ લાખ જેટની વસતિમા ચીની લોકોનુ પ્રમાણ ઘણુ મોટુ છે. સાતેક લાખ તો નવા નિર્વાસિતો છે ને તેમાં ઉમેરો

વતો રહે છે અમને સામ્યવાદી ચીનની સરહદ જોવાની બહુ ઇચ્છા હતી સુંદર સાગરકિનારે મોટરમા ઘૂમતા અમે ત્યાં સુધી જઈ આવ્યા અને સરહદની ચોકી છેક પાસે જઈને જોઈ લીધી અમારી કિસ્મત એનો પુરાવો પણ રાખ્યો!

હોંગકોંગ અમારા પ્રવાસનું છેલ્લું મથક હતું મનમા જેમ પ્રવાસના સ્મરણો ઊભરાતા હતા તેમ મુંબઈના દર્શન પણ હવે મન ચક્ષુ સામે આવવા લાગ્યા હતા હોંગકોંગથી અમે ચોડીવાર સાયગોન ઊતર્યા, વચ્ચે કલકત્તાનો વિરામ આવ્યો ને બરાબર ૯૨ દિવસનો પ્રવાસ પૂરો કરી તા ૨૪ જુલાઈની રાત્રે મુંબઈ આવી પહોંચ્યા! 'પૃથ્વીનો છેડો ઘર' એ કહેવતનો આ ધરતી પર પગ મૂકતાં જ અને અનુભવ કર્યો મનમા એમ થયું કે દુનિયામાં જે કંઈ સુંદર, પ્રાચીન ને કલામય છે તે બધું અનેક વિવિધતાઓથી ભરેલા આપણા દેશમા પણ પડેલું જ છે જો કંઈ ખૂટતું હોય તો તે સમૃદ્ધિ અને અથવા તે પેદા કરવાનો પુરુષાર્થ પણ આ બધાને પ્રવાસવર્ણન સાથે શો સબંધ? પૃથ્વીની પરકમ્મા પૂરી થતા જ્ઞાન, અનુભવ ને આનંદમાં વૃદ્ધિ થઈ અંતરની સમૃદ્ધિમા ઉમેરો થયો જગતની તમામ પ્રજાઓ વચ્ચે બુદ્ધિ સાથે હૃદયથી પણ એકત્વનો અનુભવ કર્યો આ બધું ઉદારતાપૂર્વક પ્રેમભાવે આપવા માટે જે જે વ્યક્તિઓએ સંસ્થાઓએ અને સંયોગોએ ભાગ ભજવ્યો તે સૌના પ્રત્યે અમે આભારની લાગણી વ્યક્ત કરીએ છીએ

વિદાયવેળાની લાગણીથી મન અત્યારે ભરેલું છે

## વાચકોના પત્રોમાંથી

**માત્ર** ૯૦ દિવસમાં તમે જે મેળવ્યું છે તે ભાગ્યે જ બીજો કોઇ પ્રવાસી મેળવી શકે. અમને એમ લાગે છે કે એની પાછળ તમારામાં રહેલો પત્રકાર અને સાહિત્યકારનો મોટો હિસ્સો રહ્યો છે. તમારા વર્ણનમાં એ બંનેનાં દર્શન થાય છે આ લેખોને ફોટાઓ સાથે પુસ્તકાકારે મૂકજો.

'પ્રવાસી'ની કોઈ નવલકથામાં અમે રસ લીધો નથી તેટલો રસ 'પૃથ્વીની પરકમ્મા'માં લઇએ છીએ. અભિનંદન.

હું સહકુટુંબ ચાર વખત યુરોપ, અમેરિકા, જાપાન જઇ આવ્યો છું અને મહિનાઓ ત્યાં ગાળ્યા છે, પરંતુ આપનું પ્રવાસ-વર્ણન વાંચ્યા પછી એમ થાય છે કે આ પુસ્તક લઇ અમારે ફરીને બધું જોવું પડશે. અમે કેટલું જોવાનુ ચૂકી ગયા છીએ તે 'પૃથ્વીની પરકમ્મા'ની લેખમાળાથી જ જાણ્યું.

પ્રવાસવર્ણનો તો ઘણા વાંચ્યાં છે, પરંતુ પ્રાચીન ઇતિહાસથી આજની ઘડી સુધીનું ચિત્ર તમારા લેખોમાંથી જ મળે છે. તમારાં ઊંડા અવલોકન, લેખન અને ચિંતન માટે અભિનંદન. ભાષા અને શૈલી વિષે શું લખું ? જાણે અમે જ પ્રવાસ કરી રહ્યા છીએ.

તમારા રશિયાના પ્રવાસના લેખો વાંચી અમે આનંદ અને જ્ઞાન મેળવ્યા હતાં આ પરકમ્મા વાંચતા તો અમે મનોમન જગતનો પ્રવાસ ખેડવા લાગી ગયા છીએ. મારા એક વ્યાપારી મિત્ર કહે છે કે હવે દુનિયા જોયા વિના રહેવાશે નહિ. આ લેખોનું પુસ્તક જરૂર કરજો.

'પૃથ્વીની પરકમ્મા' માટે અભિનંદન. તમે આટલી ઝીણવટથી જોઇ શકયા અને લખી શકયા તેનાં મને બે કારણો લાગે છે. એક તો અમેરિકાની સરકારના મહેમાન હોવાથી તમને વિશેષ સગવડો મળી અને બીજું કારણ તમે બંને સાથે હતા અટલે ઊંડાણથી બધું જોઈ શકયાં ને વિચારવિનિમય કરી શકયા. આ લેખો જલદી પુસ્તકાકારે થાય તેની રાહ જોઉં છું.

આપ 'પૃથ્વીની પરકમ્મા' લખો છો તેથી અમને ઘણો આનંદ થાય છે. સરસ લખાય છે. આ માટે મારા સૂચનો નીચે મુજબ છે. યોગ્ય લાગે તો કરશો.

૧ આ લેખમાળા પુસ્તકાકારે છાપવાની જરૂર છે.

૨ એમાં ફોટાઓ પણ મુકાવવા જોઈએ.

૩ ગુજરાતીનું ભાષાંતર બીજી ભાષાઓમા કરવુ જોઈએ. હિન્દી, મરાઠી, અંગ્રેજી વગેરે.

આપની લેખમાળા 'પૃથ્વીની પરકમ્મા' અમે ઘણા જ પુલકિત હૃદયે વાચી. જેમ જેમ વાંચતા હતા તેમ તેમ દુનિયાની બાબતોના જ્ઞાનમાં વધારો થયો હતો. જ્ઞાન મળતું જ હતું અને રોમાંચ થતો હતો. એમ પણ થઈ ગયું કે આ વાચ્યું તો હવે અનુભવ પણ લઈએ. પણ દરેકને આટલો લાભ, ત્યા જાય તો પણ ન મળે. આપે આ જ્ઞાનનો લાભ દરેકને આપી ગુજરાતી સાહિત્યમા મહત્વનું કાર્ય કરેલ છે, કંઈક અનોખું આપ્યુ છે.

જ્યારે તમારો પ્રવાસ વાચતા હોઈએ ત્યારે વાસ્તવમાં જાતે જ પ્રવાસ માણતા હોઈએ એમ લાગે છે. હવે એ પ્રવાસનું પુસ્તક ક્યારે બહાર પાડો છો તે 'પ્રવાસી' માં જણાવશો.

આપે 'પૃથ્વીની પરકમ્મા' કરવામાં ખૂબ જ શ્રમ લીધો છે, પરંતુ આપનો એ શ્રમ સાર્થક થયો છે તેની હું ખાતરી આપુ છું. આ દ્વારા 'પ્રવાસી' ના વાચકવર્ગને આપે ઘેર બેઠાં પૃથ્વીનું પરિભ્રમણ કરાવ્યું છે.

'પૃથ્વીની પરકમ્મા' ની લેખમાળા મેં ખૂબ જ રસપૂર્વક વાચી છે. પ્રવાસવર્ણનો તો વારંવાર વાંચવા મળે છે, પણ તમે જે ત્યાંનું માનસદર્શન કરાવ્યુ છે તે દ્યોતક છે. આવી સુંદર લેખમાળા બદલ અમે આપનો આભાર માનીએ છીએ.

---

